શિરોભાગ તો ઉપનિષદ્ ગણાયછે. તેને વેદાન્તશાસ્ત્ર પણ કહેછે.' એ જન્મસાર્થકકર પરમ પુરૂષાર્થ દાતાનું નામ સાંભળતાંજ કંઈક ચમત્કારિક રીત્યા એ પરમપુરૂષાર્થ સંપાદન કરવા તેમના અંતઃકરણમાં મહાભિલાષા અને પ્રીતિ ઉત્પન્ન થઈ, અને કોઈ સાહજ પ્રતિબંધ હોય તે જરાકમાં દૂર થઈ જઈ પૂર્વસંસ્કાર પ્રકટ ન થાય ! એમ રા૦ ગોકુલજીના અતઃકરણમાં તે પરમપુરૂષાર્થનો આવિર્ભાવ થઈ આવ્યો, અને તેઉપર અનિવાર્ય અભિરૂચિ થઈ. પરંતુ તેમાં પ્રવેશકરાવનાર યોગ્ય મહાપુરૂષ દુર્લભ હોવાથી તેમાં પ્રવેશ ન થતાં આતુરતા બહુ વધવા માંડી. પોતાને ભણવાનાં પુસ્તકો ધનસંકોચને લીધે રા. ગોકુલજી સ્વહસ્તેજ ઉતારી લેતા. આનંદજી આચાર્યે કહ્યું કે, અધ્યાત્મરામાયણમાં વેદાન્તશાસ્ત્રવિષે સમજ છે. તેથી તે પુસ્તક વાંચવા માંડ્યું. અને પછી સ્વહસ્તે ઉતારી પણ લીધું છે.

સંપ્રદાયપૂર્વક સંસ્કૃત વ્યાકરણ ગ્રંથ પ્રથમથી ભણ્યા ન હતા, પરંતુ જે પુસ્તક ભણતા કે શ્લોક સાંભળતા, તે અર્થસહિત સમજવાની અવશ્યકતા છે, એમ તેમની સ્વાભાવિક વૃત્તિ હતી, તેથી તેમ કરવા પ્રયત્ન કરતા. એથી અર્થજ્ઞાન અને વ્યુત્પત્તિ થવા માંડ્યાં હતાં. તેમના મિત્ર દોલતરામ પંડ્યાને વ્યાકરણના સંસ્કાર પણ હતા તેથી તેમના સાહાયથી પણ કેટલુંક સમજી લેતા. એમ અભ્યાસથી અને બુદ્ધિની તીવ્રતાથી સરળ સંસ્કૃત ગ્રંથો સમજાવા માંડ્યા, તેમ તેમ તેમાં વિશેષ રસ લાગવા માંડ્યો તેમાં દોલતરામ પંડ્યા જેવા સાહાધ્યાયી તેથી વિદ્યાનું વ્યસન એટલું બધું વધી ગયું કે મણા નહિં. હાલ શાળા અને પાઠશાળામાં અભ્યાસ કર્ત્તા વિદ્યાર્થિયો ઉદ્યોગ કરેછે તેમના કરતાં આ સ્વેચ્છાથી અભ્યાસ કર્ત્તા બે વિદ્યાર્થીનો ઉદ્યોગ ન્યૂન ન હતો અને વિશેષ પ્રશંસનીય હતો. કારણ કે તેમને બાહ્ય ઉત્તેજન કંઈજ નહતું, તેમ કોઈની સ્પર્દ્ધા કરે એવા બીજા અભ્યાસિયો પણ ન હતા.

એમ સંસ્કૃત અભ્યાસની બહુ વૃદ્ધિ ચાલી તેમાં પૂર્વે ફારસી

ભણ્યા હતા તે વિસારી મૂક્યું ન હતું. અવકાશમાં સૌમ્યપ્રકૃતિના બક્ષીજી મથુરાંદાસને ગુરૂ (ઉસ્તાદ) ગણી તેમની પાસે ફારસી કિતાબો પણ વાંચતા.

વિપત્તિમાં અને વિષમ અવસ્થામાં હતા અને તાત્કાલિક ફલની આશા નહતી તે છતાં યોગ્યતા મેળવવામાં કોઈ પ્રકારની ન્યૂનતા ન રાખી. વિદ્યાને અર્થેજ વિદ્યાની પ્રાપ્તિ કરવી એવો મહાશયી વિચાર વિરલા યુવાનોને હોય છે. બાહુકરી ધન કે અધિકાર આદિ અન્ય ફળની આશાએ લોકો વિદ્યાભ્યાસ કરે કરાવે છે. પરંતુ જે વિદ્યાનંદને વાસ્તેજ વિદ્યાભ્યાસ કરે છે તેને ધન્ય છે. અન્ય ફળની આશાએ જે વિદ્યાભ્યાસ કરે છે તેઓ તે ફળની સમીપ જાય છે એટલે વિદ્યાને વિસારી મૂકે છે. તેથી ભારે હાનિ થાય છે. વિદ્યાનંદ વાસ્તેજ જે વિદ્યા સેવે છે તેને વિદ્યાના અલૌકિક આનંદનો લાભ થાય છે અને તે સાથે બીજાના જેવાં ફળ તો એની મળે ખેંચઈ તેની પાસે આવે છે. એમ મહાન્ અને અલ્પ ઉભય લાભ તેને મળે છે. આ સત્યતા શ્રીમાન્ ગોકુલજીનું ચરિત્રનિરૂપણ વાંચતાં સ્પષ્ટ થઈ આવશે. અયોગ્ય મનુષ્ય કરતાં યોગ્ય મનુષ્યની મનકામના સફળ થવાનો અધિક સંભવ હોય છે, માટે 'પ્રથમ યોગ્ય થઈ પછી આશા કરવી' એવું અનુભવિયોનું કથન છે તે યથાર્થ છે.

શ્રીમાન્ ગોકુલજીના અંતઃકરણમાં પરમપુરૂષાર્થ સંબંધી સંસ્કારનો આવિર્ભાવ થયો હતો એ તો પૂર્વે સૂચવ્યું છે. એ સંસ્કાર બે ત્રણ વર્ષનાં અંકુરિત થઈ રહ્યા હતા. તેની વૃદ્ધિ થવાનો હવે અવસર આવ્યો.

સંવત્ ૧૯૦૩ ના વર્ષમાં અધોક્ષજાશ્રમનામે સન્યાસી,—જે પૂર્વાશ્રમમાં પંડ્યા નિર્ભયરામ નામથી નગરના નાગર બ્રાહ્મણ હતા, તે—જૂનેગઢ આવ્યા. તેમની સાથે સમાગમ રાખી વેદાન્તમાં પ્રવેશ કરવા માંડ્યો.

એજ વર્ષમાં આનંદજી આચાર્ય પોરબંદર ગયા. ત્યાંના રા-

ણાજી આનંદજીનાઉપર શ્રદ્ધા રાખતા હતા. આનંદજિયે રાણાજી પાસે બુદ્ધિમાન્ ગોકુલજીની બહુ પ્રશંસા કરી. તેમનો ગ્રહયોગ બહુ સારો છે આદિ વાત કરી રાણાજીનું મન લોભાવ્યું. રાણાજિયે શ્રીમાન્ ગોકુલજીને પોતાને ત્યાં રાખી લેવા ઇચ્છા બતાવી. તેઉપરથી આનંદજી આચાર્ય ગોકુલજીને પોરબંદર લાવ્યા. એ સમયે શ્રીગોકુલજી યુવાવસ્થાના પૂરમાં હતા. તેમની કાન્તિ મનોહર હતી. બુદ્ધિની તીવ્રતા પણ તેવીજ. વાણી પણ સશાસ્ત્ર અને સંસ્કાર પામેલી. બોલવાની છટા પણ ચિત્તાકર્ષક. વસ્ત્રાભૂષણ પણ સ્વચ્છ અને શોભાયમાન. એ સર્વનો એવો પ્રતાપ પડ્યો કે રાણાજી મનમાં બહુ પ્રસન્ન થયા. લોકોનું એવું મત છે કે રાણાજી બહુ પ્રકારે કુશળ અને સમજુ છે પરંતુ તેમનો સ્વભાવ ઉદાર નથી. ધનસંબંધમાં તેમની પ્રકૃતિ વણિક્‌ને પણ લાંછન લગાડે એવી છે. એ અનુદાર સ્વભાવે તેમને યોગ્ય મનુષ્યોથી થતા અમુલ્ય લાભ સામું જોવા દીધા નથી. ગુણવન્તોથી રાજ્યનું મહત્વ અને મહિમા કેટલાં વધે છે તે એવાઓ સ્વપ્ને પણ સમજતા નથી. પ્રમાણમાં બીજા રાજાઓથી અધિક ગુણવાન્ રાણાજિયે શ્રી ગોકુલજી જેવાને પ્રધાન પદ આપ્યું હત તો તે રાજ્યનો આજ કેટલો પ્રતાપ વધ્યો હત તે કહી શકાતું નથી. શ્રીમાન્ ગોકુલજીને મળ્યા પછી પેલી અયોગ્ય કૃપણતાની પ્રજાએ રાણાના મનમાં એમ અર્થ લેવરાવ્યો કે,—આ પુરૂષનો આજથીજ આવો પ્રતાપ પડે છે, તો આગળ જતાં અધિકાર પામ્યેથી અધિક પ્રતાપી થઈ મને છાયામાં નાંખશે, એની યોગ્યતાપ્રમાણે એને આપવામાં પણ પોહોચી નહિ શકાય. આપણે તો આપણા જેવા સ્વભાવનો હોય તેની સાથેજ સારૂ. એ આદિ રંકવિચાર રાણાજીના મનમાં આવ્યા. તેથી ગોકુલજીની આગતાસ્વગતા તો કરી પરંતુ કંઈ કામ આપ્યું નહિ. થોડા માસ ત્યાં રહી કામ ન આવ્યું એટલે ગોકુલજિયે આજ્ઞા માગી. રાણાજિયે વસ્ત્રાભરણ આપી તેમનો સત્કાર કરો

અને ગોકુલજી પોરબંદરથી વિદાય થયા. પ્રખ્યાત વક્તા વ્યાસ જયકૃષ્ણસાથે આવેળાએ પોરબંદરમાં શ્રીગોકુલજીનો પ્રથમ સંબંધ થયો.

સંવત્ ૧૯૦૪ ના વર્ષમાં મહાપ્રખ્યાત બ્રહ્મનિષ્ટ શ્રોત્રિય જ્ઞાની રામબાવા જીર્ણદૂર્ગ પધારચા. તેમની અનિવાર્ય બોધ શકિતની કીર્ત્તિ કચ્છ, સૌરાષ્ટ્ર, અને ગુર્જરાત્રમાં પ્રસરી રહી હતી. તેની સુવાસના જૂનાગઢમાં પણ પ્રથમથી આવી હતી. તેમના કૃપાકટાક્ષની સીમામાં જે મનુષ્ય આવતા તેનું કલ્યાણ થઈ જતું. તેમના અંતઃકરણમાં સચ્ચિદાનંદ સ્વરૂપનો આવિર્ભાવ થયેલો તેના અંશો આરપાર નીકલી તેમના મનોહર મુખઉપર પણ વિરાજી રેહેતા. કોઈ પ્રવાસી ઉષ્ણઋતુના તાપમાં તપી થકિત થયો હોય ને સુંદર જલાશયઉપર પ્રફુલ્લિત થયેલું આમ્રવૃક્ષ દેખી તેની છાયામાં જાય; અને ત્યાં તેના તાપ શમે અને વળી મધુર ફળ પણ તે ઉપરથી મળે તેથી તૃપ્તિ થાય અને સુખ પામે. યોગ્ય ગુરૂના આશ્રયથી આ સંસાર તાપથી તપેલાં મનુષ્યોને એથી અધિક સુખ થાયછે. પરનાં દુઃખ દૂર કરવાં એ જેનો સ્વભાવજ છે એવા શાન્ત મહન્ત પાવન પુરૂષોની છાયામાં જતાંજ મનુષ્યોનાં અંતઃકરણ નિર્મળ થઈ ઉચ્ચ થાય છે. અવલંબન આવે, કોઈ ખાડામાંથી ઊંચે ન ચઢતા હોય એવું તેમને લાગે છે. એવા પ્રાજ્ઞ સમર્થ ગુરૂઓથી મનુષ્યોના દુઃસ્વભાવ મહાભય પામી જાણે દૂર રહ્યા ન હોય એમ થઈ જાય છે; અને સુસ્વભાવનો આવિર્ભાવ થાયછે. પ્રાજ્ઞ મહાત્મા પુરૂષોની કારૂણ્યરસાર્દ્રદૃષ્ટિથી યોગ્ય અધિકારી શિષ્યોને સહસા અભય પ્રાપ્ત થઈ આનંદનો આવિર્ભાવ થાય છે.

स्वाराज्यसाम्राज्यविभूतिरेषा भवत्कृपाश्रीमहिमप्रसादात् ।
प्राप्ता मया श्रीगुरवे महात्मने नमो नमस्तेऽस्तु पुनर्नमोऽस्तु॥

**विवेकचूडामणि. ५२०.**

(આપની કૃપાના મહિમાના પ્રસાદથી સ્વારાજ્ય અને સામ્રાજ્યની વિભૂતિ મને મળી માટે તમને—મહાત્મા ગુરૂને—વારંવાર નમુંછું)

મુકત શિષ્યોના મુખારવિંદમાંથી એવાં સ્વાભાવિક વાકયો અનાયાસે નીકળે છે તે યથાર્થ છે. એવા મહાપુરૂષો જે જે સ્થળે વિચરે છે તે તે સ્થળ મહારમણિક થઈ પડે છે. તેમનાં અંતઃકરણમાં આવિર્ભાવ થયેલા અખંડ જ્ઞાનાનંદનો સુખદ પ્રવાહ વાણિમાં અને આચરણમાં પણ ઉભરાયાં કરે છે. તેના પ્રતાપથી તેમની આસપાસ પણ સુખશાન્તિ વર્ત્તિ રેહે છે. વિવેક, વિરાગ, મુમુક્ષુતા, અને શમાદિ ષટ્ સંપત્તિ, જે વેદાન્તશાસ્ત્રના અધિકારીનાં સાધન છે, તે મુકતગુરૂઓમાં લક્ષણરૂપે રહેલાં હોયછે. જેમની પાસે જતાં તમનાશક અને આનંદદાયક ઉપદેશ ભરેલા વચનામૃતવિના બીજુ કશું કાને પડતુંજ નથી; જ્યાં સ્વચ્છતા તો સ્વતઃ આવી પ્રસરે છે; જ્યાં વિદ્યા ભરેલાં પુસ્તકોનાં બંધન છૂટી તેમાંના બહુ સુસ્વાદુ રસો અનેકના અંતઃકરણના સુવિચારને પુષ્ટિ આપે છે; જ્યાં સ્વતંત્રતા તો મૂર્ત્તિમન્ત થઈ વસે છે; અને સંક્ષેપમાં રાજ્ય મંદિરના કૃત્રિમ વૈભવો કરતાં, એવાં જ્ઞાનમંદિરના વૈભવો તેનો અનુભવ લેનારને બહુ ઉચ્ચ પ્રકારનાં સ્થાયી સુખસન્તોષ આપેછે.

શ્રીગોકુલજિયે પુસ્તકોમાં વાંચીને, પ્રવાસમાં જોઈને, અને પોરબંદરના રાણાજીના સહવાસમાં અને જૂનાગઢના રાજ્યવર્ગી લોકની સ્થિતિથી અનુભવીને, જાણી લીધું હતું કે, તેવે સ્થળે માત્ર સુખાભાસ છે તેને લોકો અજ્ઞાનથી સુખ માની તે પાછળ વળખાં મારે છે. વાસ્તવ સુખ તો કંઈક બીજેજ સ્થળે હોવું જોઈયે. એ વિચારનો પ્રત્યક્ષ અનુભવ જ્ઞાની રામબાવાનાં દર્શન થતાં શ્રીમાન્ ગોકુલજીને થયો, અને જે વિદ્યાના પ્રતાપથી એ વાસ્તવિક સુખ રામબાવા અનુભવતા હતા તે વિદ્યાઉપર તેમને અતિશય પ્રીતિ વધી. પરંતુ જ્ઞાની રામબાવા માત્ર થોડાજ દિવસ જૂનેગઢ રહ્યા તેથી ઉત્કંઠાના પ્રમાણમાં પ્રાપ્તિ થઈ નહિ. તથાપિ આતુરતા અત્યંત વધી મુમુક્ષુતા આવી તેથી એવા મહાપુરૂષોની શોધમાં ફરવા માંડ્યું.

ત્યાં સંવત્ ૧૯૦૫ માં સચ્ચિદાનંદ નામે પરમહંસ ગિરિના-

રની યાત્રા સારૂ જીર્ણદુર્ગ આવ્યા. તેઓ ભર યુવાવસ્થામાં ને સુંદર કાન્તિના હતા. તેમનો વિરાગ કંઈક અલૌકિક હતો. તેમનાં દર્શન થતાં મુમુક્ષુ ગોકુલજિયે તેમના ઉપર બાહુ ભાવ કરી તેમની સેવા કરવા માંડી. પરંતુ તેઓ પણ થોડા દિવસ રહી કશું કહ્યા કાહાવ્યા વિના અચિન્તવ્યા ઉઠી ચાલતા થયા. શ્રદ્ધાળુ ગોકુલજિયે તેમની પાછલ શોધ બાહુ કરચો પણ પત્તો લાગ્યો નહિ. કેટલેક દિવસે એવા સમાચાર મળ્યા કે તેઓ ગિરિનારની ગુફાઓમાં અને ગહુન માર્ગોમાં ભમતા હતા. ભાવિક ગોકુલજિયે ગિરિનારથી ઉતરવાનું નાકું રોકયું. ત્યાં નિત્ય જઈ શોધ કરે. એમ કરતાં એક દિવસ સચ્ચિદાનંદને ગિરિનારથી ઉતરતા દીઠા. ત્યાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ગદ્ ગદ્ કંઠે વિનતિ કરી કે, આપ મહાત્મા એમના એમ પધારી ગયા તેથી મારા મનમાં અનેક સંકલ્પ વિકલ્પ અને ખેદ થઈ હું પોતાને દુર્ભાગી માનવા લાગ્યો. ઈશ્વરેચ્છાથી ગઈ સંપત્તિની પુનઃપ્રાપ્તિ જેવું આજ મારે થયું છે. આજથી મારા ભાગ્યોદયનો અવસર હું માનુંછું. મારાઉપર કૃપાકટાક્ષ કરી અહિયાં નિવાસ કરો અને મને પરમ વિદ્યા જે વેદાન્તજ્ઞાન છે તેનું પ્રદાન કરો એવી મારી અભ્યંતરથી પ્રાર્થના છે. હું વેદાન્તવિદ્યાનો જિજ્ઞાસુ છું.

એ આદિ આશયનાં મધુર વચન સાંભળી પરમહંસ બાવા પ્રસન્ન થયા અને વધા કે,—તથાસ્તુ.

એ પરંમોપરી વિદ્યાના ઉપદેશવિષે મહાત્માઓનાં મતમાં ભેદ છે. કેટલાક મહાત્માઓનું એમ મત છે કે,—એ ઉત્તમોત્તમ જ્ઞાનોપદેશ અધિકારી વિના કરવો નહિ, કારણ અનધિકારીને કરેલો ઉપદેશ નિષ્ફલ કે અનર્થકારી થાયછે. જ્ઞાન જેવી ઉત્તમોત્તમ વસ્તુને એમ અયોગ્ય સ્થાને વ્યર્થ નાંખી દેવી એ અવિવેક છે, ઈત્યાદિ. કેટલાક મહાત્માઓનું એમ મત છે કેઃ—સૂર્યનાં કિરણ અને વર્ષાદનું જળ યોગ્યાયોગ્ય સ્થાને પડેછે, તેમાં પાત્ર હોયછે ત્યાં ફળદાયક થાયછે અને બીજે નિરૂપયોગી પણ જાયછે. એ

દ્દષ્ટાન્ત લક્ષમાં રાખી પરમ કૃપાળુ ગુરૂઓએ વર્ત્તવું. તેમણે બોધામૃત વર્ષાવ્યાં જવું. પાત્ર હશે ત્યાં તે ફળદાયિ થશેજ. અપાત્ર વિષેની ચિન્તા રાખવીજ નહિ. ઈત્યાદિ.

સચ્ચિદાનંદસ્વામીના વિચાર છેલું કહ્યું તે પ્રમાણે હતા. તેથી તેઓનો સ્વભાવ અધિકારી જોયાવિના ઉપદેશ કરવાનો હતો એટલુંજ નહિ પણ પરમ રહસ્ય અને સિદ્ધાન્તો પણ આરંભથીજ કહી દેતા હતા. તેમાં આ પ્રસંગે તો પરમાતુર ગોકુલજી જેવા જિજ્ઞાસુ દીઠા ત્યાં ગાજવિજ સાથે વરસે એમાં શો સંદેહ? પરમહંસબાવાએ તો તત્કાલ સિદ્ધાન્તો જણાવી દીધા; અને સંપ્રદાયપૂર્વક જ્ઞાન થવા સારૂ **પંચદશી** નામે શ્રીવિદ્યારણ્યસ્વામી અને શ્રીભારતીતીર્થકૃત પ્રખ્યાત ગ્રંથ છે તે ભણાવવા માંડ્યો. તે પ્રમેય ગ્રંથમાં બહુ પ્રક્રિયાઓ અને પરિભાષા આવી જાયછે. તેથી તત્ત્વજ્ઞાનનો એ પ્રવેશક ગ્રંથ ગણાયછે.

એ રીતે મુમુક્ષુ ગોકુલજીનું ચિત્ત તો તત્ત્વજ્ઞાન ભણી એકાગ્ર થવા માંડ્યું. બીજીપાસ વય પણ પચીશ વર્ષનું થયું. કુટુંબની સ્થિતિ છેક નિર્વિત્ત થયેલી. કુટુંબનાં મનુષ્યોએ પરસ્પરસ કેહેવા માંડ્યું કે હવે તો કંઈ ઉદ્યોગે વળગે તો સારૂં. એના જેવડા જુવાનો તો કોઈને નહિ તો કોઈને પણ વળગી, ખુશામત કરી, કંઈ પેદા કરેછે; આ તો પુસ્તક પાનામાંજ લીન થઈ બેશી રેહે છે અને નિરૂદ્યમી દિવસ ગાળેછે; કારભારીને ઘેર જવું, કે કોઈની ખુશામત કરવી, એ તો સમજતાજ નથી; ઈત્યાદિ તેમની સમજ પ્રમાણે કુટુંબના અને બીજા લોકોએ વાતો કરવા માંડી.

તે દેશકાલ અને રીતિ એવાં હતાં કે તે કુટુંબના અને સંબંધિયોના સ્વપ્નમાં પણ ન આવે કે શ્રીમાન્ ગોકુલજી કારભારી તો શું પણ રાજાઓની એ મ્હારાજ્ઞી જે સરસ્વતી તેની સેવા પરમ પ્રેમથી કરતા હતા; તેથી તેના વરદાયિ કરકમલથી તેને એવાં ફળ મળશે કે મણા નહિ. ગમે તે મનુષ્યનો પક્ષ—પછી તે કારભારીનો હો કે રાજા નો હો પણ તે પક્ષ—ક્ષણિક છે. કયારે ત્રૂટી જાય

તે કેહેવાતું નથી; પરંતુ સરસ્વતીનો પક્ષ અલૌકિક, બલવાન્ અને શાશ્વત છે. તે સરસ્વતીના ઉચ્ચકર પક્ષથી કેટલી ઉન્નતિ થાયછે એ તેમની કલ્પનામાં પણ નોહોતું. સરસ્વતીપક્ષનો પ્રતાપ એવો છે કે તે પક્ષી જ્યાં પ્રવેશ કરેછે ત્યાં પારજઈ ઉત્કૃષ્ટસ્થાને જઈ બેસેછે.

સ્વસેવક ગોકુલજીનો સમાસ સરસ્વતી સમજુઓના મનમાં કરતી ન હોય, એમ તે વેળા હતું. તે સમયે જૂનાગઢમાં નવાબ હામદખાનજી રાજ્યકર્ત્તા હતા. તેઓ ગુણજ્ઞ, સમજુ, અને સ્વતંત્ર હતા. રા. રા. અનંતજી જેવા સમર્થ કારભારી હતા તોપણ નવાબસાહેબ ગુણી મનુષ્યોનો સંગ્રહ સ્વતંત્ર રીતિએ કરતા.

સંવત્ ૧૯૦૫ ના વર્ષમાં એક રાત્રે નવાબ હામદખાન *અમાત્ય મંડળમાં બેઠા હતા. ત્યાં દફ્તરી રા. ભગુમેહેતા જેનું મ્હોટું નામ ભવાનીદાસ હતું તે આવ્યા. તેઓ વૃદ્ધ થઈ ગયા હતા, તેથી આવીને પ્રાર્થના કરી કે, સાહેબ, મારાથી હવે યથેચ્છ કામ થઈ શકતું નથી, માટે કોઈ બીજા યુવાન પુરૂષની યોજના કરો તો સારૂ. દેહનો ભરૂંસો નથી. મને એમ લાગે છે કે કોઈ યોગ્ય મનુષ્યને મારા કામમાં નાંખી જાણીતો કરૂં તો પછી આપને નિવૃતિ. ઇત્યાદિ કેહેતાં નવાબસાહેબે ઉતર આપ્યો કે, તમારી નજરમાં જે લાયક લાગે તેને રાખી લ્યો. રા. ભગુમેહેતાએ વિચાર કરી શ્રીમાન્ ગોકુલજીનું નામ દીધું અને કહ્યું કે,—એણે વિદ્યા સંપાદન કરેલી છે, વળી કુલવાન્ છે, દેખાવમાં પણ પ્રતાપી છે, બુદ્ધિમાન્ પણ છે, એ છોકરો મારી દૃષ્ટિમાં આવે છે. થોડા સમય સુધી તેને કશી જોઇયે. નવાબસાહેમે તેજ વેળા ચોપદાર મોકલી શ્રીગોકુલજીને તેડાવ્યા. તેઓ આવ્યા અને કુરનસ કરી નમ્રતાપૂર્વક ઉભા રહ્યા. તેમને જોઈ નવાબસાહેબ પ્રસન્ન થયા અને તેજ સમયે માનવસ્ત્ર આપી પ્રતિવર્ષે કોરી ૬૦૦) આપવાની કહી રાખવા કહ્યું. આશરે રૂ ૧૪-૧૫ નો મહિનો ગણાય તે બહુ ઓછો ખરો તો પણ યાચનાવિના આવી પડ્યું તે માન્ય કરવું ઉચિત છે. એમ

* આસપાસ રેહેનારાં ખાનગી મનુષ્યો, પાશવાનો, મુસાહીઓ,

ધારી શ્રીગોકુલજિયે નવાબસાહેબનું વચન ઉપકાર માની અંગીકાર કરયું. કામદ્વારાએ કામણ કરી ઉપરીનું મન વશ કરે છે તેને ધનની શી ન્યૂનતા રેહે છે. શ્રીગોકુલજી એ રીતે, પ્રથમ વિદ્યાદિથી પાત્ર થયા હતા તે, હવે રાજ્યશ્રીયુક્ત થયા. થોડાજ દિવસમાં પોતાના કામમાં એવી નિપૂણતા દેખાડી કે રા. ભગુમેહેતા બહુ પ્રસન્ન થયા. નવાબસાહેબના આગળ રા. ગોકુલજીની પ્રશંસા થવા માંડી. ગુણજ્ઞ નવાબસાહેબે તુરત વર્ષાસન વધારી ૧૦૦૦ કોરી કરી આપી.

વિદ્યાના પ્રતાપથી રા. ગોકુલજીની ગ્રહણશક્તિ, સ્ફૂર્તિ, અને ક્રિયાશક્તિ એટલી બધી વધી હતી કે જે કામ બીજાં મનુષ્ય જેટલા પ્રહરમાં કરી શકે તે કામ રા. ગોકુલજી તેટલી ઘડીમાં કરી શકે એટલુંજ નહિ પણ તે વળી સુતર અને નિયમસર કરે.

એ રીતે રાજદ્વારી કામમાં પડ્યા ખરા, પણ વિદ્યાનું વ્યસન એમનું એમ રહ્યું. વિદ્યાનું યથાર્થ રસપાન જેણે કરયું હોય તેનું એજ લક્ષણ છે. પરમહંસબાવા સચ્ચિદાનંદ પાસે પંચદશી શીખતા તે અભ્યાસ ચાલતોજ હતો. એમની ધારણશક્તિ એવી સારી હતી કે ગુરૂ પ્રસન્ન થયાવિના રેહેજ નહિ; તે સાથે ઊહાપોહ કરવાની શક્તિ પણ તેવીજ વિચક્ષણ હતી. તેથી વિરાગી પરમહંસબાવાનું અંતઃકરણ પણ 'ગોકુલકી બુદ્ધિ દેખકે રાગી હુવા.' સારા ગુરૂ અને તેવાજ શિષ્ય મળે ત્યાં શી ખામી રેહે. રા. ગોકુલજીને તો પંચદશી જીહ્વાગ્રે થઇ ગઇ. સ્વતંત્ર પરમહંસબાવા એક દિવસ ન રેહે એવા હતા, તે શિષ્યના ભાવને સ્વાધીન થઇ કેટલાક માસ જીર્ણદુર્ગમાં રહ્યા. પંચદશી પૂર્ણ કરાવી પછી ચાલતા થયા.

રા. ગોકુલજીને તો સંવત્ ૧૯૦૫ નું વર્ષ સર્વ પ્રકારે લાભકારી થઇ પડ્યું. પુરૂષાર્થકારી વિદ્યામાં યથાર્થ પ્રવેશ થયો અને તે સાથે અનાયાસે રાજદ્વારમાં પણ પ્રવેશ થયો. તેથી સ્નેહીસંબંધીનો પણ ઘંટીટંકારો મટ્યો. સર્વ કામના નિયમ બાંધ્યા. પ્રાતઃકાળમાં

વિદ્યાનું ઉપાસન કરે; પછી રાજકીય કામ નિયમસર કરે; અને સાયંકાળે મિત્ર પંડ્યાજી દોલતરામની સંગતિમાં વાગ્વિનોદ થાય.

પરમહંસબાવા વિચરતા વિચરતા ભાવનગર પધાર્યા. ત્યાં રા. ગોકુલજીના જેવાજ ગર્ભશ્રીમાન્, બુદ્ધિમાન્, વિવેકી, અને વિદ્વાન્ સામળદાસનો સમાગમ થયો. ગુણીજનોના ગુણના રાગી રા. સામળદાસનો ભાવ પણ પરમહંસબાવા ઉપર બહુ થઈ ગયો. ભાવનગરમાં ચેષ્ટાનિરૂપણ કરવાનો અને પરીક્ષા કરવાનો અધિક ચાલ હતો. પરમહંસબાવા મહાત્યાગી વિરાગી છે એવી ઉડતી વાત ભાવનગરમાં આવી હતી. ભવ્યદર્શનીય પરમહંસને જોઈ તે વાતમાં કેટલાકને સંશય પડવા માંડ્યો. સન્યાસિયોને કસવાની કનક અને કાન્તા એ કસોટી છે. કેટલાકે એ ઉભય મનહર પદાર્થોથી પરમહંસબાવાને કસવાનું ધાર્યું. કનકમાં તો પરમહંસ ન લોભાયા ત્યારે અન્તે એક વ્યભિચારિણી જવાન સુરૂપવતી સ્ત્રી હતી તેને પરમહંસ એકાન્તમાં સૂતા હતા ત્યાં મોકલી અને શું બને છે તે કમાડની તડમાંથી જોવા લાગ્યા. તેણે પોતાનાં સર્વ સાધનોથી પરમહંસને મોહ પમાડી છળવા પ્રયત્ન કર્યો, પણ તેઓ વિકારી ન થયા. અને હસીને બોલ્યા કે, 'મૈયા! મેરી વૃત્તિમેં તો સર્વ સ્થલે સચ્ચિદાનંદ સ્ફૂરણ હો રહાહૈ વાં માસચર્મકા અવકાશ નહિ હૈ. બેટા! તુંભી ઐસા દેખ' ઇત્યાદિ આશયનાં વાક્યો સાંભળી તે સ્ત્રી તો ચકિતજ અને સ્તબ્ધજ થઈ ગઈ. અને ભાવનગરિયોએ પરમહંસબાવાનું 'યુવાનસ્વામી' નામ પાડ્યું અને તેમને અલૌકિક મહાપુરૂષ ગણવા માંડ્યા.

એવા પુરૂષે રા. ગોકુલજીને અને રા. સામળદાસને બહુ પ્રકારે સમગુણી જોઈ બેનો સંબંધ થાય એમ ઇચ્છ્યું. એવા મહાત્માનો સંકલ્પ સિદ્ધ થાય એમાં તો નવાઈજ શી.

આ સંબંધવિષે રા. રા. સામળદાસ લખે છે કે:—"સંવત્ "૧૯૦૬ ના આરંભમાં હિંદુસ્થાનના પૂર્વભાગમાંથી સ્વામી શ્રી "સચ્ચિદાનંદજી (જેઓ હાલ નાનોદના રાજ્યમાં બીરાજે છે તેઓ)

"ભાવનગર પધાર્યા હતા. તે સમયે મારે તેમનો કેટલોક સમાગમ "રહેલો. તેઓની પાસે હું થોડાએક વેદાન્તશાસ્ત્રના ન્હાના "ન્હાના ગ્રંથો ભણતો, અને વેદાન્તશાસ્ત્ર સાંભળતો હતો. તે "પ્રસંગમાં તેઓ—સ્વામીશ્રિયે રા. શ્રીગોકુલજી ભાઈની સુ-"બુદ્ધિની તેમજ વેદાન્તશાસ્ત્રમાં તેમના પ્રચારની ઘણી પ્રશંસા કરી. "તેઉપરથી એવા ગુણવાન્ પુરૂષ સાથે સંબંધ કરવાનું મારા મનમાં "આવ્યું. પછી પ્રથમ મારા તરફથીજ તેમના સમાગમની ઈચ્છા "જણાવીને પત્ર લખ્યું હતું. તેના ઉત્તરમાં તેઓનું પત્ર ઘણુંજ "સંતોષકારક આવ્યું. જેમાં વેદાન્તના સિદ્ધાન્તને અનુસાર મુ-"ખ્યત્વે એવાં વાકયો લખ્યાં હતાં કે—'તત્ત્વદૃષ્ટિથી વિચાર કરતાં "'ચૈતન્યાત્માની સર્વત્ર સામાન્ય વ્યાપ્તિ છે. તે દૃષ્ટિએ તો પરસ્પર "'ભિન્નતા ગણવા સરખું નથી. વળી વ્યાવહારિક દૃષ્ટિએ પણ "'એક વિદ્વાનનું એવું મત છે કે:—

'वने मयूरा गगने पयोदा । लक्षान्तरेऽर्कश्च जलेषु पद्मं' ॥
'चन्द्रो द्विलक्षे कुमुदानि चाधो । यो यस्य चित्ते न स तस्य दूरे'''॥*

"ઉપર પ્રમાણે પ્રથમ પત્રથીજ તેઓએ ઉપદેશરૂપા વાકયો "લખવાની રીતિ રાખી હતી. તેમનું સમક્ષ મળવું સંવત્ ૧૯૧૭ "ના વર્ષમાં થયું. તે સમયથી ઘણી વેળાએ વેદાન્તશાસ્ત્રની ચ-"ર્ચામાં, તેમજ રાજ્યપ્રસંગી અને બીજી વ્યાવહારિક વાતો વગે-"રેના પ્રસંગમાં, ઘણાં વાકયો—સ્તુત્ય અને ઉપદેશ લેવા યોગ્ય—પ્ર-"માણપૂર્વક કેહેતા. તેનો ઘણો ભાગ તો મારા સ્મરણમાં પણ "સ્પષ્ટ રહેલો નથી. પરંતુ માત્ર થોડું જે સહજ સ્મરણમાં છે "તે લખું છું."

* વનમાં મોર અને ગગનમાં વાદળાં, જળમાં કમળ અને લાખો (યો-જન) દૂર સૂર્ય, નીચે કુમુદિની અને બે લાખ (ગાઉ) ઉપર ચંદ્ર, (એમ છે તોપણ તેમનો સ્નેહ છે તો પાસેજ હોય એવો આસર થાય છે માટે) જે જેના ચિત્તમાં છે તે તેથી દૂર નથી.

એ પ્રકારે એ સજ્જનોના સ્નેહનો આરંભ થયો; તે સજ્જનની મૈત્રીનાં લક્ષણ પ્રમાણે અધિકાધિક રસવાન્ અને સદાવર્ધમાન રહ્યો.

इक्षोरग्रात्क्रमशः पर्वणि पर्वणि यथा रसविशेषः ।
तद्वत्सज्जनमैत्री विपरीतानां च विपरीता॥

( શેલડીના અગ્રથી પેરાઈ પેરાઈએ આગળ વધતાં જેમ મિષ્ટરસ અધિક અધિક મળે છે તેમજ સજ્જનની મૈત્રીમાં છે. દુર્જનનીમાં એથી વિપરીત છે).

એ સ્નેહબંધન કેટલું દૃઢ થઈ પરિપક્વ થયું હતું તે આ ચરિત્રમાં પ્રસંગોપાત્ત જોવામાં આવશે. સમગુણશીલવ્યસની સખાને પરસ્પરનો આધાર રહી અનેક પ્રકારે પુષ્ટિ મળી મનનું સુખ કેટલું રેહે છે, અને તેથી જગત્માં પણ કેટલા લાભ થાય છે, એ વાર્ત્તા જેને એ મૈત્રીસુખનો અનુભવ છે તેજ જાણે છે.

નીતિજ્ઞ ચાણક્ય વદે છે કે:—

संसारकटुवृक्षस्य द्वे फले अमृतोपमे ।
सुभाषितं च सुस्वादु संगतिः सुजने जने ॥

(સંસારરૂપી કટુવૃક્ષનાં બે ફળ અમૃતની ઉપમાનાં છે. સુરસ સુભાષિત અને સજ્જનની સંગતિ) એ યથાર્થ છે.

સંવત્ ૧૯૦૬ ના વર્ષમાં રા. ગોકુલજીભાઈએ રા. ભવાનીદાસનો ભાર ધીરે ધીરે ઉતારી પોતે લીધો અને તેઓ મનેપ્સિત નિવૃત્તિમાં રેહે એમ અનુકૂળ કરી આપ્યું. બુદ્ધિમન્ત લોકો નિયમસર કામ કરેછે ત્યાં તે કામનો નિસ્તાર તુરત આવેછે. ચાલતું કામ કરતાં અવકાશ મળે ત્યારે જૂના લેખપત્રો વાંચી જાણીતા થવા માંડ્યું. જે મનુષ્યો પોતાનું કામ યથાર્થ કરી પછી બીજા કામમાં પણ સુજાણ થવા યત્ન કરેછે તેનો ઉદય મોડો વેહેલો અવશ્ય થાયછે. જે પોતાના કામમાંથીજ નથી પરવારતા તે, જાણે પોતે પોતાની મેળેજ, ઊંચે જવા યોગ્ય નથી, એવું બતલાવતા નહોય, એવા છે. તેઓએ લીધેલા કામનેજ તેઓ પોહોચી ન શકે ત્યારે તે કામ-

નાથી તેઓ ન્હાના છે એમ સિદ્ધ થાયછે. જે પોતાનું કામ કરી બીજા કામમાં લક્ષ આપેછે તેઓ સ્પષ્ટ એમ બતાવે છે કે કામ ન્હાનું છે અને તેઓ મ્હોટા છે. તેથી મ્હોટાં કામ તેમની વાટ જોઈ બેશી રહ્યાં ન હોય એમ થાય છે. અન્તે તેનો અને યોગ્ય મહત્કામનો યોગ થાયછે. જગતમાં બહુકરીને મનુષ્યો પ્રથમ પોતાની તુલના અને યોગ્યતા પોતેજ જાણે નિર્ણિત કરતા ન હોય, એમ પોતાના કામથી પોતે કરેછે. જેમ પોતાની સ્થાપના પોતે પ્રથમ કરેછે, તેમ તેમની બાહ્ય સ્થાપના બીજાઓ કરેછે. અર્થાત્ સ્વાશ્રયના પ્રમાણમાં બાહ્યાશ્રય મળેછે. ઉદ્યોગી બુદ્ધિમાનોનો અન્તે તેમના યોગ્ય કામ સંગાતે યોગ થાય છે, માટે આરંભમાં કદિ ગમે તેવું કામ સંપાય, તે ઉપરથી મહેચ્છાવન્તોએ નિરાશ થવું નહિ. નદીનીપેઠે આરંભ સર્વનો અલ્પજ હોય છે.

સંવત્ ૧૯૦૭ માં પણ રાજ્યકામમાં વિશેષ વિશેષ જાણ સંપાદન કરી પોતાનો એવો સમાસ કરચો કે તેમનાવિના ચાલેજ નહિ એવી સ્થિતિ તે ખાતાની થઈ.

એજ વર્ષમાં ભાવનગરવાળા પ્રખ્યાત રામકૃષ્ણભારતી જીર્ણદુર્ગે આવ્યા. રા. ગોકુલજી શ્રીસચ્ચિદાનંદપાસે પંચદશી વેગથી શીખી ગયા હતા. એવા વિચારભરેલા ગ્રંથોનું પુનરાવલોકન અવશ્યનું છે. પુનરાવર્ત્તન કરતાંજ જે જે સ્થલે મહામૂલ્ય રત્નો હોય છે તે યથાર્થ રીતે દૃષ્ટિગોચર થાય છે; નહિ તો તે કોઈ સહજ અન્તરપટમાં રહી શંકાસ્પદ થાય છે. પંચદશીનું પુનરાવર્ત્તન કરતાં રા. ગોકુલજીને કેટલેક સ્થલે શંકાઓ ઉત્પન્ન થઈ હતી. તેનું યથાર્થ સમાધાન કરે એવો પુરૂષ જીર્ણદુર્ગમાં નહતો. શ્રીરામકૃષ્ણભારતી પધારચા તેમનો સમાગમ રાખી તે શંકાઓનું સમાધાન કરી લીધું. તેમાં મુખ્ય.

नीलपृष्ठत्रिकोणत्वं यथा शुक्तौ तिरोहितम् ।
असंगाऽऽनंदताऽऽद्येवं कूटस्थेऽपि तिरोहितम् ॥ ३९॥

એ પંચદશીના ચિત્રદીપ નામે ષષ્ઠ પ્રકરણનો પાંત્રીસમો શ્લોક છે તેવિષે યથાર્થ સમાધાન કરી લીધું હતું. જેમાં ભ્રાન્તિસમયે સામાન્ય અંશની પ્રતીતિ અને વિશેષ અંશની અપ્રતીતિ રેહેછે તે વિષે સ્પષ્ટીકરણ કરેલું છે. અકસ્માત્ એકકાળે કોઈ મહાલાભ થાય છે ત્યારે મન વ્યગ્ર થઈ જાય છે. રા. ગોકુલજીને તત્ત્વજ્ઞાન જેવો પરમ લાભ એક પદે થઈ ગયો તેથી તેમની દશા પણ જરા વ્યગ્ર થઈ હતી, એમ તેમના કેટલાક સમવયી લોકો કેહેછે. પરંતુ તુરતજ ભારતીસ્વામી આવ્યા તેમણે રા. ગોકુલજીના મનનાં કેટલાંક સમાધાન કરી તેમને સ્વસ્થ કરી દીધા.

એજ વર્ષના આષાઢ માસમાં નવાબ હામદખાનજી હક થયા. તેથી આષાઢ શુદિ ૧૩ શુક્રવાર તા. ૧૧ મી આગષ્ટ સન ૧૮૫૧ ને દિને હાલના નવાબસાહેબ સર. મહાબતખાનજી ગાદિયે બેઠા. તે પ્રસંગઉપર પોલિટિકલ એજન્ટ લાંગ સાહેબ જૂનેગઢ આવ્યા હતા. તેમની સાથે રા. ગૌરીશંકર પણ હતા. તેઓ લખે છે કેઃ—

"રા. ગોકુલજીભાઈનો સાથે એક મહિનાસુધી સહવાસ રહેલો "હતો અને નિરંતર રાત્રિએ વેદાન્ત પ્રકરણમાં મનોહરસ્વામીનાં "પદ વગેરે વાંચવાનું ચાલતું હતું."

સંવત્ ૧૯૦૮ ના વર્ષમાં એક વિઠ્ઠલવ્યાસનામે શાન્ત અને નૈષ્ઠિક પુરૂષ જૂનેગઢ આવ્યા. તેઓ વેદાન્તશાસ્ત્ર પણ જાણતા. તેમના શુદ્ધ આચાર વિચાર જોઈ રા. ગોકુલજી પ્રસન્ન થયા. અને તેમનો સમાગમ કરવા માંડ્યો. જેમાં તેવીજ પ્રકૃતિના બક્ષી મથુરાદાસજી સામીલ હતા. તેઓ સાથે મળી વેદાન્ત વિચારતા અને તેજ પ્રસંગની ચર્ચા કરતા.

નવાબસાહેબ મહાબતખાનજીનું વય પંદર વર્ષનું હતું તેમને વિદ્યાભ્યાસ કરાવવા સારૂં મુંબઈથી રા. પ્રાણલાલ મથુરાદાસ પોલિટિકલ સાહેબ દ્વારાએ નિયમાયા હતા. તેઓ આશ્વિનમાસમાં જૂનેગઢ આવ્યા. તેઓ રાજકોટમાં રા. રા. ગૌરીશંકરને મળી

જૂનાગઢના વૃત્તાન્તવિષે જાણીતા થયા હતા. એ પ્રસંગવિષે લખતાં રા. રા. પ્રાણલાલભાઈ લખે છે કેઃ—

"હું પ્રથમ મુંબઈમાં હતો.......બોર્ડ આવ એડ્યુકેશને મને "જૂનાગઢના નવાબસાહેબ મહાબતખાનજી ન્હાની ઉમરના હતા "તેમના શિક્ષક તરીકે નીમ્યો. અને કાઠિયાવાડ જઈને પ્રથમ "મેહેરબાન પોલિટિકલ એજન્ટ લાંગ સાહેબને મળવું એમ હુકમ "મળવાથી, હું પ્રથમ, મેહેરબાન લાંગ સાહેબનો મુકામ રાજકોટમાં "હતો ત્યાં ગયો........ત્યાં મેહેરબાન ગગાભાઈ સાહેબ (ભાવનગ- "રના દિવાન) રાજકોટમાં હતા તેમની સાથે વાતચીત કરવાથી "એમ માલમ પડ્યું કે જૂનાગઢમાં રા. મથુરાંદાસ બક્ષી તથા ઝાલા "ગોકુલજી એ બે ગૃહસ્થો ઘણા લાયક છે. તે મધ્યેના રા. મથુરાં- "દાસ બક્ષીજીના ઉપર ગગાભાઈ સાહેબે મેહેરબાની કરી ઓળ- "ખાણનો કાગળ લખી આપ્યો. તે કાગળ જૂનાગઢ જઈ બક્ષી- "જીને મેં આપ્યો. બક્ષીજી તથા ઝાલા ગોકુલજી બંને એક "બીજાના મિત્ર હતા. તે કાગળઉપરથી બક્ષીજિયે ઝાલાની "સાથે મને ઓલખાણ કરાવી. ઝાલાજી તે વખ્તમાં હજુર દફ્ત- "રીના હાથ નીચે કામદાર હતા. તેમની સાથે વાતચીત કરતાં તેઓ "ઘણા બુદ્ધિમાન્ લાગ્યા. તથાપિ બક્ષીજીની સાથે જેટલો પ્રસંગ "સમાગમ થવા લાગ્યો તેટલો પ્રસંગ તેમની સાથે કેટલીક મુદત "સુધી થયો નહિ. કેમકે બક્ષીજી ફારસીમાં ઘણા પ્રવીણ છે. "ઈંગ્રેજી ભણવાની આતુરતા છતાં કોઈ તેવો ભણાવનાર મળેલો "નહિ તેથી તેમણે મારી પાસે ઈંગ્રેજી ભણવું વગર ઢીલે શિરૂ કર્યું; "અને મને ફારસી ભણવાનો શોક થયાથી બક્ષીજી મને ફારસી "ભણાવવા લાગ્યા. અમારા બંનેના સમાગમના દરમિયાનમાં "ઝાલાજી અમારી પાસે વખ્તેવખ્ત આવવા લાગ્યા. તેમાં ઈંગ્રેજી "પુસ્તકો તથા ઈંગ્રેજી ન્યુઝપેપરોમાંથી અમે દેશ રીવાજની તથા "કલાકૌશલ્યની અને નીતિની બાબતો કાહાડતા હતા તે (ઝાલાજી) "સાંભળતા હતા અને વચમાં વચમાં પ્રશ્ન કરતા હતા. તેનો ખુલાસો

"હું આપતો હતો. એવા તેમના પ્રશ્નોઉપરથી તેમની શક્તિ બલ-
"વાન્ હતી એમ મારા મનમાં ભાસ વધારે થવા લાગ્યો" ઇ. ઇ. ઇ.

"ભવાનીદાસ કરી વૃદ્ધ દફ્તરી તે ઝાલાજીના ઉપરી હતા. તેમનો
"ઝાલાજી ઉપર પૂર્ણ ભરૂંસો હતો. એ દફ્તરીખાતું ગોયા એકા-
"ઉન્ટન્ટ જનરલના દરજ્જાનું હતું. * * * સઘળી વાત ઝાલાજીના
"જાણ્યા બાહાર રેહેતી નોહતી. ઝાલાજીનો પગાર એવા મ્હોટા
"જોખમના ખાતામાં છતાં બહુજ હલકો હતો. હું ભૂલતો ન
"હઉ.તો વર્ષે દહાડે એક હજાર કોરીનો હતો. તે છતાં તેમની
"દયાનતદારી શ્રેષ્ઠ હતી તે ટકાવી રાખી." ઇ.

ઇંગ્રેજી ભણેલા દેશી ગૃહસ્થ સાથે રા. ગોકુલજીને આ પ્રથમ મિલન થયું. રા. પ્રાણલાલજી પણ ગંભીર સ્વભાવના અને પ્રતાપ પડે એવા તેથી રા. ગોકુલજીના મનઉપર તેમનાવિષે સારી મુદ્રા પડી. રા. ગોકુલજીના જોવામાં આવ્યું કે જગત્‌વિષે અનેક વૃત્તાન્તો જાણવાનાં સાધન ઇંગ્રેજીમાં અધિક છે; ઇંગ્રેજીમાં નવી વિદ્યાઓ તથા નવા શોધો વધ્યાં જાયછે; તેમાંના વિચારો દેશકાલને અધિક અનુકૂળ પડે એમ છે; ઇંગ્રેજી ઉપયોગી છે એમ સૌરાષ્ટ્રના લોકોના સમજવામાં હજી નથી, પરંતુ વેળા વીતે એ રાજ્યભાષાનો પ્રચાર થશે, અને કદિ ઉપયોગી પણ થશે; વિદ્યાનો પાર નથી એમ પણ્ડિતો વદેછે તે યથાર્થ છે. એ આદિ વિચારો રા. પ્રાણલાલજીના સમાગમથી રા. ગોકુલજીને આવવા માંડ્યા. અવકાશ મળતાંવાર તેઓ રા. પ્રાણલાલજીની સંગતિ શોધે, અને જેમ જેમ અનેક વિષયોપર ચર્ચા કરે અને સંવાદ કરી જાણ મેળવે તેમ તેમ તે વિદ્યાઉપર વિશેષ ભાવ વધે. રા. રા. ગોકુલજીભાઈ પાછળથી કેહેતા કે,—'તે સમયે જો પરદેશ જવાનો ચાલ હત અને જૂનાગઢની ગુફામાંથી બાહાર પડ્યા હત, અથવા પરદેશી ઇંગ્રેજી ભણેલા લોકોનું જૂનાગઢ પાસ આવા-ગમન થતું હત, અથવા પોલિટિકલ એજંટને ત્યાંથી ઇંગ્રેજીને ઉત્તેજન હત, તો એ વિદ્યાનો ઉપયોગ અવશ્ય જોવામાં આવત અને તેમ થાત તો સર્વ કામ પડ્યું મૂકી ઇંગ્રેજી ભાષા ભણી લેત.

તે સમયે કોઈની કલ્પનામાં પણ ન આવેલું કે થોડાંજ વર્ષમાં ઇંગ્રેજી વિદ્યાનો પ્રચાર આટલો બધો વિસ્તરશે. તે સમયે ઇંગ્રેજી વિદ્યા સંપાદન ન કરાઈ તેવિષે પ્રસંગોપાત્ત પોતે પશ્ચાત્તાપ કરતા.

રા. રા. પ્રાણલાલજી સાથે સમાગમ વધતો ચાલ્યો. અને પરસ્પરની મમતા વધી.

સંવત્ ૧૯૦૯ ના વર્ષમાં દિવાન રા. રા. અનંતજીને અને નવાબસાહેબનાં માજી તથા ચઈતીબૂને વિરોધ થઈ રાજ્યમાં બે પક્ષ થયા.

જે ખાતામાં રા. ગોકુલજી હતા તે દફ્તરખાતું પૂર્વથીજ ખાનગી ખાતા સાથે સંબંધ રાખતું આવે છે.

નવાબસાહેબ તરફના સર્વ લેખ, ધનસંબંધી વ્યવસ્થાના લેખ, અને સંક્ષેપમાં સર્વ મુખ્ય કામ એ દફ્તરખાતે હોય છે. લેખો ઉપર હજુરનાં મોહોર (મુદ્રા) સ્વાદ થવાનાં, તે એ દફ્તરદ્વારાએજ થવાનાં, તેથી ખાનગીમાં સંબંધ વધારે રેહે છે. રા. ભવાનીદાસને પણ તેમજ હતું તેથી રા. ગોકુલજી પણ તેજ પક્ષમાં હતા. રા. રા. અનંતજીનો તેમના ઉપર અભાવ હતો, એ વાત રા. ગોકુલજીના સમજવામાં હતી. રા. રા. અનંતજી ધારે તે કરી શકે એવો તે વેળા તેમનો પ્રભાવ હતો; તેથી રા. ગોકુલજીને કામથી દૂર કરશે એમ લોકો કેહેતા, અને રા. રા. અનંતજીના આશ્રિતોમાંથી કોઈએ રા. ગોકુલજીને તે ભય અને અનંતજીના પક્ષમાં આવેથી લાભ પણ બતાવેલા ખરા. પરંતુ રા. ગોકુલજી દૃઢ હતા. સ્વાર્થ સારૂ પ્રામાણિકતા મૂકી પક્ષથી ચળવું એ નીચ મનુષ્યનું લક્ષણ છે એમ તેમનો વિચાર હતો, તેથી નિર્બળપક્ષમાં રહ્યાથી જે પરિણામ થવાનાં તે બધાં દીઠાં તે છતાં, સહન કરવાનો સ્વીકાર કરી એવે અણીને સમયે કુલિનતા દેખાડી. **क्षीणोपि न त्यजति शीलगुणान्कुलीनः** (ક્ષીણ હોય તોપણ કુલીન મનુષ્ય શીલગુણો તજતું નથી.) રા. રા. અનંતજીના ક્રોધનો પાર ન રહ્યો.

નવાબસાહેબ બાલ્યાવસ્થામાં હતા તેથી જૂનાગઢનું રાજ્ય

પંચદ્વારા ચાલતું. તેમાં પોલિટિકલ એજન્ટ પ્રમુખ અને રા. અનંતજી પ્રધાન હતા. રા. રા. અનંતજિયે પોલિટિકલ એજન્ટને કંઈ સમજાવી રા. ગોકુલજીને અને તેમના ઉપરીને બરતરફી અપાવી. આજ્ઞાપત્ર આવતાં એ ખાતાના સ્થાનની કુંચિયો માજીસાહેબને આપી રા. રા. ભવાનીદાસ અને ગોકુલજી ચાલતા થતા હતા, તે સંધિમાં માજીસાહેબ અને ચાઈતીબૂ પોતાના પક્ષઉપરની તેમની ભક્તિ જોઈ પ્રસન્ન થયાં અને કહ્યું કે;—'ચિન્તા રાખશો નહિ, ખુ. નવાબસાહેબના થાળ સાથે તમારો નિર્વાહ છે.' એવા આશયનાં વચનં કહી બાહુ ઉત્તેજન આપ્યું. રા. ગોકુલજીને પછી નવાબસાહેબની હજુરમાં રાખ્યા. એક આમાત્ય (ખાનગી, પાસે રેહેનાર) રૂપે રા. ગોકુલજિયે નવાબસાહેબ પાસે રેહેવા માંડ્યું. રા. રા. પ્રાણલાલજીપાસે નવાબસાહેબ ગૂજરાતી શીખતા હતા. રા. ગોકુલજીને ત્યાં પાસે રેહેવાનું કામ સોંપ્યું હતું. આ સમયસંબંધમાં રા. રા. પ્રાણલાલજી લખે છે કેઃ—

"દફ્તરખાનામાંથી ઝાલાજીને નીકળવું પડ્યું. પછી નવાબ "સાહેબ મહાબતખાનજીની પાસે મુસાહેબો મધેના એક મુસાહેબ "તરીકે (ઝાલાજીને) રાખવામાં આવ્યા. તે મુસાહેબો, નવાબ સા- "હેબ મારી પાસે અભ્યાસ કરવા બેસે તે વખ્તે નજર રાખવા બે- "સતા હતા. દરમિયાનમાં નવાબ સાહેબ થોડી ફુરસદ લેતા હતા "તે વખ્તમાં ઝાલાજી ઇંગ્રેજી તથા ગણિતનો અભ્યાસ કરવા લાગ્યા. "ગણિતમાં તેમની શક્તિ મહાભારત જણાઈ,—એકવાર અંક- "ગણિતના પ્રકરણોની રીતિ સમજાવી અને એક દાખલો બતાવ્યો "(એટલે) તે પછીના દાખલા પોતાની મેળેજ સમજી જતા. એ "રીતે અંકગણિત (જેને પ્રથમ ભાગ કેહેતા હતા) નું પુસ્તક થોડો "થોડો વખ્ત મળ્યા છતાં થોડા કાળમાં લગભગ પૂરૂં કર્યું. તેમજ "થોડી થોડી મિનિટ ઇંગ્રેજી ભણવાને મળતી હતી, તે છતાં આ- "શરે મેકેલકની પેહેલી, બીજી, અને ત્રીજી ચોપડી પૂરી કરી. તેથી "મને સાનંદાશ્ચર્ય લાગ્યું કે એ મહાસમર્થ માણસ છે. કેમકે જે

"ઇંગ્રેજી પાઠ અમે એક વાર તેમને વંચાવ્યો અને અર્થ પ્રથક્કરણથી "તથા મેળવણી (એકીકરણ) કરી સમજાવ્યો કે તેમના મનમાં ઠશીજ "ગયો, અને બીજે દાહાડે આવે એટલે આગળા દાહાડાનો થયેલો "પાઠ ખરેખર સમજાવી બતાવે અને છૂટા છૂટા અર્થ પણ કરી બ- "તાવે. તેઓ કેહેતા કે ઘરમાં ઈંગ્રેજી ચોપડી અથવા ગણિતના દાખ- "લા હું જોતો નથી. કેમકે ઘરના વખ્તમાં સ્નાનસંધ્યા કરવાં અને "જમવું તથા વાળું કરવું તે સિવાય વેદાન્તનાં પુસ્તકનું વિવેચન "કરવું એટલે એવો બીજો અભ્યાસ કરવાને બનતું નથી.

"હું પ્રથમ હવા ખાવા જતો હતો ત્યારે મારી સાથે જૂનાગઢનો "કોઈ ગૃહસ્થ આવતો નહિ. પણ પછવાડેથી મારા કેહેવાથી ઝાલાજી "આવવા લાગ્યા, અને પછી તેઓ ઘણુંકરીને રોજ સાંજના "પાંચ સાડાપાંચથી તે સાત ઈયા આઠ વાગ્યાસુધી આવતા. તે "બાહાર ફરવામાં વખ્ત સારો મળતો તે વેળા ન્યુઝપેપરોમાંની વાતો "કરતા. હવા ખાવા ઘણુંકરી કાલવા દરવાજા આગળ સ્વામી- "નારાયણના મંદિરની પાસે "અખડ" કરીને સ્થળ છે, ત્યાં જતા. "રશિયા એક તરફ અને તુરકી, ઇંગ્રેજ અને ફ્રેન્ચ એ સામી "તરફ—એ લડાઈ તે વખ્ત ચાલતી હતી. તે દેશોના નકશા પણ "તેમને બતાવ્યા. કેમકે ન્યુઝપેપરમાં લડાઈની વાત આવે ત્યારે "નકશા જોવા જોઈયે, તેથી તેમણેજ કહ્યું કે નકશો દેખાડો.

"નીતિની વાતોઉપર તેમને બહુજ શોખ હતો. તેથી ઈંગ્રેજી "નીતિના ગ્રંથવિષે હું તેમની સાથે વાતો કરતો હતો; તેની સાથે "તેઓ સંસ્કૃત ગ્રંથની નીતિની તુલના કરતા હતા. કેમકે ઝાલાજી "સંસ્કૃત વાંચી સમજી જાણતા હતા. તેમને પૂછતાં તેઓ, (કેહેતા કે) "સંસ્કૃત વ્યાકરણ શીખ્યો નહિ હતો. પણ ગ્રંથો, પંડિતો મને "અર્થ સાથે સમજાવતા હતા એમ કરતાં કરતાં મને હવે, સંસ્કૃત "ગ્રંથ સમજાય છે."

'અમારા સમાગમમાં "કોઈ કોઈવાર ફારસીવિષે વાતો થતી. "પણ (બાહુકરી) હું ઇંગ્રેજી ગ્રંથોવિષે ચર્ચા કરતો—જેવી કે રસા-

"પણ શાસ્ત્ર, સિદ્ધપદાર્થ વિજ્ઞાન (નાચ્યરલ ફિલાસાફી), યંત્રશાસ્ત્ર, "નીતિગ્રંથ, અર્થશાસ્ત્ર (પોલિટિકલ ઇકાનામી) તર્કશાસ્ત્ર (લાજિક).'

'જ્યારે કંઈ દૃષ્ટાન્તમાં કવિતાથી સારી રીતે અસર થાય એવી કોઈ કવિતા આવતી ત્યારે તે કવિતા પણ બોલતા. પણ તે કવચિત્જ.'

"ઝાલાજી નીતિના અને વેદના વિષયની બહુ શોખથી વાત "કરતા હતા."

રા. ગોકુલજી સંબંધના ઉપરના પ્રસંગઉપરથી અને રા. રા. પ્રાણલાલજિયે આપેલા ઉપરના વૃત્તાન્ત ઉપરથી વાંચનારના મનમાં અનેક વિચારો ઉત્પન્ન થઈ કેટલાક બોધ સહજ મળે એમ છે.

આજીવિકા કરતાં પ્રામાણિકતા અને એકનિષ્ઠા વાહાલી કરનારના અંતઃકરણમાં જે સંતોષાનંદ થાય છે, એ તો તેના અનુભવી જાણે છે, પરંતુ અન્તે પ્રસિદ્ધ લાભ પણ કેવો થાય છે, એ આજ ચરિત્ર વાંચતાં આગળ જોવામાં આવશે.

વારંવાર વદતાં દોષ નથી કે,—વિદ્યામાં રસ પડ્યાનું પ્રમાણ તેમાં અખંડ રૂચિ રેહે એ છે. આજીવિકાનું સાધન મળેથી બહુ લોક વિદ્યાને વિસારી મૂકે છે. તે પ્રથમ ગમે તેટલા ભણ્યા હોય; ભલે તેઓ 'એમ, એ,' કે એવાંજ બીજાં પદ પામ્યા હો, પણ તેઓની વિદ્વાનમાં ગણના યથાર્થ નથી. મધ્યકાળમાં ઇંગ્રેજી વિદ્યાનો પ્રચાર ન હતો ત્યારે પણ વિદ્વત્તાનું માપ વિદ્યાવાનની અખંડ અભિરૂચિ ઉપરથી થતું હતું, તો આ સમયે તો વિશેષેકરીને તેમ થવું જોઈયે. આજીવિકાસારૂ વિદ્યાને સાધનરૂપે જેઓ કરે છે, તેઓને વિદ્યાનો જે અપૂર્વ આનંદ છે તે સ્વપ્નમાં પણ નથી સમજાતો.

પકવાન્ન અને પાયસાન્નમાં જડ કડછાકડછી પ્રથમથી તે સમાપ્તિ સુધી ફર્યાં કરે છે, પરંતુ તેને તેમનો કશો સ્વાદ નથી; વિવેકી ભોજન કરનારાજ તેનો મિષ્ટ સ્વાદ લે છે. આજીવિકાસારૂ વિદ્યા ભણનારા એ જડ કડછાકડછી જેવા છે. તેઓને વિદ્યાનો અલૌકિક સ્વાદ કદિ આવતો નથી. વિદ્યામૃતનો પરમ પ્રિયસ્વાદ માત્ર વિદ્યાર્થેજ વિદ્યાની ઉપાસના કરનારાં વિરલ મનુષ્યો પામી શકે છે.

રા. ગોકુલજીને વિદ્યા ઉપર બહુજ ભાવ હતો. એ વિદ્યાના ભાવે તેમની બુદ્ધિ અને ગ્રહણશક્તિ પણ એવી સમર્થ અને બલવતી કરી હતી કે અવધિ. રા. રા. પ્રાણલાલજી, જેઓ મુંબાઈની પાઠશાળામાં પૂર્ણ અભ્યાસ કરીને ગયેલા અને જેમણે બહુ વિદ્વાનો અને અભ્યાસિયો જોયેલા, તેમના જેવા પણ રા. ગોકુલજીની બુદ્ધિ જોઈ કેવા સાનંદાશ્ચર્ય પામ્યા તે આપણે તેમનાજ શબ્દમાં ઉપર વાંચ્યું છે. વિશેષ આશ્ચર્યની વાર્તા તો એ છે કે રા. ગોકુલજીને કશા પ્રકારનુંએ વિદ્યા સંબંધમાં ઉત્તેજન ન હતું—નોહોતો તે દેશમાં વિદ્યાનો પ્રચાર કે નોહોતી વિદ્યાની પરીક્ષા; નોહોતું અન્ય અભ્યાસિયોનું દૃષ્ટાન્ત કે નોહોતાં વિદ્યા સંપાદન કરવાનાં સાધન; અને નોહોતી ઘરની અનુકૂલતા કે નોહોતી સારી આજીવિકા. એમ છતાં પણ વિદ્યાઉપર તેમની અપૂર્વ પ્રીતિ હતી, એથી તેમને બાહ્યાન્તરના કેવા અસંખ્ય લાભ થયા હતા તે આગળ જોવામાં આવશે. તેઓ પોતે સુખી હતા; અને તેમનું નામ અને ચરિત્ર બહુજનોને બોધ અને ઉત્તેજન આપી સુખી કરશે. આથી સારી માનપાત્રતા અને સ્તુતિપાત્રતા બીજી શી હોય!

આ લખનારે દેશી પરદેશી બહુ પુરૂષોનાં ચરિત્રો વાંચ્યાં છે. દેશકાળ પ્રસંગ લક્ષમાં રાખી તેવા મહાપુરૂષોનાં ચરિત્રો સાથે તુલન કરતાં રા. ગોકુલજીનું સુચરિત્ર પ્રથમ વર્ગના લોકોનાં ચરિત્ર જેવું તેને લાગ્યું છે. અને આશા છે કે વિવેકી વાંચનારાઓને પણ તેમ લાગશે. એક કવિ કેહે છે કે:—

**स्वदेशजातस्य नरस्य नूनं। गुणाधिकस्यापि भवेदवज्ञा ॥**

**निजाङ्गना यद्यपि रूपराशि। स्तथापि लोकः परदारसक्तः॥**

(પોતાની સ્ત્રી રૂપથી ભરેલી હોય તોપણ (તેને ન ગણી) લોક પર સ્ત્રીમાં મોહ પામે છે, તેમ સ્વદેશમાં થયેલા નરના ગુણ અધિક હોય તોપણ તેની અવજ્ઞા થાય છે, (અને પરદેશીઓ ઉપર મોહ થાય છે.)

કવિએ ઉપર જે વ્યભિચારી લોકોનું દૃષ્ટાન્ત આપ્યું છે તેવા દોષથી દુષિત આ વાંચનારા ન હો, એમ ઇચ્છાશા છે.

રા. ગોકુલજીને રા. રા. અનંતજિયે દૂર કર્યા ખરા, પણ તેના જેવો પ્રવીણ બીજો ગૃહસ્થ તે કામ કરવા મળવો કઠિણ પડ્યો. રા. રા. અનંતજીના મનમાં એમ હતું કે રા. ગોકુલજીને નિરાધાર કરી નાંખેથી અન્તે તે શરણ આવશે. પરંતુ એ સંકલ્પ તેનો નિર્મૂલ હતો. રા. ગોકુલજીના કેવા ઉચ્ચ અને કુલીન વિચાર હતા એનો ભાસ પણ રા. રા. અનંતજીના મનમાં આવવો દુર્લભ હતો. દફ્તરખાતાનું કામ બરાબર ચાલવા ન માંડ્યું અને તેમાં ગુંચવારો વધવા માંડ્યો, અને અવ્યવસ્થા થઈ ગઈ. રા. રા. અનંતજી બુદ્ધિમાન્ હતા તેથી ગુણની પરીક્ષા કરી શકતા. તેને ઇચ્છા થઈ કે કોઈ પ્રકારે પણ રા. ગોકુલજી સ્વપક્ષમાં આવે તો સુતર થાય. તેથી તેમણે અનેક દ્વારાએ રા. ગોકુલજીનાં સ્નેહીસંબંધીને કેહેવરાવવા માંડ્યું કે,—રા. ગોકુલજીની આડાઇનાં તેને કડવાં ફળ ચાખવાં પડશે. હજી પણ આડાઈ તજી મારી પાસે આવે તો હું તેને ઉપરીની જગા અપાવું. ઇત્યાદિ.

પરંતુ રા. ગોકુલજીનો ટેક કંઈ વિલક્ષણજ હતો. મૂળ કુલવાન્, વળી વિદ્યાવાન્, અને નીતિવાન્, સદ્‌ગુણનું મૂલ્ય પણ જાણે; અને સદ્‌ગુણની સંપત્તિનું સદભિમાન પણ શોભા આપે એવું યથાર્થ રાખતા તે, રા. રા. અનંતજી ગમે તે પ્રકારની યુક્તિયો કરે તેથી, કેમ લલચાય? સ્નેહીસંબંધિયોએ બહુ ભાર દઈ રા. ગોકુલજીને ચળાવવા યત્ન કરયો, પણ કોઈનું વળ્યું નહિ. તેમની દૃઢતાને કોઈ પણ બળ ચળાવવા સમર્થ ન હતું. યોગ્ય આત્માભિમાન અથવા ટેક જે સદ્‌ગુણી રાખે છે તેના ઇશ્વર પણ સહાય થાય છે.

મહાભારતમાં એ વિષે એક સુંદર પ્રસંગ શ્રીવ્યાસનારાયણે લખ્યો છે કેઃ—

સર્વમાન્ય સર્વોપરી શ્રીકૃષ્ણને પાણ્ડવ પક્ષમાં રેહેવાનું અનુમત મળ્યા પેહેલાં તેમણે એવી પ્રતિજ્ઞા કરી હતી કે, હું શસ્ત્રધારણ

નહિ કરૂં. આ વાર્ત્તા પ્રસિદ્ધ હતી. ભીષ્મપિતામહે એ પછી એવું 'પણ' લીધું હતું કે,—કાં તો શ્રીકૃષ્ણની પ્રતિજ્ઞા મૂકાવી શસ્ત્ર ધરાવું કે કાંતો પાણ્ડવનો નાશ કરૂં. ભીષ્મને કૃષ્ણ ઉપર ઇશ્વરભાવ હતો, તે છતાં પોતાના સદભિમાન અને ધર્મ ઉપર આધાર રાખી એવું દુર્ઘટ 'પણ' લીધું, તેનું પરિણામ એ થયું કે અન્તે શ્રીકૃષ્ણ ભગવાન્‌ને પોતાની પ્રતિજ્ઞા ભંગ કરવી પડી અને ધર્મદૃઢ ભીષ્મપિતામહની પ્રતિજ્ઞા સત્ય થઇ. શ્રીકૃષ્ણને શસ્ત્ર ઝલાવ્યું ત્યારે ભીષ્મપિતામહ શાન્ત પડયા. એ પ્રસંગની કથા શ્રીમદ્‌ભાગવતમાં પણ છે ત્યાં ભીષ્મપિતામહે શ્રીઈશ્વરની કૃષ્ણરૂપમાં સ્તુતિ કરી છે ત્યાં વધા છે કેઃ—

**स्वनिगममपहाय मत्प्रतिज्ञामृतमधिकर्तुमवप्लुतो रथस्थः ॥**
**धृतरथचरणो ऽभ्ययाच्चलद्गु र्हरिरिव हन्तुमिभं गतोत्तरीयः**

(મારી પ્રતિજ્ઞાને સાચી કરવા પોતાના વચનનો ત્યાગ કરચો (એવા જે કૃષ્ણ તે) રથમાંથી કુદી પડ્યા. પછી રથનું ચક્ર ધરીને પૃથ્વીને ચળાવતા એવા અને વળી જેનું ઉપરનું વસ્ત્ર પડી ગયું છે એવા, જેમ હાથીને હણવાને કોઇ સિંહ ન જતો હોય તેમ, મારા સન્મુખ આવ્યા, (એવા જે કૃષ્ણ તેને હું નમુ છું).

એ બધાનો સાર એટલોજ છે કેઃ—ઈશ્વર પણ સદભિમાનીને (ટેકીને) સહાય થાય છે, એટલુંજ નહિ પણ કોઈ પ્રસંગે તેના સદ્‌ભાવથી પ્રસન્ન થઈ, પોતાનો સંકલ્પ અફૂલ જવા દે છે, પણ એવા યોગ્ય સદાગ્રહીની પ્રતિજ્ઞા સફળ કરે છે.

રા. રા. અનંતજિયે અનેક પ્રકારે રા. ગોકુલજીને પીડા કરવા માંડી પણ તે ચળ્યા નહિ. રા. રા. અનંતજિયે દફતરીનું કામ રા. ગોકુલજીના સ્નેહી રા. બક્ષીજી મથુરાદાસજીને સોંપ્યું. સુશીળ બક્ષીજીને તો ધર્મસંકટ આવી પડ્યું. ઉપરીની આજ્ઞા ન માને તો તે એવા હતા કે તુરત બિચારા બક્ષીજીને સંતાપે, વા અપરાધી ઠરાવી ગમે એવી હાનિ કરી દે. અને આજ્ઞા પ્રમાણે કરે તો રા. ગોકુલજી જેવા સાત્વિક સ્નેહીના મનમાં શંકા આવશે, એ આદિ સરલ બક્ષીજીના મનમાં સંકલ્પ વિકલ્પ થવા માંડ્યા. શુદ્ધ બક્ષી-

જીનાં ઇંગિત ઉપરથી રા. ગોકુલજીના વરતવામાં આવ્યું કે બક્ષીજી સૂક્ષ્મસંદેહમાં (Dilemma) આવી પડ્યા છે.

રા. રા. બક્ષીજી કેહેતા કે:—આપણા ગોકુલજીભાઈએ કહ્યું કે ગમે તેને એ સ્થાનકે બેસારત તેના કરતાં તમે મારા સ્નેહી બેસશો તેથી મને સારૂ લાગશે. રાજ્યપ્રસંગમાં એમ થયાં જાય છે. પ્રપંચના ખેલ એવાજ છે. માટે તમારે મનમાં જરાકે સંકોચાવું નહિ. આપણો પરસ્પર સ્નેહ સ્વતંત્ર છે, તેનો સ્થાનક સાથે સંબંધ નથી. એ આદિ અનેક પ્રકારે મનનું સમાધાન કરાવવા તેઓ પ્રયત્ન કરતા પરંતુ મારા મનમાં એ વાત ખુચ્યાં કરતી. અન્તે દફતરીની જગ્યા લીધી. પણ તે સ્થિતિમાં, ઉંચી જગ્યા મળ્યાનો સંતોષ તો ક્યાંથીજ થાય, પણ રા. ગોકુલજીભાઈ યોગ્યની જગ્યા મેં લીધી તેનું શૂળ મનમાં રહ્યાં કર્યું. પરંતુ ગોકુલજીભાઈના સ્નેહમમતાભાવમાં કિન્ચિત્ પણ ન્યૂનતા મેં દીઠી ન હતી.

સંવત્ ૧૯૧૧ માં પણ નવાબસાહેબના આમાત્ય રૂપેજ રા. ગોકુલજી હતા. તે વર્ષમાં રા. રા. પ્રાણલાલજીને બીજી જગ્યા મળ્યાથી તેમની જગ્યાએ રા. રા. સોમનારાયણ નરનારાયણ નિયમાયા. તેઓનો અભ્યાસ રા. પ્રાણલાલજીથી ઓછાં વર્ષનો હતો. રા. સોમનારાયણ જૂનેગઢ કાર્ત્તિક માસમાં આવ્યા. તેમની સાથે પરિચય થઈ તેમની રૂચિ જાણતા સુધી રા. ગોકુલજીથી ઈંગ્રેજી અભ્યાસ કરવો બની શકે એમ ન હતું; તેથી તેમણે ફારસી અભ્યાસ વધારવા માંડ્યો. પછી ધીરે ધીરે રા. સોમનારાયણ સાથે સમાગમ થઈ સ્નેહ થવા માંડ્યો. રા. સોમનારાયણ અભ્યાસથી થકિત થઈ ગયા હોય એવી સ્થિતિમાં હતા, તેથી અવકાશ મલતાં વાર ફરવા જવા ઉપર અને હાસ્યવિનોદની વાર્ત્તાઓઉપર તેમનું લક્ષ વધારે રેહેતું. રા. ગોકુલજીને તેમની રૂચિ પ્રમાણે વર્ત્તવાની અગત્ય હતી, એટલે દંગ્રેજી અભ્યાસ વધારવાનું બની શક્યું નહિ. આ સમયચ્યુતિ સારૂ રા. રા. ગોકુલજીભાઈ પ્રસંગોપાત્ત પશ્ચાતાપ બહુવાર કરતા.

રા. રા. સોમનારાયણ, રા. ગોકુલજી અને પંડ્યાજી દોલતરામ એ

ત્રણેનો સમાગમ બહુવાર રેહેવા માંડ્યો. એ ત્રણેજણ સાયંકાળે મજેવડી દરવાજે કે કાળવા દરવાજે ફરવા જતા. વાર પર્વ અને અનધ્યાયના દિવસોમાં તેઓ એકસ્થ થઈ સમ્ભોજન (ઉજાણી) કરતા. તેસારૂ તેઓ આસપાસનાં ન્હાનાં ગામડાંઓમાં જતા; કોઈ વેળા કોઈ વાડીમાં જતા; અને કોઈ સમયે ત્રિવેણીઉપર પણ જતા. પ્રસંગવશાત્ અનેક વિષયોઉપર વાતો અને ટીકા કરતા. તેમાં મુખ્યત્વે કરીને રા. રા. સોમનારાયણ કેહે છે કેઃ—'ઇંગ્રેજી રાજ્ય, દેશીરાજ્ય અને નીતિશાસ્ત્ર તથા વેદાન્તશાસ્ત્રઉપર સારો સંવાદ થતો.' પંડાજી દોલતરામનું ઘર સારા સ્થાનમાં હતું તેથી ત્યાં પણ ઘણી વાર મળવું થતું. ત્રણે જણ મળે ત્યારે બહુકરી અવકાશનો સર્વ કાળ ખેલમાં અને વિનોદમાંજ ગાળી દેતા. કેટલોક કાળ ગયા પછી રા. સોમનારાયણને ફારસી ભણવા ઉપર રૂચિ થઈ. મોલવી મહમદઅલીને ઉસ્તાદ કરી તેમની પાસે રા. સોમનારાયણે ફારસી ભણવા માંડ્યું. રા. ગોકુલજીનો અભ્યાસ તો ચાલતોજ હતો. રા. પ્રાણલાલજીની પેઠે રા. સોમનારાયણને પણ રા. ગોકુલજીની બુદ્ધિ શક્તિ, મહાશયતા, વિદ્યામાં રૂચિ, શાસ્ત્રમાં પ્રવીણતા આદિ બહુ ચમત્કારી લાગ્યાં. રા. સોમનારાયણને તેમના ગુણોનાં ચિન્હ એવાં આશાજનક લાગ્યાં કે તેઉપર વારંવાર તેમના મનમાં વિચાર આવવા લાગ્યા. તે વિચાર પક્વ થતાં તેમને એમ લાગ્યું કે રા. ગોકુલજી કોઈ દિવસ પ્રધાન થશે.

રા. સોમનારાયણ કેહે છે કે,—"મારા અંતઃકરણમાં એ વાત રહી નહિ તેથી એક પ્રસંગે મેં ગોકુલજીભાઈને કહ્યું કે હું એક ભવિષ્ય કહુંછું તે સાંભળો. 'તમે કોઈક દિવસ જૂનાગઢના દિવાન થશો.' આ વાત જો કે તે વેળા અસંભવિત જેવી હતી તેથી તેમણે હસી કાહાડી; પરંતુ મારા મનમાં તો, જેમ જેમ તેમનો વિશેષ સહવાસ રહ્યો તેમ તેમ, તે વાત દૃઢ થતી ગઈ." ઈત્યાદિ. રા. સોમનારાયણનું ભવિષ્યકથન રા. ગોકુલજીના સંબંધમાં અન્તે યથાર્થ ઠર્યું એ વાંચનારના જોવામાં આવશેજ. રા. સોમનારાયણની એક

વાણી ફળી એટલે તેમણે બીજી વાણી પણ નિર્ભયતાથી કાહાડી જણાય છે. રા. સોમનારાયણ કેછે કે,—'એજ રીતે રા. રા. ન્હાનાભાઈ હરિદાસને પણ એક પ્રસંગે મેં કહ્યું હતું કે 'તમે હાઈકોર્ટના જજ થશો' ઇશ્વરે એ ભવિષ્યકથન પણ સફળ કર્યું છે.' કોણ વાંચનારાઓ નહિ ઇચ્છે કે રા. સોમનારાયણના મુખમાંથી એવી યોગ્ય દેશિયોના અભ્યુદયની વાણી વારંવાર નીકળો, અને સફળ થાઓ.

એજ વર્ષમાં નવાબસાહેબને ત્યાં યુવરાજ બાહાદુરખાનજી જેઓને બાપુમિયાંસાહેબ પણ કેહેછે તેમનો જન્મ થયો,

અન્તે '**सत्यमेव जयते**' કેહેવાય છે એ યથાર્થ છે. રા. ગોકુલજીની પ્રામાણિકતા અને યોગ્યતાની વાર્ત્તા અન્તે પોલિટિકલ એજન્ટ લાંગ સાહેબને કાને ગઈ. પ્રસંગરત્નાવલીમાં ક્હ્યું છે કેઃ—

**गुणाः कुर्वंति दूतत्वं दूरेऽपि वसतां सतां**

તે યથાર્થ છે. ગુણી મનુષ્યો દૂર હોય છે તોપણ તેમના ગુણો તેમનુ દૂતત્વ કરે છે, એટલે કે ચાકરની પેઠે તે ગુણો દૂર જઈ—ગુણોની કીર્તિ જઈ—તે ગુણીનો સામાના મનમાં સમાસ કરાવે છે. રા. ગોકુલજીને આ પ્રસંગે એમ થયું હતું. પોલિટિકલ એજન્ટના મનમાં તે ગુણોએ જઈ એવું બળ કર્યું કે, તેણે તુરત રા. ગોકુલજીને દફતરીનું કામ સોંપવા આજ્ઞા લખી. તે વેળા રા. રા. ભવાનીદાસનો દેહ છૂટી ગયો હતો; તેથી રા. ગોકુલજીને મુખ્ય અધિકારીનીજ જગા મળી.

રા. રા. બક્ષીજી મથુરાદાસજી ક્હેહે છે કેઃ—'એ ઠરાવ મારી પાસે રાત્રે આવ્યો. તેજ વેળા કુંચિ લઈને ગોકુલજીભાઈને આપવા ગયો. તે વેળા જાણે મારાઉપરથી અસહ્ય ભાર ઉતરીને મને વિશ્રામ મળ્યો ન હોય, એમ મારા મનને લાગ્યું.' જગ્યા ખોઈને આનંદ પામવો એવા વિપરીત પ્રસંગનો અનુભવ સરળ બક્ષીજીને પ્રથમ તેજ વેળા થયો.

સત્‌અભિમાનનો મહિમા ઈશ્વરે રાખ્યો. રા. ગોકુલજીના મનમાં સદ્‌ગુણ, સદાચરણ, પ્રામાણિકતા અને સ્વાશ્રયની તથા તજ્જન્ય

સ્વતંત્રતાની બહુ ગણના અને સ્થાપના તો હતીજ. પણ તે આ પ્રસંગથી સુદૃઢ થઈ, તેણે એવાં મૂળ નાખ્યાં હતાં કે તે કોઈ કાળે પણ હાલી ન હતી.

આ ઉપરી સ્થાન મળે કામ બહુ કરવાનું આવ્યું. સાવધાની પણ તેવીજ રાખવાની અગત્ય હતી. કારણ રા. રા. અનંતજી જેવા સામા હતા. જે માણસ પ્રામાણિક હોય છે તેને કામવિના બીજા કશા સારૂ ચિન્તા રાખવી પડતી નથી. કામ કરવાની વ્યવસ્થા રા. ગોકુલજીને અચ્છી રીતે આવડતી હતી. નિયમપૂર્વક કામ કરવા કરાવવા માંડ્યું તેથી કામનો ગુચવારો ન થતાં ઝટ ઉકેલ આવવા માંડ્યો. ત્યાં સવારથી તે રાત સુધી કામ કરવાની ચાલતી રીત હતી તે ફેરવી, દશ વાગેથી તે ચાર વાગ્યા સુધી એકાગ્રચિત્તે કામ કરે. પછી નવરા થઈ ઘેર જાય. એ રીતે નિયમપુરઃસર કામ કરવાથી તે કામથી નિવૃત્ત રહી અવકાશનો શેષ અવસર નિજપ્રિય વિષયોની ઉપાસનામાં વાવતા.

એ વર્ષમાં વ્યાસજી જયકૃષ્ણ જીર્ણગઢ આવ્યા હતા. તેમની પાસે અધ્યાત્મભાગવત્* નામે ગ્રંથ શ્રવણ કરવા માંડ્યો. પંડાજી દોલતરામ અને રા. સોમનારાયણનો સહવાસ પણ હતો તેમનો તેમજ રેહેતો.

ચાલતું કામ કરવા પછી અવકાશ મળે તેમાં જૂનું નામું જોતા. ઘણા વર્ષનાં શિરવહિયાં નીકળેલાં નહિ અને લેણદેણ કશું જણાય નહિ એવી નામાની અવ્યવસ્થા તેમણે પ્રત્યક્ષ દીઠી. એ અવ્યવસ્થા કારભારિયે જાણી જોઈને થવા દીધી છે, કે કામ વધ્યાથી થઈ છે, એ કંઈ તેમના સમજવામાં આવ્યું નહિ. તે ચોખી કરવા પોતાને કારભારિયે સૂચના કરેલી નહિ તેથી પોતે પોતાનું ચાલુ કામ ચોખું રાખતા. જૂનાની માત્ર જાણ મેળવતા. સંવત્ ૧૯૧૩ માં તેમના કામની વ્યવસ્થા અને સ્વચ્છતાને લીધે તેમનું વર્ષાસન વ-

* શ્રીરામબાવાએ શ્રીમદ્ભાગવતમાંથી તત્વજ્ઞાન સંબંધી ભાગ વીણી લઈ સંગ્રહિત કરયો છે તેજ ગ્રંથ હશે.

ધારી કોરી ૧૮૦૦) નું કરવામાં આવ્યું. બીજો વ્યવહાર તો નિત્ય નિયમ પ્રમાણેજ ચાલ્યો જતો હતો.

સંવત્ ૧૯૧૪ ના કાર્તિક વદિ ૪ ને દિને તેમના ગુરૂ આનંદજી આચાર્ય પરલોક પામ્યા. તેમનાઉપર રા. ગોકુલજીની બહુજ આસ્થા હતી. પાછળથી પ્રસંગોપાત્ત તે આચાર્ય વિષેની વાત કરતા ત્યારે રા. રા. ગોકુલજીભાઈ કેહેતા કે 'આનંદજી આચાર્ય સિદ્ધ પુરૂષ હતા. તેના શુદ્ધ અંતઃકરણમાંથી જે વચન નીકળતું તેપ્રમાણે પછી થતું, એવાં દૃષ્ટાન્ત ઘણાં દીઠાં છે.' ઈત્યાદિ. આનંદજી આચાર્યને પણ રા. ગોકુલજી ઉપર પિતાવત્ પ્રીતિ હતી. રા. ગોકુલજીનો અભ્યુદય થવા ઉપર તેમણે પોતાના ઘણા સંકલ્પ સિદ્ધ કરવાનો આધાર રાખ્યો હતો. તેમના મનમાં નિશ્ચય હતો કે રા. ગોકુલજીનો અભ્યુદય થશેજ. પોતે મંત્રશાસ્ત્ર પણ જાણતા હતા તેથી રા. ગોકુલજીના અભ્યુદય સારૂ અનુષ્ઠાન પણ કરતા હતા. આનંદજી આચાર્યને અગ્નિહોત્ર લેવાની બહુ ઈચ્છા હતી. રા. ગોકુલજીનો અભ્યુદય થયા પછી તે લેવાનો સંકલ્પ હતો. અને એક બે બીજા પણ સંકલ્પ હતા. તે રા. ગોકુલજીને કહ્યા હતા. પાછળથી રા. રા. ગોકુલજિયે અગ્ન્યાધાન કર્યું તેમાં ગુરૂ આનંદજીનો સંકલ્પ પોતે સિદ્ધ કરવો એ પણ એક કારણ હતું. આનંદજીઆચાર્યે એક પ્રસંગે કોઈ કામમાં થોડાં નાણાં માગ્યાં હતાં, પણ તે વેળા પોતાની નિર્ધનતાને લીધે રા. ગોકુલજી આપી શક્યા ન હતા. તેવિષે પાછળથી પશ્ચાત્તાપ કરતા.

સંવત્ ૧૯૧૫ ના વર્ષ પેહેલાંના ૪-૫ વર્ષથી નવાબસાહેબનાં માજી અને ચાઈતીબૂ તથા કારભારી અનંતજી વચ્ચે બહુ મત ભેદ પડી વૈમનસ્ય ચાલતું હતું. રા. રા. અનંતજી બહુ પ્રકારે સમર્થ હતા. ઈંગ્રેજ સરકારમાં પણ તેમનો પ્રતાપ પડી બહુ પ્રભાવ રેહેતો હતો. તે વેળાના અધિકારી ઈંગ્રજો તેમની બુદ્ધિ જોઈ મોહ પામતા, અને તેમનાઉપર વિશ્વાસ અને મમતા રાખતા. આણી પાસ નવાબસાહેબનાં માજિયે રા. રા. ભગવાનલાલને પોતાના

ખાનગી કારભારી કરી રા. રા. અનંતજીને દૂર કરવા પ્રયત્ન કરવા માંડયાં. એથી ક્લેશ બહુ વધી ગયો. એ સંધિમાં અનુભવી પોલિટિકલ એજન્ટ કર્નલ લાંગ કાઠિયાવાડમાંથી ગયા હતા. કાપ્ટન બારના હાથમાં અને પછી કાપ્ટન શાર્ટના હાથમાં એજન્સીનું કામ આવ્યું હતું. ઉત્તર ભરતખંડમાં બળવો હજી પૂરો બેઠો ન હતો, ત્યાં જૂનાગઢની અવ્યવસ્થા જોઈ, અને વાઘેરોનો ગડબડાટ ચાલતો હતો તેથી, નવા પોલિટિકલ એજન્ટને ભય લાગ્યું કે રખે જૂનાગઢમાં મુસલમાનો બળવો કરે. એ ઉપરથી મુંબઈ સરકારમાં તેવા આશયનું લખાણ કર્યું. તેવામાં મુંબઇના ગવર્નર લાર્ડ એલ્ફિન્સ્ટન હતા. તેમણે ગુર્જરાતના પ્રિય ફાર્બસને (તે સમયે ધુળિયે ન્યાયાધીશ હતા) તારમાં લખ્યું કે:—

"તમારો વિચાર લીધાવિના તમને કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટનું કામ ચલાવવા નીમવાની મને અગત્ય પડી છે. એ કામ એવું તો ભારે છે કે જેમ બને તેમ સત્વર તમારે સ્વાધીન કરવું જોઈયે. કૃપા કરી મુંબઈ આવતાં જરા વિલંબ કરશો નહિ. ટપાલમાં પત્ર લખુંછું"

ફાર્બસસાહેબે વિના વિલંબે તા૦ ૧૧ મી અક્ટોબર સન ૧૮૫૯ ને દિને સૌરાષ્ટ્રમાં જઈ પોલિટિકલ એજન્સીનું કામ સ્વાધીનમાં લીધું. તેઓ જૂનેગઢ આવ્યા અને બધુ સમાધાની ઉપર લાવ્યા. ત્યાં સારા સારા ગૃહસ્થોની સાથે મેળાપ કરી પ્રથમ જાણ મેળવતા. એક વેળા રા. સોમનારાયણ સાથે રા. બક્ષીજી મથુરાદાસ ફાર્બસસાહેબને મળવા ગયા હતા. ત્યાં નમ્ર અને મૃદુ બોલનાર બક્ષિયે, સાહેબના કોઈ પ્રશ્નના ઉત્તરમાં એમ કહ્યું કે, 'સાહેબ ગુસ્સે ન થાય તો હું કહું. એ સાંભળી સાહેબ હશી પડ્યા અને બોલ્યા કે 'ગુસ્સો છે એ નબળા મનુષ્યનું હથિયાર છે. હું બલવાન્ ઇંગ્રેજ સરકારનો અધિકારી છું. મારે ગુસ્સે થવાનું કંઈ કારણ નથી. માટે નિર્ભય રહી સત્ય હોય તે કોહો.' પછી બક્ષીજિયે નિવેદન કરવાનું હતું તે કર્યું.

ગુણરાગી ફાર્બસસાહેબે પણ કેટલાક ગૃહસ્થોને મુખેથી રા. ગોકુલજીના ગુણની પ્રશંસા સાંભળી તેથી તે રા. ગોકુલજીઉપર બહુ રાજી હતા.

ફાર્બસસાહેબે જોયું કે રા. રા. અનંતજીનો કારભાર હવે નિભી શકે એમ નથી; તેથી તેમને ખસવાની સૂચના કરી બીજા કારભારીનું નામ માજીસાહેબ પાસે માગ્યું. તેમણે રા. ડુંગરશી કેશવજી શેઠનું નામ આપ્યું. ફાર્બસસાહેબે તેને કારભારી થવા દેતાં કંઈ બાધ ન જોયો. તેથી તે કારભારી નિમાયા.

આ ફેરફારના સમયમાં દફતરી રા. ગોકુલજીને માજીસાહેબ તથા ચાઈતીબૂની હજુરમાં બહુ વાર જવું થતું. અને તેઓને પણ રા. રા. ગોકુલજીઉપર બહુ ભાવ અને વિશ્વાસ હતો, તેથી તેમના વિચાર પૂછતાં. રા. રા. ડુંગરશી કેશવજી દીવાન થયા, તેમણે હજુરની મોહોર પોતાની પાસે રેહે એમ માગ્યું. માજીસાહેબ અને ચાઈતીબૂએ એવિષે રા. રા. ગોકુલજીનું મત પૂછ્યું. તેમણે કહ્યું કે,—તમને પૂરો ભરોસો હોય તો ભલે મોહોર આપો, પણ પછી તમે જાણો કે આપણું ધાર્યુંજ બધું થશે તો તે આશા ન રાખશો.
બળાત્કારથી અન્તે મોહોર આપવી પડી, પણ તે સારૂ પાછળથી બહુ પશ્ચાત્તાપ કરવો પડ્યો તેથી વારંવાર રા. રા. ગોકુલજીની દીર્ઘદષ્ટિ અને તેમનાં વચન સંભારી માજીસાહેબ અને ચાઈતીબૂ બહુ વખાણ કરતાં.

દરબારના પ્રીતિપાત્ર માણસો,—કેશવજી અને વીરજી નામે બે લવાણા હતા તે,—હતા. તેથી તેમનું પ્રબલ બહુ હતું. અન્તે તેમને અને રા. રા. ડુંગરશીને વિરોધ પડવા માંડ્યો.

રા. રા. ગોકુલજી આ બધું તટસ્થ રહી જોયાં કરતા હતા. કેવલ પોતાના કામવિના બીજા કશામાં પડતા નહિ.

રા. રા. ગોકુલજિયે સર્વને ચક્રે ચઢેલું જોયું. કોઈ સ્થળે સ્થિરતા ન દીઠી. ખાનગીમાં રા. રા. અનંતજીને દૂર કર્યાથી સુખ થશે એવી

જે આશા બાંધી પ્રયત્ન કરેલો, તે નિષ્ફળ થઈ; ત્યાં દેડકાના રાજા જેવી સ્થિતિ થઈ. રા. રા. અનંતજીને સારા કેહેવરાવે એવા રા. રા. ડુંગરશી ખાનગીમાં લાગ્યા. રા. રા. ડુંગરશીને પણ કારભારમાં સ્વાદ ન આવ્યો. ખાનગીખાતુ વિરૂદ્ધ તેથી તેમનાથી પણ જંપી કારભાર થાય એમ ન રહ્યું.

જ્યાં સુધી રાજાના ગૃહસેવકો રાજ્યનાં કામમાં વચ્ચે આવવા લાલચ કરે, અથવા રાજ્યકારભારી રાજાના ગૃહકર્મમાં ચિત્ત રાખે, ત્યાં સુધી રાજાને કે કારભારીને સુખ થાય, કે રાજ્ય સારીરીતે ચાલી રાજાપ્રજાનું હિત થાય, એ અસંભવિત છે. એ બે ભાગ કેવળ જૂદા પાડી રાખવા જોઈયે. જો કે એ કામ કઠિણ છે ખરૂં, પરંતુ તેમ ન થાય, ત્યાં સુધી કોઈનું હિત થાય, કે રાજા અને પ્રકૃતિ (એટલે કારભારી અને પ્રજા) સુખી થાય, એવી આશાજ ન રાખવી. હાલ રાજકુમારોને વિદ્યાભ્યાસ ચાલે છે, તેથી કદિ તેમનામાં સમજ અને વિવેક આવે; અને પોતાના અનુભવથી ચેતી પોતાના રાજકુમારોને યથાર્થ માર્ગે પ્રેરે ત્યારે કંઈ સારૂ થાય તો થાય, એમ દૂરની આશા બંધાય છે. બાકી હાલની સ્થિતિ તો બહુકરી બધે ખેદકારક છે કહિયે તો ચાલે. હાલના પરસ્પરના કલેશને લીધે રાજા અને પ્રકૃતિની એવી દુઃખદાયક અવસ્થા છે કે, કોઈ વિચારવાન્ પુરૂષને, એજ સ્થિતિમાં રેહેવાની પ્રતિજ્ઞાસાથે, રાજ્ય આપવા કેહે તો, તે રાજ્ય તે અંગીકાર કરે, એ માનવું દુર્ઘટ છે.

માજીસાહેબ આદિએ પાછા રા. આનંતજીના સાહાયથી રા. ડુંગરશીને દૂર કરવાના પ્રયત્નો કરવા માંડ્યા. આ પરિવર્તન રા. રા. ગોકુલજી સાક્ષીવત્ રહી જોયાં કરતા હતા. પરંતુ તેમની અપેક્ષા ઉભયપક્ષને રહેતી તેથી તેમનો પ્રભાવ બહુ વધવા માંડ્યો. તેઓની પ્રામાણિકતા તથા બુદ્ધિમત્તા પૂર્ણ પ્રસિદ્ધ થયાં હતાં. તેથી ઉભયપક્ષવાળા તેમનાઉપર વિશ્વાસ રાખી શકતા હતા.

રા. રા. અનંતજીનાઉપર કેટલાક અપવાદ મૂકવામાં આવ્યા હતા; તેવિષે, અનંતજીના કારભારના નામાનું શોધન કરી, તેનો

નિર્ણય કરવો એમ પોલિટિકલ એજંટે ઠરાવ્યું હતું. તે કામ સ્વાભાવિક રીતે રા. રા. ગોકુલજીના હસ્તકમાં આવ્યું. એથી રા. રા. ગોકુલજીના સમભાવની રા. રા. અનંતજીને ગરજ પડી. જે પ્રતાપી અનંતજી રા. ગોકુલજીને નમાવવા ઈચ્છતા હતા, તેજ અનંતજીને રા. રા. ગોકુલજીને નમવાની વેળા આવી. આહા! કાળચક્રનો મહિમા કેવો છે! અતિચંચલ અધિકાર કે સમૃદ્ધિ પામી જે મનુષ્યો ગર્વી અને ઉદ્ધત થાય છે તેમણે કેટલો બધો બોધ લેવાનો છે. હશી હશીને જે અયોગ્ય કર્મ કરચાં હોય છે તે રોઈ રોઈને ભોગવવાં પડે છે, એ નિઃસંશય છે. રા. રા. ગોકુલજી આગળ દીનતા જેવું બતાવી રા. રા. અનંતજિયે સૂચવાવ્યું કે મને સંભાળી લેજો. રા. રા. ગોકુલજીની પ્રકૃતિ ઉદાર અને સાત્વિક હતી; એટલે દ્વેષનો ત્યાં લેશ ન રેહેતો. તેથી રા. રા. અનંતજીને કોઈ પ્રકારની અયોગ્ય પીડા નડે એમ તેમણે ન કરચું.

આપણે અત્યાર સુધી જાણ્યું છે કે જૂનાગઢમાં રા. રા. ગોકુલજીના મિત્રવર્ગમાં માત્ર પંડાજી દોલતરામ વૈકુંઠરામ તથા બક્ષીજી મથુરાદાસ ભગવાનદાસ અને પરદેશીમાં રા. રા. પ્રાણલાલ અને સોમનારાયણ હતા. તેમાં આ વર્ષમાં એક સંબંધીસ્નેહીનો વધારો થયો. તે બુદ્ધિમાન્ પ્રખ્યાત અને સ્નેહીસંબંધીઉપર પૂર્ણ મમતા રાખનાર રા. રા. નૃસિંહપ્રસાદ હતા. તેઓનું વય રા. રા. ગોકુલજી કરતાં ત્રણ ચાર વર્ષે ન્હાનું હતું. તેઓની બુદ્ધિશક્તિ, તેઓની ઉદારતા, તેઓનો પ્રતાપ, નવીન પ્રસંગમાં તેમનો પ્રવેશ, એ કંઈ સામાન્ય ન હતાં. આ વર્ષમાં તેઓ પોલિટિકલ એજન્સીમાં સારા અધિકાર ઉપર હતા, અને તેમની કુશલતાની બધે પ્રશંસા થતી. તેમનો અને રા. રા. અનંતજીનો પુત્રપિતાવત્નાતો હતો; એટલે અનંતજીના રક્ષણસારૂ તેઓ સદા તત્પર રેહેતા. રા. રા. ગોકુલજી વિરૂદ્ધ પક્ષમાં તેથી તેમનાઉપર રા. રા. નૃસિંહપ્રસાદનો પૂરો ભાવ ન હતો, પરંતુ તેમનો સંબંધ નિકટ હતો. રા. રા. નૃસિંહપ્રસાદના 'પિતામહ અંબારામની દીકરીની

દીકરી બ્હેન સદા કુંવરના' રા. ગોકુલજી પુત્ર થાય. તેથી રા. રા. નૃસિંહપ્રસાદ તેમના મામા થાય. રા. નૃસિંહપ્રસાદના પિતા રા. હરિપ્રસાદનો રા. ગોકુલજીઉપર પ્રીતિભાવ હતો. રા. હરિપ્રસાદે જોયું કે,—મામા ભાણેજની સંધિ કરાવવાનો આ અવસર સારો છે. એક કુટુંબના બે આશાજનક યુવાનોની પરસ્પર પ્રીતિ થાય તો તેમાંથી સારો લાભ થશે. તેઉપરથી એક દિવસે રાત્રિએ રા. ગોકુલજીને પોતાને ત્યાં બોલાવ્યા. એક હીંચકાઉપર પોતે બેઠા હતા ત્યાં બે પાસ બંનેને—રા. ગોકુલજી તથા નૃસિંહપ્રસાદને—બેસાર્યા. પછી સંપમાં સુખ કેટલું છે એવિષે સમજણ આપી કહ્યું કે,—'તમારો બેનો સંબંધ અનુચિત રાખવા જેવો નથી, માટે તમે બે એક થઈ જાઓ.' હિતેચ્છક વૃદ્ધનું વાક્ય બંને યુવાનોએ અંગીકાર કર્યું. એ પ્રકારે ઉભયમાન્ય અને શુભકર રીતે સુરાષ્ટ્ર (જૂનાગઢ) સંસ્થાનનાં બે રાજ્યચક્રની સંધિ થઈ. અને તેથી રાજ્યપ્રકરણમાં રા. ગોકુલજીનો પક્ષ સબલ થવા માંડ્યો.

પરંતુ પરમપ્રિય વિદ્યાનું સુવ્યસન રા. ગોકુલજીને જે હતું તેમાં કિન્ચિત્ પણ ન્યૂનતા થઈ નહિ. આજસુધી તો મુમુક્ષુદશા રાખી શ્રોતારૂપે શ્રવણજ કરતા હતા. આ વર્ષથી તેમણે વક્તાનું મહાકલ્યાણકારી પરોપકારનું કામ કરવાનો શુભારંભ કર્યો.

उपार्जितानां वित्तानाम् त्याग एव हि रक्षणं

'સંપાદન કરેલા ધનનું દાન કરવું એજ રક્ષણ છે.' એ યથાર્થ છે. સર્વ ધનમાં પ્રધાન ધન જે વિદ્યા તેમાં તો એ વાક્ય અક્ષરે અક્ષર યથાર્થ છે. પરંતુ એ સત્ય કેટલાં ઓછાં મનુષ્યો સમજે છે અને તે પ્રમાણે વર્ત્તે છે! આશા રાખવામાં આવે છે કે નવાં ભણેલાં અને ભણતાં મનુષ્યો એ સત્યતા ભરેલા વિચારને અનુસરી લાભ લેશે અને આપશે.

જીર્ણદુર્ગમાં શ્રીહાટકેશ્વરમહાદેવના મંદિરમાં આનંદાશ્રમનામે એક સન્યાસી એજ વર્ષમાં રહેવા આવ્યા. જેમનું પૂર્વાશ્રમનું નામ દયાલજી શુક્લ હતું. તેમની પાસે રા. રા. ગોકુલજીભાઈએ દશો-

પનિષદ્ શંકરભાષ્યસહિત વાંચવાનો આરંભ કરયો. સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ કરી પ્રાતઃકાલમાં શ્રીહાટકેશ્વરમાં જાય; ત્યાં પ્રસિદ્ધ રીતે, મુખ્ય આનંદાશ્રમસહિત બીજા કેટલાક શ્રોતાની પાસે રા. રા. ગોકુલજીભાઈ ઉપનિષદ્ વાંચે; અને તેમાં પ્રાસંગિક અનેક યુક્તિ અને શ્રુતિનાં દૃષ્ટાન્ત સિદ્ધાન્તો કહી, સર્વને શ્રવણ કરાવે. તેમનું વક્તૃત્વ, તેમની તે સમયે નિજાનંદમાં મગ્ન થતી વૃત્તિ, અને તેમાંથી મુખઉપર વિરાજી રેહેતી આલ્હાદકારક કાન્તિ, તથા તેમની યુવાનપક્વ જ્ઞાનશક્તિ અને બોધશક્તિ—એઓથી શ્રોતાજનોનાં મન એકાગ્ર થઈ એવાં આકર્ષાતાં કે સીમા. એક યુવાન ગૃહસ્થ હાટકેશ્વરમાં જઈ સન્યાસીપાસે પ્રસિદ્ધ રીતે તત્ત્વજ્ઞાનની કથા કરે એ વિલક્ષણ સંભવ જેવું સર્વને લાગતું હતું. તેથી અસમજુ મૂર્ખલોક ટીકા કરે અને સમજુ લોક સ્તુતિ કરે એ સ્વાભાવિક છે. પરંતુ કોઈની ગણના કરયાવિના કારભારી થયા પછી પણ તેમણે છેક સંવત્ ૧૯૨૨ સુધી એ બ્રહ્મયજ્ઞનું મહાશુભકર્મ હાટકેશ્વર મહાદેવના દેવાલયમાં કરવાનું ચાલતું રાખ્યું હતું. અને પછીથી પ્રાતઃકાળમાં ઘર આગળ પ્રસિદ્ધ રીતે કથા કરતા. ત્યાંપણ ઘણા શ્રોતા આવતા.

પંડ્યાજી દોલતરામ એ વર્ષમાં અમદાવાદ હતા. તેમણે અમદાવાદમાં આવીને પ્રખ્યાત શુકદેવશાસ્ત્રી પાસે સિદ્ધાન્તકૌમુદીનું અધ્યયન કરવા માંડ્યું હતું. કોઈ પ્રકારે લોકોને ધર્મસંબંધી જ્ઞાન મળે તો સારૂ, એવી તીવ્ર ઈચ્છા તેમનામાં હતી. તેમના આચાર વિચાર બહુ સારા હતા અને પ્રતાપ પણ તેવોજ હતો. તેથી તેમની ઈચ્છાને અનુસરનાર મનુષ્યો મળતાં વાર લાગી નહિ. તેમણે સંવત્ ૧૯૧૩ ના આષાઢ શુક્લ ૧૩ રવિવારને દિને "ધર્મસભા" નામે એક મંડળી સ્થાપી. ત્યાં નાગર આદિ જ્ઞાતિના લોકો એકઠા થઈ ધર્મવિષેના વિષયો સાંભળતા, અને સંધ્યાવંદનાદિ બાલકોને શીખવવામાં આવતું. એ વાર્તા પ્રસિદ્ધ થતાં બીજા ગૃહસ્થોની રૂચિ પણ તેમાં થઈ. સંવત્ ૧૯૧૫ માં રા. રા. ભોલાનાથ સારાભાઈ તથા રા. રા. રણછોડલાલ છોટાલાલ આદિ ગૃહસ્થો તેમાં

સામીલ થયા, અને ધર્મસભાનું કામ બહુ સારૂ ચાલવા માંડ્યું. ત્યાં શાસ્ત્ર વંચાય, ઉપદેશ થાય, ભાષણો કરાય, અને તે ઉપર ચર્ચા પણ થાય. એમ કરતાં કરતાં સંવત્ ૧૯૧૫ ના માઘ વદિ ૧૦ ની સભામાં આપણા પ્રખ્યાત પ્રિય ગ્રંથકર્ત્તા રા. રા. રણછોડભાઈની સૂચના ઉપરથી "ધર્મપ્રકાશ" નામે માસિકપત્ર કાહાડવાનો વિચાર થયો. તેના તંત્રી આપણા શુદ્ધ સુંદર ગુર્જરાતી લખનાર શાસ્ત્રી વ્રજલાલ કાલીદાસ અને ઉપતંત્રી આ લખનાર નિમાયા. ધર્મસભાના મંત્રી પંડાજીજ રહ્યા.

પંડાજી દોલતરામ અને આ લખનારના વયમાં અન્તર હતું. પણ પંડાજી વિદ્યાર્થિયો ઉપર બહુ પ્રેમ રાખતા. આ લખનાર તે સમયે અમદાવાદમાં ભણતો હતો, તેથી તેને તેમના સમાગમનો લાભ મળવા માંડ્યો.

વિદ્યાર્થીઓના અંતઃકરણમાં કેવાં મનોરાજ્ય હોય છે, તેવિષે સ્મરણસ્થાનમાં એક પ્રસંગની મુદ્રા પડેલી તે હજી ત્યાં નવી જેવી છે, તે અત્રે કેટલાક કારણથી ઉતારવામાં આવે છે. એવા મનસ્ત રંગ બહુ વાંચનારને તેમના બાલવયમાં થયા હશે તે આ પ્રસંગની સંગતિથી સાંભરી આવી મનને ગમત આપશે. એક પ્રસંગે પંડાજીએ આ લખનારને પુછ્યું કે, 'તમે ભણીને શો ઉદ્યોગ કરવા ધારોછો!' આ લખનારના મનઉપર તોવામાં પ્રથમજ વિદ્યાનો પ્રકાશ પડવા માંડ્યો હતો. તેના સહવાસિયો સારૂ વાંચી સમજી જાણતા. તેઓ અનેક વાતો કરે તેઉપરથી, તથા કોઈ કોઈ ગ્રંથ પણ ભાગ્યા ત્રુટા સમજાય તેઉપરથી, તેના મનમાં એમજ આવેલું કે 'ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર, અને કનિષ્ટ સેવા' કેહે છે તે ખરૂં છે. એવિના બીજા પણ કેટલાક પારકા વિચારોથી મન અંજાઈ જઈ અનેક તરંગમાં પડી અસ્થિર છતાં સ્થિર માની, અભિમાની થઈ ગયેલું. સુંદર વિચારો યથાર્થ સમજાયલા નહિ, તો પણ તે સમજાયા છે એવું મને માનવા માંડેલું, એટલુંજ નહિ પણ બીજાના કરતાં સારા સમજાયા છે એટલે સુધી, પોતાની અજ્ઞા-

નતાને લીધે પોતે ભ્રાન્તિમાં પડવા માંડ્યું. 'ડાહાપણ અંધારે વેહેંચ્યું છે' એમ વૃદ્ધજનોનું અનુભવ વાક્ય છે તે ખરૂં છે. સર્વ એમ સમજે છે કે મારૂં ડાહાપણ સર્વોપરી છે. તેમાં પણ જેનામાં ઓછો અનુભવ, ઓછુ જ્ઞાન, અને ઓછું ડાહાપણ, તેને પોતામાં સર્વથી વધારે ડાહાપણ છે, એમ વિપરીત ભાવના થઈ, તેને મનોવિલાસ અધિક રેહેછે. એવો કોઈ વિલક્ષણ ખેલ ડાહાપણ સંબંધમાં જોવામાં આવે છે.

यदा किञ्चिज्ज्ञो ऽहं द्विप इव मदांध: समभवं ।
तदा सर्वज्ञो ऽस्मीत्यभवदवलिप्तं मम मन: ॥
यदा किञ्चित्किञ्चिद्बुधजनसकाशादवगतं ।
तदा मूर्खो ऽस्मीति ज्वर इव मदो मे व्यपगत: ॥

'જયારે હું છેકજ થોડું જાણતો હતો ત્યારે, હું જાણું છું, એમ હાથીના જેવો મદાંધ થયો હતો; અને તે વેળા સર્વજ્ઞ છું એમ મારૂ મન ગર્વિત થયું હતું. પરંતુ પછી જયારે પણ્ડિત પાસેથી હું જરા જરા શીખ્યો ત્યારે તો, હું મૂર્ખ છું, એમ જાણ્યું; અને જે પૂર્વ મદ થયો હતો તે તાવની પેઠે નાશી ગયો.' એ ભર્તૃહરિ જેવા રાજાકવિનું કથન યથાર્થ છે.

જેમ અજ્ઞાન અધિક તેમ જ્ઞાનગર્વ અધિક, અને યથાર્થ દર્શન ન્યૂન; અને જેમ જ્ઞાન અધિક તેમ યથાર્થ દર્શન અધિક અને ગર્વ ન્યૂન. એમ જણાય છે. મૂર્ખતા પૂર્ણતા બતાવે છે, અને બુદ્ધિમત્તા ન્યૂનતા બતાવે છે, એમ વિલક્ષણ ફળ છે. પરંતુ એ ન્યૂનતાના રત્નને એ પૂર્ણતાનો પથ્થર કદિ પોહોંચી શકતો નથી.

આ લખનાર પાસે તે વેળા તસુએ ભૂમિ નોહોતી, કશુએ નાણું નોહોતુ, અને પશુએ સેવા કરવા નોહોતો. પણ સ્વચ્છંદમાં ને સ્વચ્છંદમાં પંડાજીના પ્રશ્નનું એમ ઉત્તર આપ્યું કે:—ઉત્તમ કામજ કરવું, તે ન થાય તો પછી મધ્યમ. કનિષ્ટ કામ તો કરવુંજ નહિ. કૃપાળું પંડાજિયે એ ઉત્તરને પણ ઉત્તેજન આપ્યું અને કહ્યું કે 'મારા એક મિત્ર જૂનાગઢમાં છે. તેમના વિચારો ઘણા સારા છે. તેઓ સારા

વિચારને ગૃહણ કરી લઈ તે માર્ગે ઉદ્યોગ કરવા બહુ સમર્થ છે. તેમની બુદ્ધિ કંઈક અસાધારણ છે. તમે સુરાષ્ટ્રમાં આવો તો આપણને ત્યાંની પડતર ભૂમિ બહુ મળે એમ છે. તેઉપર ઉદ્યોગ કરિયે.' ઈત્યાદિ કહ્યું. તેઉપરથી અસંખ્યગણું કરી આપનાર ભૂમિવિષે અને ખેતીવાડીવિષે કેટલાક વિચારો પરસ્પર કરવા માંડ્યા. એવામાં તુરતજ પંડાજી અને આ લખનારનો વિયોગ થયો. અને એવી મ્હોટી વાત વાતોમાંજ અટકી પડી. પંડાજિયે જે પોતાના જૂનાગઢના મિત્રની પ્રશંસા કરેલી તે રા. રા. ગોકુલજીજ હતા. પરંતુ તેવિષે તે સમયે કિન્ચિત્ પણ જાણ કે કલ્પના આ લખનારને નોહોતી. પછી પંડાજી સાથે થયેલી વાત બીજા તરંગોમાં એવી તણાઈ ગઈ કે તેનું અસ્તિત્વ હતું એ પણ, બહુ વર્ષે પ્રસંગ આવ્યો ત્યારે, સ્મરણમાં આવ્યું.

સંવત્ ૧૯૧૬ ના વર્ષમાં રા. રા. ડુંગરશીનો કારભાર ડગમગવા માંડ્યો. દરબારના પ્રિય કેશવજી અને વીરજિયે રા. અનંતજીનું સાહાય લઈ તેને દૂર કરવા પ્રયત્ન ચલાવ્યો.

આ સમયે રા. રા. ગોકુલજીની આસ્થા જ્યોતિષઉપર, મંત્રશાસ્ત્રઉપર અને ગુરૂ આનંદજીના વચનઉપર દૃઢ થવાનો એક અસાધારણ સંભવ બન્યો. રા. રા. ગોકુલજી સ્વતંત્ર અને નિસ્પૃહ સ્વભાવના હતા તેથી 'સમયસેવક' થવું એ તો અશક્યજ હતું. પ્રતાપપૂજક લોકની પેઠે સેવકીવૃતિ રાખી, કારભારી પાસે કે બીજા રાજભારી પાસે કામવિના જઈ તેમની આરાધના ઉપાસના કરે એવા રા. રા. ગોકુલજી નોહોતા. તેઓ પોતાનું કામ યથેચ્છ કરી દૂર રેહેતા. તેથી કારભારી ડુંગરશી કે રાજભારી કેશવજી—વીરજી એઓની પાસેના 'ખુશામતીખોર' ની પંક્તિમાં તેઓ ન હતા, એટલે તેમનાઉપર કોઈની પણ મમતા નોહોતી, તેમ કોઈનો દ્વેષ પણ ન હતો. તેમની નિઃસંગ અને મધ્યમ સ્થિતિમાંથી વૃદ્ધિ થવાનો તે વેળા કશો સંભવ ન હતો, એટલે તે કાળના ગડબડાટમા તેમનું નામ પણ કોઈને કોઈ કારણથી પણ

સ્મરણમાં આવવા જેવું ન હતું. ઉદાસીન રૂપે એક કોરે પડી રહ્યા જેવા તેઓ લોકોને દિસતા હતા.

એ સંધિમા પ્રભાસપત્તનમાં એક કેશવાશ્રમ નામે દંડીસ્વામી આવ્યા હતા. એક મણિલાલ નામે નાગર તે સ્વામી પાસે જતા આવતા અને સેવા કરતા. પ્રભાસપત્તન જૂનાગઢ સંસ્થાનના અધિકાર નીચે હોવાથી, જૂનાગઢની અવ્યવસ્થાની વાત પણ તે સ્વામી આગળ મણિલાલ કાહાડતા. એક દિવસ તે સ્વામિયે મણિલાલને પ્રસંગોપાત્ત કહ્યું કે:—એક વર્ષની માંહે ગોકુલજી જૂનાગઢના કારભારી થશે. તારે તેમની સાથે પરિચય હોય તો તેને વધામણીના સમાચાર કેહે અને તારૂં સારૂ સાધી લે. મણિલાલે કહ્યું કે મહારાજ! એ વાત અસંભવિત છે. ગોકુલજીને કશો આધાર નથી. બીજા સમર્થ અને નામાંકિત પુરૂષો ત્યાં એટલા બધા છે કે તેમનાં નામ આગલ ગોકુલજીનું નામ દેતાંજ હાંસી થાય. ઈત્યાદિ કેહેતાં તે મણિલાલ કેહેછે કે, 'કેશવાશ્રમ હશી પડ્યા. અને કહ્યું કે એ વાતમાં તું નહિ સમજે. જો તને મારા વચનઉપર આસ્થા હોય તો તું જા અને તેને સમાચાર કહી તારા રાજ્યસંબંધનું સાધન સિદ્ધ કરી લે. ગોકુલજીને કેહે કે 'આજથી અનુષ્ટાન' કરાવે. મણિલાલે કહ્યું કે 'મહારાજ! અનુષ્ટાનથી થવાનું હોય તો જેને કારભાર મળવાનો સંભવ છે તેવા એક બેને કહું કે તેથી બધાએ અર્થ સિદ્ધ થશે.' કેશવાશ્રમ કેહે કે, 'અનુષ્ટાનથી કંઈ થવાનું નથી. માત્ર એવે પ્રસંગે મનુષ્યો લાભની આશાએ પુણ્યકર્મ રાજી થઈ કરે છે, માટે તેમને તે માર્ગે પ્રેરી સદ્વ્યય કરાવવું એટલોજ ઉદ્દેશ છે. ગોકુલજીને કારભાર મળવાનાં બીજાં કારણ છે. અનુષ્ટાન કરો વા ન કરો પણ તેને કારભાર મળશે. પરંતુ અનુષ્ટાનથી તેને ઉત્તેજન મળશે. તેને આશા થઈ આશાનુરૂપ ફળ મેળવવા તે પ્રયત્ન કરશે અને સદ્વ્યય થઈ લોકોપકાર થશે.' એવો પરસ્પર સંવાદ થયો. મણિલાલ સ્વાર્થી અને વિચક્ષણ યુવાન હતા. તેને પૂરો વિશ્વાસ તો ન આવ્યો. પણ કદિ મહારાજનું વચન સિદ્ધ થાય તો સ્વાર્થ સરે એમ ધારી,

કેશવાશ્રમની આજ્ઞા લઈ રા. રા. ગોકુલજી પાસે ગયા અને વિસ્તારીને વાર્ત્તા કહી. રા. રા. ગોકુલજિયે પોતાની જન્મપત્રિકા બહુ લક્ષપૂર્વક જોઈ, ત્યાં આચાર્ય આનંદજીના આશીર્વચનનું પણ સ્ફુરણ થઈ આવ્યું. મંત્રશાસ્ત્રઉપર તો તેમને શ્રદ્ધા હતીજ. પોતાની સમૃદ્ધિ અને અભ્યુદયની વાત પ્રિય લાગતાં અને માનતાં કોને વાર લાગે છે?

મણિલાલને તો તેમણે નમ્રતાનો ઉત્તર આપ્યો કેઃ—હજી મારે અને કારભારને ઘણું છેટું છે. તમે હસવા જેવી વાત કોહો છો. મણિલાલ કેહે કે,—'કેશવાશ્રમસ્વામી ચમત્કારી પુરૂષ છે. તેનાં વચન સિદ્ધ થાય છે માટે તમે અવશ્ય પ્રયત્ન કરો. અને તમારૂં કલ્યાણ થયે મારૂ કલ્યાણ કરવાનું વચન આપો.' ઈત્યાદિ ચર્ચા થઈ.

કેશવાશ્રમમાં મનુષ્યપ્રકૃતિ વિષેનું જ્ઞાન અને અનુભવ કંઈ અસાધારણ હતાં. તેની કલ્પના પ્રમાણેજ થયું. રા. રા. ગોકુલજીનામાં મહેચ્છા પ્રદીપ્ત થઈ, અને ઉત્સાહથી પ્રયત્ન કરવા માંડ્યા. મનનો આશય તો ગુપ્ત રાખ્યો પરંતુ અનુષ્ઠાનનો આરંભ કરાવ્યો. અનુષ્ઠાન ચાલ્યું, એ વાર્ત્તા જાણવામાં આવતાં જાણનારા અનેક તર્ક કરવા લાગ્યા. પરંતુ રા. રા. ગોકુલજીની સ્થિતિ એવી હતી કે જે ખરો આશય—કારભારી થવાનો હતો—તે તો કોઈની કલ્પનામાં આવ્યોજ નહિ. ભિક્ષાવૃત્તિ કરનાર આધુનિક બ્રાહ્મણો આશીર્વાદ દેવામાં ઉદાર હોય છે. તેઓ એક પૈસાની દક્ષિણામાં 'અષ્ટપુત્ર,' કે 'મહાયાત્રાનું ફળ' કે એવુંજ કંઈ મહત્ આપી દેછે. તેઓ પોતે દરિદ્રતારૂપી સ્ત્રીને વરેલા હોય છે તેથી વચનની દરિદ્રતા રાખતા નથી. એક ડોંડવાણું ગૌરીશંકર નામે બ્રાહ્મણ છે. તે જાતે ભોળો છે. તેણે આવીને એ સંધિમાં રા. રા. ગોકુલજી ભાઈની સ્ત્રીને કહ્યું કે 'મેહેતીજી! જો મારી માતાને તમે રૂપાની એક ન્હાની વાટકી કરાવી આપવાનું કોહો તો તમારો ધણી કારભારી થાય.' એ ડોંડવાણું બ્રાહ્મણ કહેતો હતો કે 'મારી માતાએ ગોકુલજીને કારભાર આપ્યો અને તેમની સ્ત્રિયે વાટકીને ઠેકાણે એક રૂપાનો મ્હોટો થાળ કરાવી આપ્યો.'

એજ વર્ષમાં એટલે સંવત્ ૧૯૧૬ માં વ્યાસજી જયકૃષ્ણજી જીર્ણદુર્ગમાં હતા. તેઓ રાત્રિએ શ્રીભગવદ્ગીતા શંકરાનંદી ટીકા સહિત રા. રા. ગોકુલજીના સમક્ષ વાંચતા. તેમાં અનેક પ્રસંગો ચર્ચાઈ વિદ્યાનંદ વ્યાપી રેહેતો. વ્યાસજી કેહે છે કે,—તે સમયે કોઈ મનુષ્ય રાજપ્રસંગના કામની વાત કરે કે લાવે તો તેને વારી ગોકુલજીભાઈ સ્પષ્ટ કેહેતા કે આ સમય તે કામ કરવાનો નથી.

સંવત્ ૧૯૧૭ ના વર્ષના આરંભમાં કોઈ પ્રસંગને લીધે રા. રા. ગોકુલજીનું ભાવનગર જવું થયું. રા. રા. સામળદાસ સાથે સમક્ષ મળવું પ્રથમજ આ વેળા થયું. તે સંબંધમાં રા. રા. સામળદાસ લખે છે કે:—

"તેમનું (રા. રા. ગોકુલજીભાઈનું) સમક્ષ મળવું સંવત્ ૧૯૧૭ ની સાલમાં થયું. તે સમયથી ઘણી વેળા વેદાન્તશાસ્ત્રની ચર્ચામાં તેમજ રાજ્યપ્રસંગી અને વ્યાવહારિક વાતો વગેરેના પ્રસંગમાં, ઘણાં વાક્યો—સ્તુત્ય અને ઉપદેશ લેવા યોગ્ય—પ્રમાણપૂર્વક (તેમણે) કહેલાં હતાં. તેહેનો ઘણો ભાગ તો મારા સ્મરણમાં પણ રહેલો નથી. પરંતુ માત્ર થોડું જે સહજ સ્મરણમાં છે તે લખું છું.

"રાજશ્રી ગોકુલજીભાઈને કાર્યભારની જગો મળ્યા પૂર્વે સંવત્ ૧૯૧૭ માં વાત પ્રસંગમાં એક વેળા મેં એવું કહેલું કે,—'કાઠિયાવાડમાં કોઈ કોઈ કારભારી એવા જોવામાં આવે છે કે જેને માત્ર ગુજરાતી ભાષામાં સાધારણ કાગળ પત્ર પણ બરાબર લખતાં અથવા બરાબર વાંચતાં આવડતા નથી. તેવા માણસો અમુક રાજ્યના કારભારી કેહેવાય છે; અને બીજા એવાજ કેટલાક શ્રીમન્તો છે. એ વાત કેવી આશ્ચર્ય ઉપજાવનારી છે?' "તેના ઉત્તરમાં તેઓએ કહેલું કે, એ પ્રસંગને લાગું પડે એવું વાક્ય ફારશીભાષાના પ્રખ્યાત કવિ શેખસાદીનું છે કે:—

(અગર રોજી બદાનશ બરફ્ જુદે,
જેનાદાંતંગતર રોજી નબુદે;

બનાદાં આં ચુનાં રોજી રસાનદ,
કેદાના અંદરાંહેરાં બ માનદ.)*

અર્થ.—(કદાપિ મનુષ્યની સંપત્તિ બુદ્ધિપ્રમાણે વૃદ્ધિ પામતી હત તો બુદ્ધિવિનાના માણસને ગુજરાન અતિશય કમી મળત. પણ ઈશ્વર તો બુદ્ધિવિનાનાને એવી સંપત્તિએ પોહોંચાડે છે કે જેથી બુદ્ધિમન્ત પુરૂષો તો એ જોઈ હેરાનજ રહ્યાં કરે છે.)

"આ ઉપરથી કાંઈ પૂર્વથીજ એ ચાલતો નિયમ હોય એવું લા-

---

* એવાજ આશયનું આપણા દેશના કવિયોનું સભાતરંગમાંનું કથન છે તે વાંચનાર સારૂ અહે ઉતાર્યું છે:—

**લક્ષ્મીને પ્રશ્ન.**

पद्मे ! मूढजने ददासि द्रविणं विद्वत्सु किं मत्सरो ।

**લક્ષ્મીનુ ઉત્તર.**

नाऽहं मत्सरिणी न चाऽपि चपला नैवाऽस्ति मूर्खे रतिः ॥
मूर्खेभ्यो द्रविणं ददामि नितरां तत्कारणं श्रूयताम् ।
विद्वान् सर्वजनेषु पूजिततनुर्मूर्खस्य नाऽन्यागतिः ॥

**સભાતરંગ.**

(ઉપરના શ્લોકનો અનુવાદ.) **મદનગ્રહા છંદ.**

ધિકરે રતનાકરની દિકરી,
સ્થિરતાપણ ડાપણ દૂર ધરી ફરવીજ ફરી;
વળી પંડિતને ગણી શત્રુ અપંડિત,
મૂર્ખ અપંડિત મિત્ર કરી તે ઠામ ઠરી.

**લક્ષ્મીનું ઉતર.**

નહિ હું ફરતી નહિ પંડિત પણ રિપુ,
મૂરખ મિત્ર કરી નવરી, ખાતેજખરી;
પણ પંડિત તો પોસાય પછી શું ખાય,
અપંડિત પેટ ભરી. તે દેખી ડરી.

**ક૦ દલપતરામ.**

ગે છે. માટે અહુણાં પણ એવિષે કાંઈ આશ્ચર્ય માનવા જેવું નથી.' ઈત્યાદિ રા. ગોકુલજીભાઈએ કહ્યું હતું.

"ઉપર પ્રમાણે વાત થયા ને છ મહિના પણ ગયા નહિ હતા, તેટલામાં જૂનાગઢના ખુદાવંદ નવાબસાહેબે પોતાના સલાહકારો વગેરેના સંમતથી રાજશ્રી મોસુફને પોતાના મુખ્ય પ્રધાનની જગો આપી. આ જોઈયે તેવી યોગ્ય ગોઠવણ થયાનું વૃત્તાન્ત સાંભળીને મેં એ બાબતની મુબારકી તરીકે તેઓ રાજશ્રીને પત્ર લખેલું તેના ઉત્તરમાં પોતે એવા આશયનું લખ્યું હતું કે,—આ ઓહદ્દાની જગો કબુલ કરવામાં મારે બે પ્રકારની ગુંચવણી આવી હતી. તેમાં એક તો—જો આ જોખમ ભરેલો ઓહદ્દો કબુલ કરૂં નહિ તો, જે દફ્તર ખાતાની નોકરી હતી તે પણ રેહે નહિ (એમ હતું)—અને બીજી—જો એ ઓહદ્દો કબુલ કરૂં તો સામા પક્ષમાં મ્હોટી શકિત ધરાવનારા શત્રુતા રાખનારા હતા. તે લોકો અનેક પ્રકારની ખટપટ કરી પ્રતિષ્ઠાને હાનિ પોહોચાડવાનું પૂરૂ યત્ન કરે—તેથી એ બે પ્રકારના માર્ગમાંથી કયો માર્ગ પકડવો તેવિષે યથામતિ વિચાર કરતાં રામાયણનો એક શ્લોક—રાવણ અને મારીચરાક્ષસના સંવાદનો—સાંભરી આવ્યો. રાવણે મારીચને કહ્યું કે—કપટથી હરણનો વેશ ધારણ કરી શ્રીરામચંદ્રને અને સીતાને ભૂલાવો પડે એમ યુકિત કરય. જો તેમ નહિ કરે તો તને મારી નાંખીશ. (આ ઉભય રીતે નાશ થવાનો પ્રસંગ જોઈ) તે વેળાએ મારીચ રાક્ષસે વિચાર કરયો તે શ્લોકઃ—

रामादपि च मर्तव्यं । मर्तव्यं रावणादपि ॥
उभयोरपि मर्तव्यं । वरं रामो न रावणः* ॥

(મારીચ વિચાર કરે છે કે, કપટ કરી હરણ થઈને જઈશ તો રામથી મરવાનું છે, અને તેમ થવા ના કહીશ તો રાવણથી મરવાનું છે. બેમાંથી એક રીતે તો હવે મરવાનું છે, તો રાવણ કરતાં રામ જેવાના હાથથી મરવું એ વધારે સારૂં છે.)

---

* બીજો પાઠ એવો સાંભળ્યો છે કેઃ
उभाभ्यामपि मर्तव्यं रामाद्धि मरणं वरं.

"એ શ્લોકના અર્થ પ્રમાણે મેં પણ એમ નિશ્ચય કર્યો કે રાજ્યનું કામ માથે લેવું એ પક્ષ ઉત્તમ છે. તેમ કરવાથી કદાપિ પ્રારબ્ધયોગે —દ્વેષી બુદ્ધિયોની અનૃત ભરેલી ખટપટથી—હાનિ થવાની હોય તો થાઓ. એમ ધારેલું છે. ઈત્યાદિ."

એજ લાભકારી વર્ષમાં (સં. ૧૯૧૭ માં) રા. રા. અનંતજીના કારભારનું સંવત્ ૧૯૦૦ થી સંવત્ ૧૯૧૬ સુધીનું સોલ વર્ષનું નામું તૈયાર કર્યું. આ તેમના ઉદ્યોગથી ઉપરિયો પ્રસન્ન થયા અને તેમને કોરી ૪૦૦૦ નું વર્ષાસન કરી આપ્યું.

માજી સાહેબ અને ચાયતીબૂની મમતા રા. રા. ગોકુલજીઉપર દિન પ્રતિ દિન વધ્યાં જતી હતી. રા. રા. ગોકુલજિયે ભવિષ્ય બાંધી જે જે વચનો પ્રથમથી કહેલાં તે પ્રમાણે પછીથી થવા માંડ્યું; એથી તેમની દૂર દૃષ્ટિ અને બુદ્ધિવિષે એ રાજ્યલોભી જોડાને બહુજ ઊંચ મત થયું હતું; તેથી તેમણે પોતાના ખાનગી કારભારી રા. રા. ગોકુલજીને નિમ્યા.

એ વેળા પોલિટિકાલ એજંટની અશ્વારી ભાવનગરમાં હતી તેથી એ ખાનગી કારભારના સંબંધમાં રા. રા. ગોકુલજીભાઈનું ત્યાં જવું થયું હતું. કે જ્યાં રા. રા. સામલદાસ સાથે પ્રથમજ સમક્ષ મળવું થયું. રા. રા. ગૌરીશંકરને અને તેમને તો આગળનોજ પરિચય હતો. આ વેળાના સહવાસમાં રા. રા. ગૌરીશંકરજી લખે છે કે "એ સમયે પણ વેદાન્ત પ્રકરણ સંબંધી વાતચીત થતી.' એજ વર્ષના ચૈત્ર શુદ્દિ ૧૫ મે રા. ડુંગરશી દેવશીનો કારભાર ત્રુટ્યો.'

હવે કોને કારભારી નિમવો એ મ્હોટા વિચારની વાત થઈ પડી. તે વેળા સ્વાર્થ શ્રેષ્ઠપણે વર્ત્તતો હતો તેથી વિલક્ષણ ગુણવાન્ મનુષ્યનો ખપ હતો. રાજ્યમાં જે પ્રબળપક્ષ હતો તેના સ્વાધીનમાં તે રેહે અને વળી સરકારમાં સ્વતંત્ર દેખાય; તે પક્ષનો સ્વાર્થ સાધવાનું સાધન થવામાં નિપુણ, પણ પોતાનો સ્વાર્થ સાધી ન જાણે, ઇંગ્રેજ સરકાર સ્વીકારે એવો પ્રતિષ્ઠિત અને તેને ઓથે પોતે ધાર્યું કરી શકાય એવો નિર્બલ; પોતાનો પ્રિય પણ તેને બીજું કાંઈ

પ્રિય હોય નહિ એવો; એ આદિ અસંગત ગુણવાળો કારભારી ખોળવા માંડ્યો. ત્યાં પ્રથમ દૃષ્ટિ “પોતાના” કેશવજી અને વીરજી લવાણાપર પડે એ સ્વાભાવિક હતું. પણ તે કેવળ નિરક્ષર અને અયોગ્ય હતા. ઇંગ્રેજ સરકારમાં તેમનું નામ દેવા પોતાનુંજ મન પ્રથમ ન ચાલે તો સરકાર સ્વીકાર કરે એતો આશાજ શી. બીજા રા. રા. અનંતજી. તે તો સર્વ પ્રકારે પ્રબળ રહ્યા. તેનો તો વિશ્વાસજ કેમ થાય. અનેક માણસોએ પોત પોતાના સ્વાર્થ ઉપર દૃષ્ટિ રાખી અનેકનાં નામ કેહેવા માંડ્યાં. પણ કોઈનું નામ ચાઈતીબૂને ગળે ઉતર્યું નહિ. કારભારીનું નામ તો તુરત આપવુંજ જોઈયે. સર્વ પ્રકારે સંકોચ આવી પડ્યો. એમ અંતરામણમાં ગમે તેવું એક દ્વાર કરવાની અગત્ય પડી. રા. રા. ગોકુલજીને પોતાના વિશ્વાસુ અને નામના ખાનગી કારભારી તો કર્યા હતા. તેઓ બુદ્ધિમાન્ અને પ્રામાણિક છે એમ તેમને નિશ્ચય હતો. તેઓના પૂર્વજો કારભારી હતા તેથી તે કુટુંબની પ્રતિષ્ઠા પણ કંઈ સામાન્ય ન ગણાય. એવા અનેક વિચાર કરતાં ચાયતીબૂનું મન રા. રા. ગોકુલજીનાઉપર ગયું. માજી સાહેબને વાત કેહેતાં તેમણે પણ અનુમત આપ્યું કે ગોકુલજી ઠીક છે.

કાળિદાસ રઘુવંશના પ્રથમ સર્ગમાં કવે છે કે:—

**आकारसदृशप्रज्ञः। प्रज्ञया सदृशागमः॥**
**आगमैः सदृशारंभ। आरंभसदृशोदयः॥** १५

(શરીરના આકાર જેવી બુદ્ધિ; બુદ્ધિ જેવો આગમ એટલે શાસ્ત્ર પરિશ્રમ અથવા વિદ્યા; આગમ જેવાં કર્મ; અને કર્માનુસાર ફળ સિદ્ધિ)

એ વિચાર રા. રા. ગોકુલજીભાઈના સંબંધમાં ખરો પડ્યો જણાય છે. આપણે પૂર્વે જાણ્યું છે, કે, તેમની આકૃતિ સારી હતી; તેવો તેમણે વિદ્યાસારૂ પરિશ્રમ કર્યો હતો; પછી કામ પણ તેવાંજ કરવા માંડ્યાં; ને વિદ્યા, ઉદ્યોગ અને ઉત્સાહથી સ્વકર્મમાં યોગ્ય આસંચ રાખીને, તે કામ ઉપરીનું મન હરી લે એવા પ્રકારે કરતા; અન્તે તેમનો ફળોદય પણ તેજ પ્રમાણે તે દેશમાં સર્વોપરી થયો.

માજીસાહેબ—ચાઈતીબૂ, અને કેશવજી—વીરજી એઓએ પોતાની સમજ પ્રમાણે નિર્ણય કર્યો કે રા. રા. ગોકુલજીથી અધિક અનુકૂળ પડે એવો ગૃહસ્થ મળશે નહિ, માટે તેનુંજ નામ આપવું.

રા. રા. ગોકુલજીને તેડાવી તેમણે પોતાનો વિચાર દર્શાવ્યો. અન્યલોકના સ્વપ્નમાં પણ જે વાત ન આવેલી તે વાત કાકતાલીય ન્યાયે રા. રા. ગોકુલજિયે રાજ્યકર્તા મંડળને મુખેથી સાંભળી. તે વેળા તે અકસ્માત્થી તેમને કેટલું સાનંદાશ્ચર્ય લાગ્યું હશે તેનું વર્ણન વાંચ્યા કરતાં, વાંચનારને કોઈ એવા પ્રકારનો પ્રસંગ આવ્યો હોય તો તે સમયે, તેના મનોભાવ કેવા થયા હતા તે સ્મરણ કરી આ મહાન્ પ્રસંગનું અનુમાન કર્યાથી, તેની વિશેષ સમજણ પડશે.

રા. રા. ગોકુલજિયે નમ્રતાપૂર્વક એવા આશયનું કહ્યું કે, એવા ભારે કામસારૂં હું તો યોગ્ય નથી, પણ ધણીની ઈચ્છા એમજ હોય તો હું યથાશક્તિ સેવા કરવા રાજી છું. ધણીના પુણ્યપ્રતાપે ઈશ્વર સહાય થઇ સઉ સારાં વાનાં થશે. પરંતુ પ્રથમ આપે એ વિષે દૃઢ નિશ્ચય કરવો અને પછી વાત બાહાર પાડવી. પછવાડેથી અનેક બલવન્ત લોકો તમને ગમે તેમ સમજાવી ડગાવવા આવશે. પછી કોઈ કારણથી તમે ફરશો તો મારી અને તમારી બંનેની હાનિ અને હાસી થશે. ઈત્યાદિ કહી તેમને દૃઢ કર્યાં. થોડી વારે રા. રા. ગોકુલજીને કારભાર આપવાનો વિચાર રા. રા. અનંતજીને જણાવ્યો. તેમને પણ બહુ અવળું ન લાગ્યું. તેમણે ધાર્યું કે ગોકુલજી પ્રપંચમાં પ્રવીણ નથી. કારભાર પ્રપંચવિના થવાનો નથી. તેથી સર્વ અધિકાર મારા સ્વાધીનમાં રેહેશે; બીજો કોઈ થાય તેથી એ સારા; અન્તે નાગર છે; ભલે નામના કારભારી એ કેહેવાય; કામ તો આપણેજ સ્વાધીન રેહેશે. કંઈ એવા વિચારથી તેમણે પણ સંમતિ આપી.

રા. રા. ગોકુલજી દરબારમાંથી પાછા વળ્યા ત્યાં તેમના મનમાં અનેક સંકલ્પ વિકલ્પ અને તરંગ ઉઠવા માંડ્યા. લોકમાં એ વાત જણાતાં અનેક ગૃહસ્થોએ અનેક નિમિત્ત કારણ સાથે એ કારભારરૂપી કાર્યનું અનુસન્ધાન કરવા માંડ્યું. બહુ થોડા ગૃહસ્થો કેહે કેઃ—

વિદ્યાથી આવેલી યોગ્યતા એજ કારણ છે. કોઈ કેહે—ગ્રહયોગને કારણ ગણવું. કોઈ કેહે—આનંદજી આચાર્યના વચનનું એ ફળ છે. કોઈ કેહે—અનુષ્ઠાનના પ્રતાપથી એ થયું. કોઈ કેહે કે—અદૃષ્ટથી એ બધાંનો યોગ મળ્યો, તેથી પ્રારબ્ધ એજ પ્રબળ છે. એમ પોતાની સમજણ પ્રમાણે અનેક પ્રકૃતિનાં અનેક સ્વાર્થવાળાં મનુષ્યોએ અનેક કારણ સાથે તેની યોજના કરી. એ વિષયની તાણ ખેંચ અને ઘડ-ભાંગ લોકમાં થતી તેમ રા. રા. ગોકુલજીના મનમાં પણ થતી હતી. તેવામાં કેટલાંક મનુષ્ય હર્ષ કરવા, કેટલાંક અભિનંદન આપવા, કેટલાંક મનભંગ કરવા, અને કેટલાંક ચિકિત્સા જોવા, આવવા માંડ્યાં. કેટલાંક સેવકી વૃત્તિવાળાં મનુષ્યો આવી વાહાલાં થવા ચાડી કરવા લાગ્યાં કે,—અમુક મનુષ્યો તમારી ભાગતીમાં છે, અમુક માણસ તમને પાશમાં નાંખવા ધારે છે, અમુક જણ તમારેવિષે અમુક વાત કરતા હતા. એવા અનેક સંશયો અને વેહેમો મનમાં નાખી, મનને ડોહોલી નાંખવા માંડ્યું. મ્હોટા લાભનો ઉત્સાહ નિર્મળ ન રહ્યો. તે મ્હોટા લાભની આશાની મિષ્ટતા સાથે તે લાભમાં વિક્ષેપ પડશે તેની ભીતિની કટુતા ભેળાવા માંડી. આશા દૂર હતી તેને જોઈ જે સુખ થતું તે સુખ, આશા પાસે આવતાં થતા સુખ કરતાં, બહુ સારૂ હતું એમ દિસવા લાગ્યું.

અન્તે રા. રા. ગોકુલજીને કારભારી નિમ્યાનો લેખ લખાયો. અને તે લઈ તેઓ પોલિટિકાલ એજન્ટની અધારીમાં ગયા. તે વેળા કરનલ બાર પોલિટિકાલ એજન્ટ હતા. તેઓને એમ લાગ્યું કે રા. રા ગોકુલજી જેવા સરલ પ્રકૃતિના મનુષ્ય કારભારી થાય એ ઉત્તમ છે પરંતુ તે ટકી શકશે નહિ. તો પણ એ વાતનો અનુભવ થયા વિના વિચાર બાંધવો એ સારૂ નહિ સમજી સરકારમાં તા૦ ૯ ઠી મે સન ૧૮૬૧ ને દિને ચોરવાડથી, એવા આશયનું લખ્યું કે, રા. રા. ગોકુલજી કુલવાનૂ અને સારા ગૃહસ્થ છે; તેનું બળ જૂનાગઢની સ્થિતિ અને રાજમંડલીમાં ચાલશે કે નહિ તેવિષે શંકા છે. રાજ્યના ખર્ચઉપર તો તેનો અધિકાર ચાલી

શકશે નહિ. તો પણ તે મનુષ્ય સારૂં છે તો સરકારે તેને કારભારી થવામાં અનુમત્ત આપવું. જૂનાગઢનું રાજ્યમંડળ સૂચના કરે છે કે હવે રાજ્યમાં મ્હોટો બાધ આવે તો સરકારને યોગ્ય લાગે તેમ વ્યવસ્થા કરવી. સરકારે કરનલ બારનું લખતું પ્રમાણ કર્યું, અને રા. રા. ગોકુલજી સંવત્ ૧૯૧૭ ના વૈશાખ શુદિ ૧૩ ને દિને સુરાષ્ટ્ર રાજ્યના મુખ્ય પ્રધાન નિમાયા; અને કોરી ૧૨૦૦૦ નું વર્ષાસન બંધાયું, તથા રીતિ પ્રમાણે મશાળ, સીબંદી આદિ રાજ્ય ચિન્હ તેમને મળ્યાં. તેમના મનમાં આ પ્રસંગ સમયે શું હતું તે તો આપણે રા. રા. સામળદાસને તેમણે લખેલા શ્લોક ઉપરથી જોયું છે.

કારભારીનું પદ મળ્યું અને નામ લખાયું પણ તેનો યોગ્ય અધિકાર તો રાજ્યધારિણીના માનીતા લવાણા કેશવજી-વીરજીના હાથમાંજ રહ્યો. રા. રા. ગોકુલજીભાઈ પોતાને સોંપેલું કામ યથા-વિધિ કરી વિદ્યાના આનંદમાં મગ્ન રેહે. રાગદ્વેષ રાખી પ્રપંચમાં પડવાની સ્પષ્ટ ના કેહે. તે કાળે જૂનાગઢના રાજ્યની સ્થિતિ એવી તો અસ્તવ્યસ્ત હતી કે તેમાં ગમે તેવો પડે તે વિમળમાં આવી બૂડે. રા. રા. ગોકુલજીભાઈના વિદ્યાનેત્રે એ સંભવ દૂરથી સ્પષ્ટ દેખાડ્યો હતો. તેથી તેઓ તટસ્થ રેહેતા હતા. પરંતુ લોકો તે-મની એ સૂક્ષ્મ દૃષ્ટિ અને ચાતુર્ય સમજી શકતા નોહોતા. તેથી તેમને તેઓ યોગ્ય કારભારી ગણતા નોહોતા. કારભારના સ્વાદની તાણ ખેંચ નિરક્ષર કેશવજી-વીરજી અને પ્રવીણ અને પ્રખ્યાત અનંતજી વચ્ચે થયાં જતી હતી; અને તે ઝપાટામાં કૂશી પડનારાં મનુષ્યો પીડાતાં હતાં.

એ દુર્દિનોમાં જૂનાગઢમાં રેહેવા કરતાં પોલિટિકાલ એજન્ટની પાસે રેહેવું એ નિર્ભય અને કલ્યાણકારી લાગ્યું તેથી રા. રા. ગોકુલજીભાઈયે તો બહુ કરી ત્યાંજ રેહેવા માંડ્યું. જૂનાગઢ તળ-ના ગૃહસ્થો કરતાં અધિક પ્રવીણ ગૃહસ્થો ત્યાં હતા, અને રા. રા. ગોકુલજીભાઈને વિદ્વાન્ અને બુદ્ધિમન્ત ગૃહસ્થોની સંગતિ બહુ પ્રિય હતી. રા. રા. માણલાલજી તેવામાં આખા સૌરાષ્ટ્ર (કાઠિયાવાડ)

ના ડેપ્યુટી એડ્યુકેશનલ ઈન્સ્પેકટર થયા હતા તે પણ ત્યાંજ હતા. સર્વ રીતે પો. એજન્ટની પાસે રેહેવું તેમને અનુકૂલ હતું.

જૂનાગઢમાં તે વર્ષમાં ઉત્પાતનાં બીજ નંખાતાં હતાં. ખુ. નવાબસાહેબને માજીસાહેબ અને ચાયતીબૂ પોતાના સ્વાધીનમાં રાખતાં. તેઓથી તેમને સ્વતંત્ર કરવા સારૂ ઈંગ્રેજ સરકાર અને રાજ્યનાં મનુષ્યો ઈચ્છતાં. એ ઈચ્છા પૂર્ણ કરવા અનેક પ્રકારના ગુપ્ત ઉપાયો ચાલતા. રા. રા. ગોકુલજીભાઈ તે પ્રસંગથી દૂર હતા.

સંવત્ ૧૯૧૮ ના વર્ષમાં પો. એજંટની અશ્વારી જેસર ગામમાં આવી. રા. રા. ગોકુલજીભાઈ કોઈ સીમાડાના કામમાં પંચ હતા, તેથી તેઓ પણ ત્યાં આવ્યા. રા. રા. ગૌરીશંકરજીનું અને તેમનું અત્રે ફરી મળન થયું. ત્યાંથી પાલીતાણાના વાવડી ગામમાં અશ્વારી ગઈ. રા. રા. ગૌરીશંકરજી લખે છે કેઃ—"એ સમયે ત્યાં વેદાન્ત પ્રકરણની ચર્ચા ચલાવતા હતા."

એ વર્ષના જ્યેષ્ઠ શુદિ ૫ ને દિને ખુ. નવાબસાહેબ, વજીર બાહવદીનભાઈને સાથે લઈ, વનથલીમાં મિ. કાઉલસન આસિસ્ટન્ટની અશ્વારી હતી ત્યાં, ગુપ્ત રીતે ચાલ્યા ગયા. અને માજીથી સ્વતંત્ર થવા ઈચ્છા બતાવી તે સાહેબનો આશ્રય માગ્યો. તેમને તો તે કર્તવ્યજ હતું. એટલે ઈચ્છિત આશ્રય આપી માજીસાહેબથી ખુ. નવાબસાહેબને દૂર રાખ્યા. માજીસાહેબને જાણ થતાં તે ધાઈ આવ્યાં, પણ તે બેનું મળવું થવા દીધું નહિ. તેવિષે મ્હોટો વિવાદ થયો.

તેજ સંધિમાં કેશવજી—વીરજી ઉપર વાઘેરને આશ્રય આપ્યાનો અપરાધ મૂકાઈ તેનાઉપર કામ ચાલતું હતું. તેનું રક્ષણ કરવા મુંબઈથી મુંબઈ ગઝેટના તંત્રી મિ. કાનન બારીસ્ટરને ભારે દિનદયું આપવું કરી માજીસાહેબે બોલાવ્યો હતો. તેના પરાક્રમથી ભારે ચર્ચા ઉઠી દેશ પરદેશમાં કોલાહલ થઈ રહ્યો હતો. પરંતુ ખુ. નવાબસાહેબના જૂદા પડવાથી અન્તે પોલિટિકાળ એજન્ટ બારસાહેબને બરતરફી મળી અને કાનનને પણ ત્યાંથી ઘેર આવવું પડ્યું.

એ રાજ્યપરિવર્તનમાં ઘણાને લાભ હાનિયો થઈ. પરંતુ રા. રા. ગોકુળજીભાઈ તો પોતાની દૂર દૃષ્ટિથી અને બીજા કારણથી તટસ્થ રહ્યા હતા, તેથી તેઓ પોતાના સ્થાનકે સુસ્થ રહ્યા. મુખ્ય પ્રધાનરૂપે નામ રા. રા. ગોકુળજીભાઈનું હતું પણ તેનું કામ અને રાગદ્વેષ રા. રા. અનંતજીભાઈએ માથે ઓઢી લીધાં હતાં. તે એવા પ્રતાપી હતા કે કોઈ પણ મ્હોટું કામ કરવું હોય તો તેમને સામીલ કરચાવિના ચાલેજ નહિ. તેમનો રાજ્યલોભ અમર્યાદિત હતો; અને તે ગમે તે સાધનથી તૃપ્ત કરવાની તેમને રીતિ પડી ગઈ હતી તેથી તેમના ભયને લીધે સર્વને પ્રીતિ દેખાડવી પડતી.

એ રાજ્યપરિવર્તન અને તેથી ઉપજેલા વિકારોની શાન્તિ થઈ. રા. રા. ગોકુળજીભાઈ પોતાને સ્વાધીન આવેલું કામ કરચા જાય. વેગમાં આવી રાજ્યભાર વેહેનારાની આડે ન આવવાની પોતે સંભાળ રાખતા એટલે કોઈની ઈર્ષ્યાને પાત્ર થયા ન હતા. તેમ પોતાનું ધારચું કામ નોહોતા કરતા તેમ પણ નહતું. જગત્માં સારાં મનુષ્યો વિરલજ હોય છે. તેઓ સારાનાજ સંગી હતા, તેથી તેમની મમતાવાળા ગૃહસ્થોના મંડળની સીમા બહુ થોડી હતી. તેમના ખરા મિત્ર પંડાજી દોલતરામ હતા એ આપણા જાણ્યામાં છે. પોતાને અધિકાર મળતાં તેમના જેવા યોગ્ય મિત્રની બુદ્ધિ અને સહાયનો લાભ લેવો એ સહજ મનમાં આવેજ. પંડાજી જેવા વિદ્વાન્, પ્રામાણિક અને લોકહિતેચ્છક પોતાના સહાયમાં હોય તો કેટલો બધો આશ્રય અને શોભા મળે એ પોતે સારી રીતિએ સમજતા. તેથી સંવત્ ૧૯૧૮ માં પંડાજીને પ્રથમ કુતિયાણાના વહિવટકાર કરચા. એ સ્થાનકે અનુભવ મેળવી રાજ્યકાર્યમાં પ્રવીણ થયે તેમને કોઈ ઉચ્ચ અધિકાર આપવાનો પોતાના મનમાં સંકલ્પ હતો.

સંવત્ ૧૯૧૯ સન ૧૮૬૩ ના ફેબ્રુઆરીમાં કર્નલ કીટિંજ સૌરાષ્ટ્રના પોલિટિકાલ એજન્ટ થયા. આગલા પો. એજન્ટોની રાજનીતિમાં ફેરફાર કરવાનો નિર્ણય કરી તે આવ્યા હતા. તેઓ

સત્યવાદી હતા અને સત્યવાદીને ચાહાતા હતા. તેમના મનમાં અધિકારનું બળ અને તેનું અભિમાન એટલું બધું હતું કે પ્રપંચને ધિઃકારતા. મન, વાણી, અને કર્મ એકજ પ્રકારનાં રાખતા. મનમાં હોય તેવું સ્પષ્ટ કેહેતા અને કેહેતા તેવુંજ કરતા. તેમાં કોઈને સમવિષમ લાગશે કે કોઈનું મન દુઃખાશે તેનો સંકલ્પ વિકલ્પ કે ચિન્તા કરતા નહિ. ઇંગ્રેજ સરકારનું બળ અને તેમનો પ્રતાપ સર્વ સમજુના જાણવામાં આવી ગયો હતો. આરંભમાં પો. એજન્ટો બહુ નરમાશથી ભયપ્રીતિ ઉભય દેખાડી કામ લેતા. પણ ક. કીટિંજે તો એકદમ તેમાં ફેરફાર કરી દેવા માંડ્યો. તેથી લોકોને વિષમ તો બહુ લાગવા માંડ્યું પણ કરનલ કીટિંજ દૃઢ રહ્યા. પ્રથમ બહુ વિચારીનેજ આજ્ઞા કરે, પણ એક વેળા આજ્ઞા થઈ તેમાં પછી બીજા મથી મરે પણ ફેરફાર થાયજ નહિ. એવી પદ્ધતિ રાખી. જૂની રીતિ અને જૂના કારભારિયોનો સ્વભાવ એથી વિપરીત હતો. તેમને એકાએક નવી રાજનીતિ અને પદ્ધતિને અનુસરવું કઠિન પડવા માંડ્યું. ક. કીટિંજ એવું આડંબર રાખતા કે સામાન્ય મનુષ્યથી તો તેમની પાસેજ જવાય નહિ. રાજ્યપ્રસંગના વિચાર કરવાના હોય તે માત્ર મુખ્ય કારભારી સાથેજ કરતા. કારભારિયો પણ પોતાના સંસ્થાનની વાત મૂકી કોઈ બીજા સંસ્થાનની કોઈ પ્રકારની પણ વાત કરવા જાય તો તેને તુરત વારતા. અને સ્પષ્ટ કેહેતા કે,—'જી, આપકા સંસ્થાનકીજ બાત કરના, દુસરાકી બાત પૂછે બિના બોલના, એ અચ્છા ગૃહસ્થકા કામ નહિ.' એક વાર વાત કંઈ કરી હોય અને બીજી વાર તેમાં કંઇ અન્તર પડે તો તુરત તે પકડી કેહેતા કે ફરીથી એમ થશે તો આપના બોલવાપર વિશ્વાસ નહિ રેહે અને તેથી તમને અને સંસ્થાનને હાનિ થશે.

ક. કીટિંજના પ્રતાપની અને આડંબરની અનેક ખોટી સાચી વાતો જૂનેગઢ પોહોંચી હતી. તેથી બધા ભય પામ્યા હતા. એ સિંહ જેવા સાહેબ પાસે કોને મોકલવો એ વિષે અનેક વિચાર કરી અન્તે રા. રા. અનંતજીભાઈને મોકલવા રાજભારિયોએ

ઠરાવ્યું. રા. રા. અનંતજીભાઈ રાજકોટ આવ્યા. ક. કીટિંજને મળ્યા. બંનેનો સ્વભાવ એકબીજાથી વિપરીત. પ્રથમના મલનની વાતોમાંજ રા. રા. અનંતજીભાઈને બહુવાર ક. કીટિંજે વારવા પડ્યા. રા. રા. અનંતજીમાં જે ગુણ ગણાતા, તે સ્થિત્યંતર થતાં, દોષરૂપ થઈ પડ્યા. રા. રા. અનંતજીભાઈની છેલી મુલાકાતમાં ક. કીટિંજે સુચવ્યું કે ફરી પ્રસંગ આવે ત્યારે જે કારભારી હોય તેણેજ અત્રે આવવું.

બીજા પ્રસંગે રા. રા. ગોકુલજીભાઈને મોકલવાની અગત્ય પડી. રા. રા. ગોકુલજીભાઈનામાં જૂનાકારભારીના સંસ્કારનો ક. કીટિંજને પ્રતિકૂલ પડે એવો લેશ પણ ન હતો, એટલુંજ નહિ પણ વિદ્યાથી તેમનામાં ગુણો આવી સ્વભાવરૂપ થયા હતા. પરંતુ જે ગુણ ત્યાંસુધી અનુપયોગી હતા, તે બધા આ પ્રસંગે અત્યુપયોગી થઈ પડ્યા. પ્રથમ દર્શનમાંજ કરનલ કીટિંજનું મન પ્રસન્ન થયું. રા. રા. ગોકુલજીભાઇ ફારશી ભાષા અચ્છી તરેહ જાણતા હતા, તેથી હિંદુસ્થાની છટાથી બોલી શકતા. ક. કીટિંજ સાથે હિંદુસ્થાનીમાં મહા પ્રતાપ સાથે ક્ષોભ પામ્યાવિના પણ નમ્રતા પૂર્વક વાત ચાલી, તેમની રાજ્યસંબંધના વિષયોમાં કુશલતા, તેમની વાદ કરવાની રીતિ, તેમના દૃઢ વિચાર, એ આદિ સાંભળતાં ક. કીટિંજને આશ્ચર્ય લાગ્યું અને અધિક પ્રસન્ન થયા. રા. રા. ગોકુલજીભાઈના સમાગમની એટલી બધી અભિરુચિ ક. કીટિંજને થઈ કે સીમા. પછી તેમના વિષેનો વૃત્તાન્ત જાણવા શોધ કર્યો તો તેમાંથી પણ મમતા વધવાનું કારણ મળ્યું. એ પ્રકારે રા. રા. ગોકુલજીભાઈના ગુણો અને પૂર્વ વૃત્તાન્તથી ક. કીટિંજનું મન હરાઈ ગયું. કોઈ મ્હોટા કામમાં વિચાર પૂછવો હોય, પોતાના કામના ગુણદોષ જાણવા હોય, કંઈ નવી રાજ્યનીતિ સ્થાપવી હોય, કોઈના વિષે મત બાંધવું હોય, એવાં અનેક કામમાં ક. કીટિંજ રા. રા. ગોકુલજીભાઈનુંજ મત પૂછતા. રા. રા. ગોકુલજીભાઈઉપર તેમનાં પૂર્ણ વિશ્વાસ અને સ્નેહમમતા એ રીતે બંધાયાં, તે અન્તે એટલે

સુધી વધી ગયાં કે જ્યારે રા. રા. ગોકુલજીભાઈ રાજકોટમાં હોય ત્યારે ક. કીટિંજ પોતાના અવકાશના સમયમાં તેમની સાથેજ સહવાસ રાખવા ઇચ્છતા. સાંજરે ફરવા જાય ત્યારે પોતાની ઘોડાગાડીમાં રા. રા. ગોકુલજીભાઈને લઈ અનેક વિષયોઉપર વાગ્વિનોદ કરતા.

કરનલ કીટિંજ પ્રથમ સૌરાષ્ટ્રમાં આવ્યા ત્યારે ભાવનગર થઈને આવ્યા હતા. નાગરજ્ઞાતિવિષે કોઈ ઈંગ્રેજે તેમને ખોટો અભિપ્રાય કરાવ્યો હતો. ભાવનગરમાં જ્યાં ગયા ત્યાં તેમણે નાગરો દીઠા. પછી ઈંગ્રેજી નિશાળમાં પરીક્ષા લેવા ગયા. ત્યાં પ્રથમ વર્ગમાં આદિથી તે અન્તસુધી, માત્ર વચ્ચેના એક બે વિદ્યાર્થીઓવિના, નાગરના પુત્રો દીઠા. તેથી તેમને બહુ આશ્ચર્ય લાગ્યું અને મનમાંનો દ્વેષી વિચાર જણાઈ આવે એમ કંઈ બોલી ગયા. તેનું ઉત્તર એક નાગરપુત્રે એવું સમયોચિત પણ સ્વતંત્રતાદર્શક આપ્યું કે તેથી પ્રસન્ન થયાવિના રેહેવાયજ નહિ. પણ તેથી નાગરોનાઉપર પોતાની કઠોરદૃષ્ટિ હતી તેમાં કંઈ ન્યૂનતા થઈ નહિ. પરંતુ રા. રા. ગોકુલજીભાઈ, રા. રા. ગૌરીશંકરજી અને રા. રા. દુર્લભજી આદિનો પૂર્ણ સમાગમ થયો ત્યારે તેમને એમજ લાગ્યું કે સૌરાષ્ટ્રમાં બુદ્ધિમન્ત, વિદ્યાવન્ત, રાજ્યકાર્યસમર્થ અને બહુપ્રકારે યોગ્યતાવાળા નાગરોજ છે.

રા. રા. ગોકુલજીભાઈનું અને ક. કીટિંજનું પાસું બાહુ ગોઠવું આવ્યું અને ક. કીટિંજનો સ્નેહભાવ તેમનાઉપર બહુ છે એ વાત અનાયાસે પ્રસિદ્ધ થઈ ગઈ. એથી જૂનાગઢમાં રા. રા. ગોકુલજીભાઈનું માન અને અધિકાર બળ વધે એ તો સ્વાભાવિક અને અવશ્ય હતું.

રા. રા. ગોકુલજીભાઈનો એ રીતે બહુ પ્રકારે ઉદય થવા માંડ્યો અને લોકોમાં તે સુખી ગણાવા લાગ્યા. પરંતુ સાંસારિક સુખ સમૃદ્ધિ કોને પરિપૂર્ણ હોય છે? કાંઈ નહિ તો કાંઈ પણ વિઘ્નો તેમાં સદા મિશ્રિત હોય છે ને હોયછેજ. સંસારનું બાહ્યાન્તર સુખ તો કોઈનેજ નથી. સંસારનું ઉત્તમોત્તમ સુખ એ કંઈજ નથી પણ વાસ્તવ સુખનો આભાસ માત્ર છે. રા. રા. ગોકુલજીભાઈ એ

સત્યતા જાણતા હતા. તેથી તેમની પરમપ્રીતિ, નિર્વિઘ્ન અને સત્ય સુખદ વિદ્યાનંદ અને જ્ઞાનાનંદપ્રતિજ હતી. તેના સાધનરૂપ સંસારનાં અવશ્ય કર્મ કરી પોતાનું લક્ષ સદા વિદ્યાજ્ઞાનથી પ્રાપ્ત થતા સુખ પ્રતિજ રાખતા. સત્સમાગમ સારૂ પ્રખ્યાત જયકૃષ્ણ વ્યાસને જીર્ણદુર્ગ બોલાવ્યા હતા. પ્રાતઃકાળે માંડુકયોપનિષદ્‌નું શ્રવણ અને રાત્રિયે વેદાન્તના પ્રસ્તાવિક ગ્રંથો વાંચવાનું ચાલતું હતું.

એજ વર્ષમાં (સંવત્ ૧૯૧૯) શ્રાવણ વદિ ૭ મી ને દિને રા. રા. ગોકુલજીભાઈના પરમમિત્ર રાજશ્રીયુત પંડાજી દોલતરામે દેહ છોડ્યો. તેથી પક્ષ ત્રુટી હોય એમ થઈ, રા. રા. ગોકુલજીભાઈને મ્હોટો ધક્કો લાગ્યો. એવા સદ્‌ગુણી સ્નેહીના વિયોગથી કોને શોક ન થાય? રા. રા. ગોકુલજીભાઈનો સ્નેહીવર્ગ વિસ્તીર્ણ નહતો તેથી તેમનો સ્નેહ ઊંડો અને બલવાન્ હતો. કેટલાંક વર્ષવિત્યા પછી પણ જ્યારે પ્રસંગોપાત્ત એ પંડાજીસંબંધી વિષય નીકલતો ત્યારે સશોક પ્રેમથી તેમની પ્રશંસા કરતા. તેમના ગુણાનુવાદ કરતાં કોઈ કોઈ સમયે ગદ્‌ગદ્ કંઠ થતો અને એવા શ્રેષ્ઠ પુરૂષોસાથેજ અમે સ્નેહ બાંધિયે છિયે એમ અભિમાન રાખી બોલતા.

એજ વર્ષમાં રા. રા. નૃસિંહપ્રસાદજી ઇંગ્રેજ રાજ્યની નોકરી છોડી જૂનાગઢ સંસ્થાનમાં રહ્યા. રાજપ્રકરણમાં રા. રા. ગોકુલજીભાઈને તેમનું બહુ પ્રકારે સાહાય્ય મળતું થયું તે આગળ જોવામાં આવશે.

સંવત્ ૧૯૨૦ ના વર્ષમાં ક. કીટિંજની સૂચનાથી જૂનાગઢ સંસ્થાનમાં નવી રીતપ્રમાણે ફોજદારી તથા દીવાની કામ ચલાવવાનો આરંભ થયો. વેરાવળ બંદરે ડંકો અથવા નાવાધાર બાંધવાનું કામ પણ એજ વર્ષમાં આરંભાયું.

ક. કીટિંજ વૃદ્ધિ પામતા દેશોની અનેક વાતો રા. રા. ગોકુલજીને કેહેતા અને તેવાં સારાં કામ જૂનાગઢ સંસ્થાનમાં કરવા સૂચના કરી તેથી થતા લાભ સમજાવતા. રા. રા. ગોકુલજી ભાઈએ પોતાની સ્થિતિના યથાર્થ રૂપની તથા રાજા અને રાજ-

ભારીના મનમાં ભાવ થયાવિના એવાં કામ થવાં દુર્લભ છે એ વાતની સમજણ ક. કીટિંજને બરાબર પાડી હતી.

ક. કીટિંજને પણ તે યથાર્થ લાગ્યું હતું. અને પ્રસંગોપાત્ત તેને અનુસરી રાજ્યોમાં સુધારા કરાવતા. ક. કીટિંજે એક વાર એવી સૂચના કરી કે કોઈ સારા ઈંગ્રેજી ભણેલાને રાજ્યમાં રાખવો જોઈયે, તેથી બહુ લાભ થશે. સરકારમાં ગુજરાતી લખાણ જાયછે તે કરતાં ઈંગ્રેજી જાય તો અધિકારિયોના સમજવામાં યથાર્થ આવે અને તેથી થતા સર્વ લાભ મળે. ઈત્યાદિ કેહેતાં એ સૂચના રા. રા. ગોકુલજીભાઈને બહુ ગમી. રા. રા. પ્રાણલાલજી સાથે તેમને પ્રથમથીજ પરિચય હતો, તેથી તેમને રાખવા અનુમત માગ્યું. ક. કીટિંજના એ સંબંધમાં વિચાર વિલક્ષણ હતા. તેઓ એમ માનતા કે શાળાસાથે સંબંધ રાખનારા ગૃહસ્થોથી રાજ્યપ્રકરણી કાર્ય થાયજ નહિ. એટલે તેમણે રા. રા. પ્રાણલાલજીને રાખવામાં અનુમત ન આપ્યું. કેટલાક માસ ગયા પછી 'करणघेला'ના રચનાર રા. નંદશંકર તુલજાશંકરને ડેપ્યુટી પો. એજન્ટ રા. રા. મુકુંદરાય મણિરાયની સૂચનાથી પસંદ કરી તેમને રાખવામાં સમ્મતિ માગી. તેઓ પણ તે વેળા સુરતની ઈંગ્રેજી શાળામાં શિક્ષક હતા તેથી ક. કીટિંજે તેમને પણ માન્ય ન કર્યા. એટલે એ વાત તે વેળા પડી રહી. વળી તેમણે મુંબઈમાં એક પ્રતિનિધિ રાખવાને પણ સૂચના કરી એટલે રા. રા. પ્રાણલાલજીની પ્રેરણાથી તેમના બાંધવ રા. રા. ધીરજલાલ મથુરાદાસને નિમ્યા.

સમયપાલનનો અભ્યાસ સૌરાષ્ટ્રમાં બહુ નહતો. ક. કીટિંજે પોતાના વારામાં લોકોને સમયપાલક થવાની અગત્ય પાડી. રા. રા. ગોકુલજીભાઈને એ બહુ અનૂકૂલ હતું. તેઓ અભ્યાસી હતા તેથી નકામો કાળ ગાળવો તેમને ગમતો નહિ. ક. કીટિંજ પોતાના સંબંધમાં આવતાં મનુષ્યોને અમુક સમયે આવવા કેહેતા. એક સમયે એક મ્હોટો અધિકારી જરા વેહેલો આવ્યો. તેને ક. કીટિંજે જાણી જોઈ બાહાર બેસારી રાખ્યો. બરાબર સમયે અંદર

બોલાવી કામ કરી રહ્યા પછી કહ્યું કે, જેમ મોડા આવ્યામાં સમયપાલકતા નથી, તેમ વેહેલા આવ્યામાં પણ સમયપાલકતા નથી. બરાબર સમયઉપર આવવું તેનું નામજ વેળાસર આવવું અથવા સમયપાલન કેહેવાય.

રા. રા. ગોકુલજીભાઈ તથા રા. રા. નૃસિંહભાઈને આ વર્ષથી સ્નેહ મમતામાં વૃદ્ધિ થઈ વિશેષ સહવાસ રેહેવા માંડ્યો. જવા આવવામાં અને રાજ્યસંબંધી સર્વ કર્મમાં રા. રા. નૃસિંહભાઈ તેમના સહાય થયા. સંક્ષેપમાં એ બે ગૃહસ્થો વચ્ચે સિદ્ધ સાધક જેવો અનન્યસંબંધ બંધાયો.

એમનાં પૂજ્ય માતૃશ્રી સદાકુંવર એજ વર્ષમાં પરલોક પામ્યાં. સુપુત્રનો પૂર્ણ ઉદય જોઈ, આશાનુરૂપ ફળ પામી, પોતાનો વિસ્તાર મૂકી ગયાં તેથી તેઓ તો ભાગ્યશાલી ગણાયાં. તેઓની તો સદ્ગતિ થઈ પરંતુ સુપુત્રના મનમાં બહુ શોક થાય એ સ્વાભાવિક છે.

માતાનો કેવો અપ્રતિમ પ્રેમ છે! પુત્ર પરિવારને મૂકીને મરવું ઈચ્છે, અને તેમ થયે પોતે ભાગ્યશાલી માને અને લોકમાં ગણાય. 'જીવતરથી પણ વિશેષ વાહાલું' એ વાક્યછે તે માતાપિતા અને પ્રજાના સંબંધમાં સાર્થક થાયછે એ બાહુવાર સ્પષ્ટ જણાય છે.

આહા, માનુ કરવું જગત્માં કોણ કરી શકે એમ છે? 'માની ગાળ તે ઘીની નાલ' એમ કેહેવત છે એ સત્ય છે. માતાના રોષ સાથે પણ અન્યદ્દ સંતોષ તુલના નથી કરી શકતો. માતાના અસંખ્ય ઉપકાર કોણ વાળવા સમર્થ છે? માતાના પવિત્ર પ્રેમ આગળ સર્વ બીજા પ્રેમનો અવધિ છે. પ્રજાપ્રતિ માનો ઉમળકો, માનો ઉમંગ, અને માના ઉપકાર એ કંઈ અનુપમ છે.

सुधामधुविधुज्योति। र्मृद्वीकाशर्करादित:॥
वेधसा सारमुच्चित्य। जनितं जननीमन:॥

યથાર્થ છે કે-'અમૃત, મધ, ચંદ્રમાનું તેજ, કોમલતા અને સાકર આદિમાંથી સાર સાર લઈને વિધાતાએ માતાનું મન ઉપજાવ્યું છે.' કેટલાંક કારણથી પૂજ્ય માતાજીની યથેચ્છ સેવાસંતોષ થઈ શક્યાં

નોહોતાં એવું રા. રા. ગોકુલજીભાઈ માનતા હતા, તેથી માતાજી વેહેલાં ભાગ્યશાલી થયાં એમ માની, પોતાને દુર્ભાગી સમજી પ્રસંગે બહુ અસંતોષ દેખાડતા. કુટુંબસંતોષ, વ્રત, યાત્રા, પુણ્યદાનાદિ કરાવી, માતાજીના મનના મનોરથ પૂરા કરી પૂર્ણ સંતુષ્ટ કરવાં એવી તેમની અભિલાષા હતી. તે માતૃશ્રીના એ વર્ષમાં મરણને લીધે 'મનકી મનમે રહી' એમ થઈ ગયું. પરંતુ તેમની પાછળ યથાવિધિ કર્મ અને બ્રહ્મભોજનાદિ કરી તેમની પૂર્ણ સદ્ગતિ સારૂ ઈશ્વરને પ્રાર્થતા. શાસ્ત્રની જે જે આજ્ઞાઓ તેમના જાણવામાં આવેલી તે પ્રમાણે વર્તી માતાજીનો સદા સ્વર્ગે વાસ રહી અન્તે મોક્ષ થાય એમ ઇચ્છતા અને તેમ કરવા પ્રયત્ન કરતા. અને તેજ કારણથી સિદ્ધપુરમાં માતૃગયા ગણાય છે ત્યાં જઈ પછી શ્રાદ્ધાદિ કરી આવ્યા હતા.

એજ વર્ષમાં એટલે સં. ૧૯૨૦ માં પોતાની બે પુત્રિયો—મંગળકુમારી અને સૂર્યકુમારીનાં લગ્ન રા. રા. ગોકુલજીભાઈયે કર્યાં. જૂનાગઢમાં નાગરી નાતની સંખ્યા બહુ છે. ત્યાં વિવાહમાં જે અગ્રણી હોય તેને ત્યાંજ જ્ઞાતિભોજન થાય છે. બીજાને ત્યાંનાં લગ્ન તે મુખ્ય ગૃહસ્થના અન્તરમાં થઈ જાય છે. એ વર્ષના વિવાહમાં કારભારી રા. રા. ગોકુલજીભાઈ અગ્રણી થયા. અને ઉદાર મનથી વ્યય કરી જ્ઞાતિને સંતુષ્ટ કરી. કુલીન પુત્ર થયા અને પૂર્વજનું નામ તાર્યું એમ લોકો કેહેવા લાગ્યા.

વિશાનું વર્ષ એ રીતે સુખદુઃખ અને લાભ હાનિની આવૃત્તિઓમાં વિત્યું.

સંવત્ ૧૯૨૧ ના વર્ષમાં રા. રા. ગોકુલજીભાઈનું વર્ષાસન વધી કોરી ૧૭૦૦૦ નું થયું. તેમનું માન અને અધિકારબળ દિનદિન વધવા માંડ્યું. ક. કીટિંજના તો તેઓ અગ્રકર ગણાવા લાગ્યા.

આખા સૌરાષ્ટ્રમાંનાં પ્રથમ વર્ગનાં સંસ્થાનોમાંના પણ આદિ સંસ્થાનના મુખ્ય પ્રધાન; તથા સર્વોપરી રાજ્યના અધિકારી અને વળી સમર્થ ક. કીટિંજના માનીતા; વિદ્વાન્; સત્યવાદી; પ્રામાણિક;

પ્રતાપી; અને પ્રસન્ન પ્રકૃતિના એટલે તેમના પ્રતિ સર્વનાં મન આકર્ષાય એ સ્વાભાવિક હતું.

ક. કીટિંજ દેશી ગૃહસ્થોના વિનોદસારૂ મેળા કરતા, પરસ્પર સ્નેહ મમતા વધવાસારૂ તેવાં કામોમાં ઉત્તેજન આપતા. અને અનેક વાગ્વિનોદ અને ઉપયોગી ચર્ચાઓ ચલાવવાનું શીખવતા.

તે સમયે રાજકોટમાં સારા ગૃહસ્થોનું મંડળ એકઠું થતું હતું. રા. રા. ગૌરીશંકર, ગોકુલજીભાઈ, નૃસિંહભાઈ, દૂર્લભજી, બાપુભાઈ, મુકુંદરાય, ગિરિધરલાલ, જયાશંકર, મણિશંકર આદિ ગૃહસ્થો ભેળા થઈ અનેક ઉપયોગી વિષયોઉપર વિચાર કરતા. તેમાં રા. રા. કૃષ્ણાજી, ભગવાનજી કામદાર, કબાગાંધી અને કેટલાક બીજા ગૃહસ્થો પણ સામીલ રેહેતા. સત્યતા અને બુદ્ધિમત્તા હોય તો સ્વતંત્રતા આવે છે અને મળે છે એ વાતનો પ્રથમ અનુભવ ત્યાં થવા માંડ્યો. યુરોપીયન અધિકારીના નામથી સર્વ ત્રાસતા હતા, ત્યાં હવે સારા દેશી ગૃહસ્થોનું માન વધવા માંડ્યું. યુરોપીયન અને દેશી વચ્ચેના વર્ણભેદથી જે અન્તર રેહેતું તે ઘસાઈ જવા માંડ્યું; અને ગુણ પ્રમાણે ઉચ્ચ નીચ ગણાઈ યુરોપીયનની અને દેશીની સમાનતા જણાવા લાગી. કેટલાક યુરોપીયનોને પોતા વિષે ઉપરીનું સારૂ મત થવા સારા દેશિયોની સાહાયતા લેવા અગત્ય પડવા માંડી.

શ્રીમાન્ ગાયકવાડ અને જૂનાગઢ સંસ્થાન વચ્ચે ગિરના અને બીજાં કેટલાંક ગામના સ્વામિત્વવિષે વિવાદ ચાલતો હતો. તેનો નિર્ણય કરવા કયાપ્ટન્ રિગબી નામે અંગ્રેજને સરકારે અધિકારી નીમ્યા હતા. તે માણકવાડામાં કામ ચલાવતા હતા. ક. કીટિંજે ક્યા. રિગબીને ગૃહસ્થ ધારી એક વેળા રા. રા. ગોકુલજીભાઈને એમ સૂચના કરી કે અવકાશ મળે એકવાર માણકવાડે જઈ કયાપ્ટન્ રિગબીને મળવું, અને તેને કામની યથાર્થ સમજ આપવી; જેથી તેને એ વિષયનું જ્ઞાન થાય અને પછી નિર્ણય કરતાં બાધ ન આવે. રા. રા. ગોકુલજીભાઈ તે પ્રમાણે કરવા માણકવાડે ગયા.

ક્યા. રિગબીનો સહવાસ સામાન્ય મનુષ્યો સાથે હતો. પોતે બહુ અભિમાની અને પ્રમાદી હતા. સારા દેશી ગૃહસ્થો સાથે મળવાનો અને તેઓ કેવા હોય છે તે જાણવાનો પ્રસંગજ તેને નોહોતો આવ્યો જણાતો. બધાને એક અસ્ત્રે મૂડવાની તેને રીત પડી હતી. રા. રા. ગોકુલજીભાઈયે ત્યાં જઈ, વેળા ઠરાવવાનું પ્રથમ પૂછાવ્યું. તેનું ઉત્તર પણ તેણે ટીકા કરી આપ્યું. આપેલા સમયે ગોકુલજીભાઈ ગયા. તો સાહેબ સજ્જ ન થયેલા. બે ત્રણ ઘડી બેસારી રાખ્યા, પછી મળ્યા. વાતચીત ચાલી તેમાં પોતે કંઈ સમજે નહિ અને કેહે તે ઉપર ધ્યાન પણ ન આપે. પ્રશ્ન તો પૂછેજ શાનું. ગર્વથી બોલે અને અનાદર બતાવે. થોડીવાર થઈ એટલે કહ્યું કે, હાલ મને અવકાશ નથી, ફરી આવજો.

રા. રા. ગોકુલજીભાઇયે એવું અપમાન અને અસભ્ય આચરણ કદિપણ જોયુ ન હતું. ક. કીટિંજ જેવા સર્વોપરીને ત્યાં તેમણે સત્કાર અને આદર દીઠેલો, તેથી અહિયાંની અનાર્યતા તેમને બહુ વિષમ લાગી. તેઓ માણકવાડા છોડી તુરત ચાલતા થયા. અને જે બન્યું તે યથાર્થ ક. કીટિંજને જાણ કર્યું. પોતાના પ્રેરેલા ગોકુલજીભાઈ જેવા ગૃહસ્થને તેણે એવી અયોગ્ય ઉદ્ધતિ અને અવિનય દેખાડ્યો જાણી ક. કીટિંજને બહુ માઠું લાગ્યું. ક્યા. રિગબી ઉપર ક્રોધ આણી એક પત્રિકા લખી બહુજ ઠપકો આપ્યો અને રા. રા. ગોકુલજીભાઈ પાસે ક્ષમા માગવાની અગત્ય પાડી.

કેટલાક માસ પછી ક્યા. રિગબીને તે કામ ઉપરથી દૂર કરાવી તેની જગો ક. લેસ્ટર જેવા સુશીલ ગૃહસ્થને અપાવી.

ખુ. નવાબસાહેબની ઈચ્છા એમ હતી કે રાધનપુરવાળાં બીબી જેને પોતાનો પુત્ર ઠરાવવા ઈચ્છતાં તે ખોટું ગણી, લાડલીબુના પુત્ર બાપુમિયાં સાહેબને યુવરાજ પદે સરકાર માન્ય કરે. ખુ. નવાબસાહેબના અંગીકૃતોએ અત્યાગ્રહથી આ કામ કરવા રા. રા. ગોકુલજીભાઈને સૂચના કરી હતી તેથી તેવિષેનો પ્રયાસ ચાલતો હતો. તેનું ફળ આ વર્ષમાં મળ્યું. ઈંગ્રેજ સરકારે ખુ. નવાબસાહેબની ઈચ્છા-

નુસાર ઠરાવ કરચો. આ કામથી ગોકુલજીભાઈ ઉપર ખુ. નવાબ-સાહેબનો અને તેમના વજીર બાવદીનભાઈનો ભાવ બહુ વધ્યો.

સંવત્ ૧૯૨૨ ના કાર્ત્તિકમાં કરનલ કીટિંજ માણકવાડે આવ્યા. ખુ. નવાબસાહેબ પણ તેમને મળવા સારૂ ત્યાં આવ્યા હતા. ત્યાં સુધી દેશી રાજ્યોમાં એમ રીત હતી કે ખુરશીઉપર રાજા બેસે અને ગમે તેવી પદવીનો ઈંગ્રેજ સરકારનો અધિકારી હોય તે બેશી શકે, પણ રાજાના પોતાના મુખ્ય પ્રધાન જેવા અધિકારીને પણ પોતાના સમક્ષ ખુરશિયે બેસવા છૂટ નહિ. એ રીતિને અનુસરી ખુ. નવાબસાહેબનું અને ક. કીટિંજનું મળવું થયું. તે મલનમાં ક. કીટિંજે ખુ. નવાબસાહેબને કહ્યું કે, તમારા મુખ્ય અધિકારિયોને ઈંગ્રેજ સરકાર જેવા સાર્વભૌમ રાજા માન આપી ખુરશી આપે છે, તો તેને તમારે તો અમારા દેખતાં અવશ્ય માન આપવું જોઈયે. માન આપવાથી રાજાની મહત્તા ઓછી થતી નથી પણ સામી વધે છે. રાજા છે એ માનનું મૂળ છે. માનનો ઝરો ત્યાંથી નીસરે છે, તેમાંથી બીજાને માન મળે તોજ તેને શોભા છે. એવા આશયનું કેહેતાં ખુ. નવાબસાહેબે ઉત્તર આપ્યું કે, હું તો સર્વને માન આપવા રાજી છું. યોગ્ય ગૃહસ્થોને સન્માન આપવું એ રાજ્યકર્ત્તાનું કામ અને શોભા છે. અહુણાંજ ખુરશી આપવા હું ખુશી છું.

કારભારિયોને પોતાના ધણીસમક્ષ ખુરશીઉપર બેસવાનો આરંભ અહિંથી થયો.

---

# उपोद्घात.

સંવત્ ૧૯૨૩ ના વર્ષનો આરંભ કરતા પેહેલાં કેટલાંક કારણને લીધે એક ઉપોદ્ઘાત લખવાની અગત્ય છે.

રા. રા. ગોકુલજીભાઈયે સારી રીતે વિદ્યા સંપાદન કરી હતી એ આપણે જોતા આવ્યા છિયે. વિદ્યાનું વ્યસનજ તેમને થઈ ગયું હતું તેથી સદ્વિદ્યાને તેઓ અખંડ સેવતા. નિરંતરના અભ્યાસથી તેમાં એટલો બધો પ્રવેશ અને પ્રેમ થયો હતો કે તેનો પ્રસંગ નીકળતાં તેમાં તન્મય થઈ જતા. જે વિદ્યાનુરાગના લક્ષણને લીધે હાલમાં દેશ પરદેશમાં વિદ્યાના ઉપાસકને વિદ્વાન્, પણ્ડિત, તત્ત્વજ્ઞાની, ફિલસુખ, કે ફિલાસાફર કેહે છે તે વિદ્યાનુરાગ તેમનામાં પૂર્ણ હતો. તત્ત્વજ્ઞાનના તે એવા ભક્ત હતા કે તેમને તત્ત્વજ્ઞાનીનું કે सुज्ञनुं વિશેષણ લગાડવું એ યથાર્થ ગણાયાવિના રેહેજ નહિ. સર્વથી શ્રેષ્ઠ વિશેષ લક્ષણ એજ એમનામાં હતું. આ લખનારની આસક્તિ તેમના પ્રતિ અધિકાધિક રેહેવાનું મુખ્ય કારણ તેમની એ સુજ્ઞતા હતી તેજ હતું. તે સુજ્ઞતા એવી તો વાસ્તવિક હતી કે જેમ જેમ પરિચય અને સહવાસ વધતો ગયો તેમ તેમ તેનું સાત્વિક સ્વરૂપ વિશેષ વિશેષ સુંદર લાગવા માંડ્યું.

એવા એક શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ મહાપુરૂષના વિચારો અને અનુભવ જિજ્ઞાસુ પુરૂષોને બહુ ઉપયોગી થાય એ નિઃસંશય છે. તેમણે પ્રાપ્ત કરેલો જ્ઞાનસંગ્રહ અનુક્રમે પદ્ધતિપૂર્વક લખાયો હોત તો તે બહુ ઉપયોગી થાત. પણ તેમ તો બની શક્યું નથી. તોપણ તેમણે પ્રસંગોપાત્ત પત્રોમાં કેટલાક પોતાના શાસ્ત્રના સિધ્ધાન્તો સપ્રમાણ લખેલા છે. તે પત્રો જેમના ઉપર લખેલા તે સદ્ગૃહસ્થોએ કૃપા કરી મને મોકલ્યા છે. તે અત્રે પ્રસિદ્ધ થશે. તે વિષય સમજવા સારૂ આપણાં શાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનવિષેનો થોડા સંસ્કારની પણ અપેક્ષા છે. કારણ કે—સુજ્ઞ ગોકુલજીભાઈયે જે ગૃહસ્થોઉપર તત્ત્વજ્ઞાનવિષે પત્રો લખ્યાં છે તે ગૃહસ્થોને તે જ્ઞાનના સંસ્કાર છે એમ માનીને લખ્યાં છે

એટલે કેટલાક બીજાને અપેક્ષણીય વિચારો તેમાં પ્રકટ કરયા નથી. તેવા કેટલાક વિચારો અને તેની મહત્તા અત્રે સંક્ષેપમાં ઉપોદ્ઘાત રૂપે આપવા એ ઉપયોગી થશે એમ માની તેમ કરવા પ્રયત્ન કર્યું છે.

આપણા સાત્વિક વૃત્તિના મહાજનોએ અસંખ્ય અને સૂક્ષ્મ વિચાર નિરંતર કરી કેટલાક સિદ્ધાન્તો એવા સર્વોત્કૃષ્ટ સિદ્ધ કરયાછે કે **न भूतो न भविष्यति.** પશ્વાદિ પ્રાણિયોમાં અને મનુષ્યમાં શાને લીધે અન્તરછે, અથવા કયા માનુષત્વને લીધે આપણે મનુષ્ય કેહેવાઈયે છિયે તેવિષે મહાત્માઓ કેહેછે કે:—

**आहारनिद्राभयमैथुनानि। सामान्यमेतत्पशुभिर्नराणाम्॥**
**धर्मो हि तेषामधिको विशेषो॥ धर्मेण हीनाः पशुभिः समानाः॥**

ખાવું, ઉંઘ, બિહિક, અને મૈથુન એ બધાં મનુષ્યોને અને જનાવરને સરખાં છે,—જેમ પશુ ખાયછે, ઉંઘેછે, ભય પામેછે, અને સંભોગ કરેછે, તેમ માણસ કરેછે. ત્યારે મનુષ્યોમાં શું વિશેષ છે કે જેથી મનુષ્યો પશુથી સુતર(વધારે સારાં) ગણી શકાય? ધર્મ એજ મનુષ્યોને મનુષ્યતા આપનાર અધિક ગુણ છે. ધર્મથીજ અન્ય રીતે પશુ જેવા આપણે તે મનુષ્ય કેહેવાઈયે છિયે. ધર્મવિનાનાં મનુષ્યો પશુ જેવાં છે.

**ધર્મ**—નો 'યોગ' અર્થ એમ લખે છે કે, 'ધારણ કરનાર,' એટલે પડતાં મનુષ્યોને આશ્રયભૂત થઈને તેમને ધરી અથવા ઝાલી રેહે છે તે. ધર્મશબ્દનો રૂઢઅર્થ એમ છે કે:—જેનું અનુષ્ઠાન કરેથી આ લોક અને પરલોકમાં અનિષ્ટ નાશ થાય છે; અને ઈષ્ટની પ્રાપ્તિ થાય છે—તે **ધર્મ.**

એ ધર્મસંબંધિ જ્ઞાન થવા આપણ ભરતખંડી આર્યોને સારૂ જે શાસ્ત્રો છે તે ત્રણ પ્રકારનાં છે. **શ્રૌત, આર્ષ,** અને **પૌરુષ.**—

**શ્રૌતશાસ્ત્ર**—એટલે શ્રુતિ અથવા વેદ. તે ચાર છે,—ઋગ્, યજુઃ, સામ, અને અથર્વણ. તે પ્રત્યેકની સીમા—સંહિતા, બ્રાહ્મણ, આરણ્યક, ઉપનિષદ્, પરિશિષ્ટ, અને સૂત્ર સુધી ગણાય છે. તે સમગ્રનું નામ શાખા પણ કેહે છે. ધર્મબ્રહ્મ પ્રતિપાદક મંત્રબ્રાહ્મણાત્મક વેદને અપૌરૂષેય પણ કેહે છે.

**આર્ષશાસ્ત્ર**—એટલે ઋષિયોનાં ગુંથેલાં શાસ્ત્ર. તેમાં **ઉપવેદ**:–(શ્રુતિને **વેદ** પણ કેહે છે.) આયુર્વેદ, ધનુર્વેદ, ગાન્ધર્વવેદ, અને અર્થવેદ* જેને અર્થશાસ્ત્ર પણ કેહે છે; એ ચાર વેદના **ઉપવેદ** ગણાય છે: **વેદાંગ**:– શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, જ્યોતિષ, એ વેદનાં અંગ ગણાય છે. **ઉપાંગ**:–સાંખ્ય, ન્યાય, યોગ, વૈશેષિક, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા એ ષટ્શાસ્ત્ર અથવા ષડ્દર્શનને વેદનાં ઉપાંગ કેહે છે. એ બધાનો જે કોઈ જ્યારે અભ્યાસ કરતા ત્યારે તેણે સ્વાધ્યાયનું અધ્યયન કર્યું છે એમ કેહેવાતું. તેને સાંગોપાંગ વેદોપવેદાધ્યયન પણ કેહે છે. એટલું ભણે તેજ વિપ્ર અથવા બ્રાહ્મણ તેના યોગ્યઅર્થમાં કેહેવાય. **ધર્મશાસ્ત્ર**—તેમાં સ્મૃતિયો અને પુરાણ ઉપપુરાણાદિ આવી જાય છે. નીતિશાસ્ત્ર; ભક્તિશાસ્ત્ર; અલંકાર, પાક, કામ, મંત્ર, તંત્ર અને અર્થશાસ્ત્ર એ આદિનો પણ આર્ષશાસ્ત્રમાંજ કેટલાક સમાવેશ કરે છે.

ઉપર લખેલાં શાસ્ત્રોને કેટલાક 'વિદ્યાનાં અષ્ટાદશ પ્રસ્થાન,' એમ નામ આપે છે અને તેમાં ચાર વેદ, ચાર ઉપવેદ, છ વેદાંગ, અને ચાર ઉપાંગ (પુરાણ, ન્યાય, મીમાંસા, અને ધર્મશાસ્ત્ર) એમ અઢાર ગણે છે.

**પૌરુષ ગ્રંથો**:—એટલે ઋષિયોના સમય પછી થયેલા ગ્રંથો. તેને નિબંધ, વિદ્યા, વાદ, સિદ્ધાન્ત, અર્ક, દર્પણ, મયૂખ, રત્ન, રહસ્ય, રાજ, વિવેક, સંગ્રહ ઈત્યાદિ નામ અપાય છે.

એ સર્વ લેખોમાંના વિચારોમાંથી જે સાત્વિકી વૃત્તિના વિચારો છે તે યથાર્થ સત્ય છે. અને રાજસી કે તામસી વૃત્તિમાં થયેલા વિચારો યથાર્થ નથી. એ વાર્ત્તા સદા લક્ષમાં રાખવાની છે.

---

* શિલ્પવેદ અથવા સ્થાપત્યવેદ પણ કેહે છે.

† કેટલાકો શાસ્ત્રના બે માર્ગ ગણે છે. અને પછી ઉપરનાં ત્રણે શાસ્ત્રને દક્ષિણમાર્ગ શાસ્ત્ર કેહે છે, બીજા માર્ગને ઉત્તરમાર્ગ અથવા વામમાર્ગ કેહે છે. તે વામમાર્ગી લોકો શાસ્ત્રના બે ભાગ કરે છે: એક નિગમ એટલે વેદ અને આગમ એટલે તંત્ર. એ ઉભયને સમાન ગણી વૈદિકી શ્રુતિ અને તાંત્રિકી શ્રુતિ એવાં તે વામમાર્ગી નામ આપે છે.

**ધર્મનો** અધિક પ્રકાશિત અર્થ એમછે કેઃ—વેદશાસ્ત્ર વિહિત વિધિ, અથવા શ્રુતિસ્મૃતિમાં કહેલી જે–(કંઈ કરવાની)–આજ્ઞા, તે **ધર્મ.** તેમાં, મનુષ્યનું ન્યાય્ય અને સદાચાર લક્ષણવાન્ જે કર્તવ્ય છે તેનો સમાવેશ છે.

આપણા દેશના કોઈ મનુષ્યને કોઇ પૂછેછે કે તમારો ધર્મ કિયો? લોકો અનેક રીતે તેનું ઉત્તર આપેછે. કોઈ 'હિંદુધર્મ,' કહેછે, કોઈ 'વેદધર્મ' કહેછે, કોઈ આર્યધર્મ, કોઈ શિવ, કોઈ વિષ્ણુ, કોઈ માતા, એમ અનેક નામ દઈ તે ધર્મી, માર્ગી કે પંથી છું એમ કહેછે. પણ આપણા વિદ્વાન્ પૂર્વજોની રીતે આપવું હોય તો આપણે એવું ઉત્તર આપવું યોગ્યછે કેઃ–અમારો **વર્ણાશ્રમધર્મ** છે.

**વર્ણાશ્રમધર્મ**—ની સમજ એમછે કે,–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર, એમ–કર્મ પ્રમાણે ચાર–વર્ણઃ અને બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને ભિક્ષુ (સન્યાસી) એમ ચાર આશ્રમછે, તે પ્રમાણે વર્તવાનો ધર્મ. પરંતુ અહુણાં એ વર્ણનો સંકર (અયોગ્ય ભેલશેલ) થઈ ગયોછે અને આશ્રમો પણ યથાર્થ પળાતા નથી.

મનુષ્યોની પ્રકૃતિ, બુદ્ધિ, વિદ્યાભ્યાસ, અવસ્થા, અને સંગતિ આદિ સંપત્તિના પ્રકાર પ્રમાણે ઉપર કહેલાં શાસ્ત્રોમાંથી કોઈ માર્ગે, કે કોઈ પરદેશી નવા વિચારોમાંથી કોઈ પકડી લઈ તે માર્ગે, તેઓ વળી જાયછે. એ સર્વ ઉપર વિચાર કરતાં આપણા તત્ત્વવેત્તા મહાત્માઓએ મનુષ્ય પ્રકૃતિ ઉપર આધાર રાખી બીજી રીતે બે વર્ગ કર્યાછે, તે અધિક અનુકૂલ જણાયછે.

તે બે વર્ગ,–**નિષ્કામકર્મકાર** અને **सकामकर्मकार**ના છે. પ્રથમ વર્ગમાં બહુજ થોડાં મનુષ્યો આવી શકેછે. બહુ વિશેષ ભાગ બીજા વર્ગમાં છે. એ મનુષ્યપ્રાણીના સંસ્કાર અને અધિકાર પ્રમાણે થતા બે વર્ગ સારૂ, શાસ્ત્રોમાં વિધિનિષેધ રીતે ધર્મ કહ્યા છે. તેને પણ બે ભાગમાં વેંહેચી દેછે. તેને **निवृत्तिलक्षण धर्म** અને **प्रवृत्तिलक्षण धर्म** કેહેછે.

ફળની ઇચ્છાવિના સત્કર્મો કરવામાં આવે તેને નિષ્કામકર્મ

કેહેછે અને તે નિવૃત્તિ લક્ષણ ધર્મનું સ્વરૂપ ગણાયછે. આ લોકના કે પરલોકના કામની (સુખ ભોગની) ઇચ્છા રાખી પ્રવૃત્તિ કરવી એટલે કર્મ કરવાં તેને સકામ કર્મ કેહેછે અને તે પ્રવૃતિ લક્ષણ ધર્મનું સ્વરૂપ છે.

**वेदनो पूर्वभाग** પ્રવૃત્તિ લક્ષણ ધર્મના બોધસારૂ છે. તેને કર્મકાણ્ડ કેહેછે. અને તેનું મુખ્ય શાસ્ત્ર પૂર્વમીમાંસા ગણાય છે.* તેમાંનાં વચન મુખ્ય કરી 'કર્મ' અને 'ધ્યેય' બ્રહ્મનું બોધન કરે છે. પરંતુ સર્વ—શ્રૌત, આર્ષ અને પૌરૂષ—શાસ્ત્રમાં એવિષે અધિકન્યૂન લેખ હોયછે.

**वेदना उत्तरभागमां** નિવૃત્તિ લક્ષણ ધર્મનો અને પરમેશ્વર સંબંધિ જ્ઞાનનો બોધ છે. તેને **उत्तरकाण्ड**, **ज्ञानकाण्ड**, અથવા **वेदान्त** કેહેછે; તેમાં મુખ્યત્વે 'જ્ઞેય' બ્રહ્મનું બોધન છે. અને તેનું મુખ્ય શાસ્ત્ર ઉત્તરમીમાંસા† (બ્રહ્મસૂત્ર) ગણાય છે. તેનાં—ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, અને ભગવદ્ગીતા—એ પ્રસ્થાન ત્રય છે.

મનુષ્યનું પ્રવૃત્તિ એ મૂળ છે. અને તે મૂળ ઉપર ધર્મ, અર્થ, અને કામ, એ ત્રિવર્ગ છે તે,—થડ, શાખા, અને પત્રો જેવા છે. અને પછી નિવૃત્તિરૂપ પુષ્પમાંથી મોક્ષરૂપ ફળ થાય છે. એ રીતે સર્વ અવયવો પરિપૂર્ણ થઈ મોક્ષરૂપ ફળ આવે છે ત્યારે મનુષ્યનું જીવતર સફળ થયું ગણાય છે. અને તેનું નામજ **पुरुषार्थ** છે.

મોક્ષ એ સાધ્ય અનુપમ ફળ સારૂ અનેક સાધનની અવશ્યકતા છે. તે સાધનો અસંખ્ય શાસ્ત્રોમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં લખ્યાં છે. તેમાં મત ભેદ પણ બહુ છે. વાદ વિવાદ પણ પારવિનાના છે. તેના વિચારમાં પડેથી આપણો આરો આવે એમ નથી. તેમ હાલમાં ભરતખંડમાં તેમાંનાં મુખ્ય સાધન જે યજ્ઞાદિ છે તેનો લોપ થયા જેવું છે; તથા નવા નવા વિચારો અને આચારોની ઉત્પત્તિનાશ થયા જાય છે, તેથી એ સાધન કોટીવિષે મુખ્ય શાસ્ત્રોનું સ્મરણ કરી અત્રેજ સમાપ્તિ કરવી સુતર છે.

---

* તેને કર્મમીમાંસા અથવા ધર્મમીમાંસા પણ કેહેછે.

† તેને બ્રહ્મમીમાંસા પણ કેહેછે.

કર્મકાણ્ડ જેટલો જ્ઞાનકાણ્ડમાં મતભેદ નથી. જ્ઞાન અથવા તત્વના સૂક્ષ્મ વિચારો આખા જગત્‌ના વિદ્વાનોના પાસે પાસે આવી જાય છે. ગુંચવારો સાધન કોટીમાં રહી સાધ્યકોટીમાં સરલતા આવે છે.

પ્રવૃત્તિલક્ષણધર્મનાં સત્કર્મો કરેથી અંતઃકરણની શુદ્ધિ થાય છે, એટલે પરમેશ્વરપ્રતિ મનુષ્યનો પ્રેમ થઈ, તેને સન્મુખ થાય છે. પછી પરમેશ્વરનું જ્ઞાન સંપાદન કરવા અને તેની ઉપાસના કરવા ઉપર તેની પ્રીતિ વધે છે, એટલે અંતઃકરણ નિશ્ચળ થાય છે. અન્તે યથાર્થ જ્ઞાન થયેથી મનુષ્ય કૃતકૃત્ય થઈ તેનો મોક્ષ થાય છે.

એનું નામ **पुरुषार्थ** છે. એ પુરૂષાર્થ પ્રાપ્ત કરવા સર્વ પ્રાણીને સહજ વૃત્તિ હોવી જોઈયે. પરંતુ અજ્ઞાનના આવરણને લીધે વિરલા મનુષ્યોજ તે વિષય સમજવા સમર્થ થાય છે, અને તેમાંથી પણ વિરલા પુણ્યશાલી મનુષ્યોજ યથાર્થ જ્ઞાન સંપાદન કરી પુરૂષાર્થ પામે છે.

જેનાં અંતઃકરણ નિર્મળ થઈ, જેમાં વિદ્યાના સંસ્કાર થયા છે અને જે સારાસારનો વિવેક કરી વિચાર કરી શકે છે, તેવા સમજુઓને સારૂજ વેદના શિરોભાગમાં ઉતમોત્તમ જ્ઞાનકાણ્ડનો બોધ છે, તે વિષે સંક્ષેપમાં અત્રે કિન્ચિત્ વિચાર આપણે કરિયે છિયે. કારણ, એક મહાત્મા કેહેછે કેઃ—

**प्राप्य चाप्युत्तमं जन्म, लब्ध्वा चेन्द्रियसौष्ठवं॥**
**नवेत्त्यात्महितं यस्तु, स भवेदात्मघातकः॥**

ઉત્તમ જન્મ પામીને વળી સારાં ઈંદ્રિય છતાં, જે આત્માનું હિત નથી જાણતો તે આત્મઘાતી થાયછે. શું કરવામાં આત્મહિત છે? તેવિષે વિદુર વદે છે કેઃ—

**दिवसेनैव तत्कार्यं येन रात्रौ सुखं वसेत्॥**
**अष्टौमासेन तत्कार्यं येन वर्षा सुखं वसेत्॥**
**पूर्वे वयसि तत्कुर्याद् येन वृद्धः सुखं वसेत्॥**
**यावज्जीवेन तत्कुर्याद् येनामुत्र सुखं वसेत्॥**

'દિવસે એવું કામ કરવું કે જેથી રાત્રે સુખથી સૂવાય; આઠ માસ એવું કામ કરવું કે જેથી ચોમાસામાં સુખમાં રેહેવાય; પૂર્વાવસ્થામાં તેવું કરવું કે જેથી ઉત્તરાવસ્થામાં સુખમાં વસાય, અને જીવતાસુધી એવું કરવુ કે જેથી દેહ છોડ્યા પછી સુખે વસાય.'

એ શિક્ષા યથાર્થ હિતકારક છે. સર્વ મનુષ્યમાં તે પ્રમાણે કરવાનો જન્મસાથેજ સ્વભાવ સૃજાયો ન હોય એમ છે. પરંતુ બુદ્ધિતારતમ્યપ્રમાણે, એટલે સમજણની અધિકતા ન્યૂનતાપ્રમાણે, તે રીતે વર્ત્તવા બનેછે. પોતપોતાની સમજના પ્રમાણમાં પુરૂષાર્થના અર્થનો વિસ્તાર હોયછે. ન્હાના દેખાતા તારાની મહત્તા કેટલી છે તે ખગોળવેત્તાઓ જાણેછે, તેમ પુરૂષાર્થનું યથાર્થરૂપ વિચારકોજ જાણી શકે છે.

જન્મ થતાં, બાળકમાં જે સ્વરક્ષણ સારૂ ચેષ્ટાનો આરંભ થાય છે ત્યાંથી પુરૂષાર્થનો આરંભ થઈ, તત્ત્વજ્ઞાન થઈ મોક્ષ મળે ત્યાં, તે પૂર્ણ થાય છે. જેમ સમજણ વધે છે તેમ તેમ તેનું યથાર્થ રૂપ પ્રકટ થતું જાય છે. પુરૂષાર્થનો સામાન્ય અર્થ એવો છે કે,—'સર્વ પુરૂષની ઇચ્છાનો વિષય.' સૂક્ષ્મદૃષ્ટિથી જોતાં સર્વ મનુષ્યની ઇચ્છા સંક્ષેપથી કહિયે તો બે વાકયમાં આવી જાય છે:—

**'सर्व दुःखनी निवृत्ति अने परम आनन्दनी प्राप्ति.'**

પરંતુ, તે સમજવા અસંખ્ય ગ્રંથો લખાયા છે અને લખાય છે તોપણ, તે યથાર્થ સમજવા કેવલ પુણ્યશાળી વિરલા મનુષ્યોજ સમર્થ થાય છે. આપણે સર્વ પોતાનું દુઃખ હરવા અને સુખ સંગરવા સર્વે પ્રકારે પ્રયત્ન કરિયે છિયે. પરંતુ બેમાંથી એકે યથાર્થ કરી શકતા નથી. શોધ કરીશું તો કોઈ મનુષ્ય પૂર્ણ સુખી મળવાનો નથી. તેનું કારણ એજ છે, કે તેનો ખરો માર્ગ જાણતાં બહુ વાર લાગે છે. જેમ ધન મેળવવા કુમાર્ગે ચઢેલા દ્યૂત રમનાર (જુગારી) ફાંફાં મારે છે, વારંવાર તેમાં હાર જીત થઈ, પાસે હોય છે તેપણ જાય છે, અને ધનવાન્ તો કદિ પણ તે થતોજ નથી; તેમ આપણે અજ્ઞાનમાર્ગે ચઢી દુઃખની નિવૃત્તિ અને

આનંદની પ્રાપ્તિના ભારે ફળની સંપતિ મેળવવા ઈચ્છિયે છિયે, પરંતુ દુ:ખમાં અને સુખાભાસમાં વારંવાર અપ્થડાઇયે છિયે, અને તે ફળ તો કદિ પણ મેળવી શકતાજ નથી. આ અનુભવ સર્વને હોય છે એટલે તેવિષે વિસ્તારવા અગત્ય નથી.

પુરૂષાર્થ પામવાનો ખરો માર્ગ-જ્ઞાનમાર્ગ છે તેજ છે, અને તે જ્ઞાન, વિચાર સાધ્ય છે.

ભગવાન્ શંકરાચાર્ય કેહે છે કે:—

नोत्पद्यते विना ज्ञानं विचारेणान्य साधनैः॥
यथा पदार्थभानं हि प्रकाशेनविना क्वचित्.

જેમ પ્રકાશવિના પદાર્થનું ભાન થતું નથી તેમ વિચારવિના બીજાં સાધનથી જ્ઞાન ઉત્પન્ન થતું નથી. એ યથાર્થ છે. પરંતુ ત્યાં સ્વાભાવિક પ્રશ્ન ઉઠે છે કે,-વિચાર શાનો કરવો ?

આ સૃષ્ટિના પદાર્થોના મુખ્ય બે વર્ગ થાય છે. જડ અને ચૈતન્ય. તેનાં અનેક નામ છે,—દૃશ્ય અને દૃષ્ટા, અનાત્મા, અને આત્મા, ઈત્યાદિ.

જડવર્ગનો વિચાર કરવા જતાં, તેના માત્ર મૂળતત્ત્વોની સંખ્યાનો પણ પાર જણાતો નથી, તો તેનાં અસંખ્ય મિશ્રણો અને રૂપાન્તરો વિષે તો કેહેવું શું ! માટે તે સંબંધી અગત્ય પૂરતો વિચાર કરવો એજ પૂર્ણ છે. અને તેમ સ્વાભાવિક થયાં જાય છે.

બીજો ચૈતન્યવર્ગ રહ્યો. તે ચૈતન્યનું સાધારણ રીતે જડસાથે ભાન થાય છે તેથી તે અનેક જેવું દેખાય છે, પરંતુ મૂલચૈતન્ય એકજ છે. વિચારવન્ત સત્યશોધકોને એ વ્યાપક એક ચૈતન્યનું યથાર્થ જ્ઞાન અને અનુભવ થયેલો, તે, અને તેથી થતું સુખ, તેઓ સમજું મનુષ્યોને અર્થે દર્શાવી ગયા છે.

એ જડચૈતન્યવિષે વિચાર કરવા સારૂ તત્ત્વવેત્તાઓ નીચે પ્રમાણે વર્ગ કરે છે; અને તેવિષે વિવેચન કરવું તેનું નામજ **विचार** કેહે છે.

कोऽहं कथमिदं जातं को वा कर्त्तास्य विद्यते॥
उपादानं किमस्तीह विचारः सोयमीदृशः॥

હું કોણ? આ જગત્ કેમ થયું? અને તેનો કર્તા અને ઉપાદાન કોણ? એ વિચાર કરવો એજ વિચાર છે.

એ પ્રશ્નમાં—જડ, જીવ, અને પરમાત્મા, એ ત્રણવિષે વિચાર કરવાનું આવી જાય છે. જડમાં કેવળ જડતા છે, જીવમાં જડતા અને ચૈતન્યતાનું મિશ્રણ છે, અને પરમાત્મામાં કેવળ ચૈતન્યતાદિ એટલે સચ્ચિદાનંદતા છે.

આદિ અન્તે કહેલાં જડ અને પરમાત્મા, તેનું સવિસ્તર જ્ઞાન થવું, એ, એ ઉભયના સ્વલ્પ અંશથી થયેલા જીવ જે આપણે, તેને અશક્ય છે. આપણને માત્ર આપણું જ્ઞાન એટલે આત્મજ્ઞાન યથાર્થ થયેથી, એ જડચૈતન્ય ઉભયનું અપેક્ષણીય જ્ઞાન થાય છે, અને આપણો અર્થ સરે છે. માટે આત્મજ્ઞાનસારૂ વિચાર કરવો એજ ફલદાતા છે. જેમ સમુદ્રમાં જતાં આખા સમુદ્રનો પાર લેવા ધારવું એ અસંભવિત છે. પરંતુ માત્ર ઓળંબાથી આપણી નૌકાના માર્ગવિષે આપણે જાણી શકિયે છિયે, કે, ત્યાં કેટલું જળ છે, ત્યાં શિલા કે ખરાબો છે કે નહિ, ઈત્યાદિ. તેમ આત્મજ્ઞાનથી જડચૈતન્યવિષે ઉપયોગ પૂરતુ જ્ઞાન આપણને મળે છે. માટે આત્મજ્ઞાનના વિચાર અત્યુપયોગી છે.

આત્મામાં એટલે આપણામાં જડ અને ચૈતન્ય બે ભાગ છે. કોઈ પ્રકારના વિચારથી, એ બે ભાગ જૂદા કેવી રીતે છે, તે યથાર્થ સમજવું એનું નામ જ્ઞાન છે.

પ્રથમ જડનું રૂપ અને ચૈતન્યનું રૂપ સમજાયેથી એ બેનું યાંત્રિક મિશ્રણ સમજવું સુલભ પડે છે.

**ચૈતન્યનું સ્વરૂપ** સંક્ષેપમાં એવું છે કેઃ—જે જ્ઞાનરૂપ છે અને જે જડનાં અસંખ્ય રૂપને, અને ચૈતન્યના આભાસયુક્ત મન બુદ્ધિ આદિને, જાણી શકે છે, પણ જેને કોઈ જડ જાણી શકતાં નથી,—તે ચૈતન્ય.

**જડનું સ્વરૂપ** સંક્ષેપમાં એમ છે કેઃ—જે પોતાને પણ ન જાણી શકે અને અન્યને પણ ન જાણી શકે એવું કારણઅજ્ઞાન,

અને તેનાં ભૂત ભૌતિક કાર્ય—આકાશાદિક અને પિંડબ્રહ્માંડાદિ—તે જડ. તેની વ્યાવહારિક માત્ર સત્તા છે પણ પારમાર્થિક સત્તા નથી તેથી તે અસત્ અથવા મિથ્યા છે.

આપણામાં એ બે છે. તેમાં જડ ભાગ કિયા અને ચૈતન્ય ભાગ કિયો એ જાણવા, જાણનારના મનના સમાધાન સારૂ, અનેક પ્રક્રિયાઓ[1] કલ્પી છે.

પંચીકરણાદિ પ્રકારના જે ઉપદેશો છે તે જડચૈતન્યનો વિવેક સમજાવવા માત્ર છે.

આપણા દેશમાં જન્મ પામી આપણી રીતિ અને વિચારના સંસ્કાર જેના મનમાં થયેલા એવા જનોને અર્થે એક એવી પ્રક્રિયા પણ છે કે:—

શુદ્ધબ્રહ્મના કોઈ દેશમાં અનાદિ કલ્પિત પ્રકૃતિ છે, એવો પ્રથમ અધ્યારોપ કરવો. તે અનિર્વચનીય પ્રકૃતિ, સત્વ, રજ, અને તમ, એ ત્રણ ગુણવાળી અને કાર્યાનુમેયા છે. તે પ્રકૃતિનો બ્રહ્મસાથે તાદાત્મ્ય (ભેદ અભેદરહિત) સંબંધ છે. તેના બે ભાગ કલ્પી શુદ્ધ સત્વગુણયુકતને માયા નામ આપ્યું છે, મલિન સત્વગુણયુકતને અવિદ્યા નામ આપ્યું છે. માયાસહિત સર્વજ્ઞ જે ઈશ્વર છે તેને જગત્કર્ત્તા કેહે છે. અને પછી ઈશ્વરની ઈચ્છાથી પંચમહાભૂત થઈ, સ્થૂળ, સૂક્ષ્મ, કારણ સમસ્ત પ્રપંચ એટલે જગત્ થયું. એ આદિ અધ્યારોપ[2] કરચો છે. તે એટલાજ વાસ્તે કે જડનું સ્વરૂપ, તથા જ્ઞાન થયે વ્યુત્ક્રમ રીતે એટલે કાર્યને કારણમાં અવસ્થાન કરી તેનો અપવાદ[3] કરેથી જે સચ્ચિદાનંદ પરમેશ્વર છે, તેનું યથાર્થ સ્વરૂપ, સમજ્યામાં આવે.

---

૧ બોધ કરવાનો કોઈ પણ પ્રકાર.

૨ વસ્તુમાં મિથ્યાવસ્તુનો આરોપ અથવા આત્મવસ્તુમાં મિથ્યા પ્રપંચનો આરોપ.

૩ અસંગ ઉદાસીન પરમાત્મ વસ્તુમાં તેના વિવર્તભૂત અજ્ઞાનાદિ મિથ્યાપ્રપંચનું ચિદ્રૂપ માત્ર અવશેષતાથી અવસ્થાન.

જડનું સ્વરૂપ જાણ્યા પછી, આપણા દેહમાં જડભાગ છે, તેવિષેની સમજ સુલભ થાય છે.

આપણા જીવનું સ્વરૂપ એમ છે કેઃ—ચિદાભાસયુક્ત અંતઃકરણસહિત કૂટસ્થ[1] ચૈતન્ય તે જીવ. સ્થૂળ, સૂક્ષ્મ, અને કારણ એ ત્રણ તેના દેહ છે; જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિ, એ ત્રણ તેની અવસ્થા છે; એ દેહ અને અવસ્થાયુક્ત ત્રિગુણ જીવ તે પુણ્ય પાપનો કર્તા અને સુખ દુઃખનો ભોક્તા છે. વળી જીવના ઢાંકણા જેવા પંચકોશ છે—અન્નમય[2], પ્રાણમય[3], મનોમય[4], વિજ્ઞાનમય[5], અને પરમાત્માની સાન્નિધ્યનો આનંદમય[6]. એ આદિ બહુ વિચારો છે. જે એ અનેક પ્રકારનાં નામરૂપ છે, તે એ, આપણામાંનો અનાત્મા અથવા જડભાગ છે; અને તે સર્વને જાણનાર જે એક તત્ત્વ છે તે, આપણો આત્મા અથવા ચૈતન્ય ભાગ છે. પરંતુ અન્યોન્યાધ્યાસથી આત્મા અનાત્માનો પરસ્પર અધ્યાસ[7] થાયછે. સત્[8], ચિત્[9], આનંદ[10], અને અદ્વૈતતા એ આત્માનાં વિશેષણ છે, અને અસત્, જડ, દુઃખ, અને દ્વૈતસહિતતા એ અનાત્માનાં વિશેષણ છે. તેનું એક બીજામાં ભાન થાય છે, તેથી ભારે ભ્રાન્તિ પડી જઈ અજ્ઞાનનું બળ વધે છે.

---

૧ અવિદ્યામાં ચૈતન્યનું પ્રતિબિંબ. ૨ જેની અન્નથી ઉત્પત્તિ થઈ, જે અન્નથી વધે છે અને અન્તે, જેમાંથી અન્ન ઉત્પન્ન થાયછે તે પૃથ્વીમાં, લય પામે તે દેહ. ૩ પાંચ કર્મેન્દ્રિયસહિત પાંચ પ્રાણ. ૪ પાંચ જ્ઞાનેન્દ્રિયસહિત મન. ૫ પાંચ જ્ઞાનેન્દ્રિયસહિત બુદ્ધિ. ૬ પુણ્યકર્મના ફળના અનુભવકાળમાં બુદ્ધિની વૃત્તિ અંતર્મુખ થઈ આત્મસ્વરૂપભૂત આનંદના પ્રતિબિંબને ગ્રહણ કરે છે અને જેને આપણે ઇષ્ટવસ્તુના દર્શન, લાભ, અને ભોગ સમયે અનુક્રમે પ્રિય, મોદ, અને પ્રમોદવૃત્તિ કહિયે છિયે તે. ૭ ભ્રાન્તિજ્ઞાનનો વિષય જે મિથ્યાવસ્તુ અને ભ્રાન્તિજ્ઞાન, એ બેનું નામ અધ્યાસ છે. ૮ ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણેકાળમાં જે અબાધિત રેહેઃ જેની જ્ઞાનથી કે બીજા કશાથી નિવૃત્તિ થાય નહિ તે સત્. ૯ ત્રણે કાળમાં જે સર્વને જાણે, જે અલુપ્તપ્રકાશ છે તે ચિત્. ૧૦ ત્રણે કાળમાં જે પરમપ્રેમનો વિષય છે તે આનંદ.

અનાત્માનાં દુઃખ અને દ્વૈતસહિતતા એ બે વિશેષણ, આત્માના આનંદ અને અદ્વૈતતાને ઢાંકે છે, તેથી આત્મામાં જે આનંદ અને અદ્વૈતતા છે તેની પ્રતીતિ આપણને થતી નથી. આત્માનાં સત્ અને ચિત્ એ બે વિશેષણ અનાત્માનાં અસત્ અને જડતાને ઢાંકે છે, તેથી અહંકારાદિથી સ્થૂળશારીરસુધી આપણો અનાત્મા છે તે અસત્ અને જડ (ભાનરહિત) છે એવી પ્રતીતિ થતી નથી.

આપણામાં સત્ અસત્ આદિ જે છે તેનો નિર્ણય 'અન્વયવ્યતિરેકરૂપ' એક યુક્તિથી થાય છે. જેમકે, ઉપર કહેલી જાગ્રત્ અવસ્થામાં પણ હું છું, સ્વપ્ન અવસ્થામાં પણ તેજ હું છું, અને સુષુપ્તિ અવસ્થામાં પણ તેનો તેજ હું છું, એવો આપણને અનુભવ છે. એ ત્રણે કાળમાં (અવસ્થામાં) આપણે છિયે માટે સત્ છિયે. પરંતુ તે આપણામાં નથી એટલુંજ નથી પણ જાગ્રત્ છે, તે સ્વપ્ન સુષુપ્તિમાં નથી, સ્વપ્નમાં જાગ્રત્ સુષુપ્તિ નથી, અને સુષુપ્તિમાં સ્વપ્ન જાગ્રત્ નથી, માટે એ ત્રણે અસત્ છે. એજ રીતે બાળ, યુવા, અને વૃદ્ધ, અવસ્થામાં આપણે એકનાએક હતા અને છિયે એમ સ્પષ્ટ અનુભવ થાય છે, તેથી આપણે સત્ છિયે, અને એ અવસ્થાઓ એક બીજામાં નથી તેથી તે અસત્ છે.

એ આદિ અનેક પ્રકારે આપણમાંના આત્મા અને અનાત્મા અથવા ચૈતન્ય અને જડ છે, તેને શાસ્ત્રદષ્ટિ અને ગુરૂવાકયથી, યુક્તિથી, અને અનુભવથી જાણી તેનો નિશ્ચય કરવો. આપણામાં જે શુદ્ધ આત્મા છે, તેનું ભાગત્યાગ લક્ષણાથી (જહદ્ અજહદ્ લક્ષણાથી) સંશોધન કરવું તેને 'તત્ત્વંપદાર્થ' વિવેક કેહે છે. તે યથાર્થ સમજેથી, અનાત્મા અથવા જડ તે હું નથી, પણ આત્મા અથવા ચૈતન્ય છે તેજ હું છું, એમ સમજાય છે.

યોગ્ય અધિકારીને એ જ્ઞાન થયેથી એમ લાગે છે કેઃ—આપણામાંનો શુદ્ધ આત્માઃ—અવસ્થા ત્રય સાક્ષી, પંચકોષથી વિલક્ષણ, બુદ્ધિ અને તેની વૃત્તિના સદ્ભાવ અને અભાવને જાણનાર, સર્વને

જોનાર અને બુધ્ધ્યાદિને સચેત કરનાર, અહંશબ્દનું આલંબનઃ— તેજ સ્વયં (હું પોતે) છું.

એ રીતે યથાર્થ જ્ઞાન થયેથી, મારો અહંકારાદિ જડ વર્ગનો ભાગ છે તે હું નથી, પણ મારો શુદ્ધ આત્મા છે તે હું છું; અને તે સચ્ચિદાનંદસ્વરૂપ છે; અને તે ઉપાધિથી જૂદો જેવો દેખાય છે, પણ વસ્તુતઃ પરમાત્મા પરમેશ્વર(નોજ અંશ) છે, એમ સાક્ષાત્કાર થાય છે. તેમ થયેથી દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ થાય છે. પરમેશ્વર, પરમાત્મા, આદિ અનન્ત નામથી વર્ણવાતું બ્રહ્મ તે સચ્ચિદાનંદસ્વરૂપજ છે. ઉપાધિનો નાશ થયે તે પરમાનંદમાં એકતા પામેથી આનંદરૂપ થવાય એમાં કંઈ આશ્ચર્ય નથી.

આ વિષય ઉત્તમોત્તમ છે. પણ તે સામાન્ય બુદ્ધિથી સમજાતો નથી, તેથી તેમાં વિપરીત ભાવનાઓ બહુ થાય છે. તે યથાર્થ સમજવા બહુ પરિશ્રમ, સદ્વિદ્યા, સત્કર્મ, તીવ્રબુદ્ધિ, શ્રવણ, મનન, નિદિધ્યાસન આદિની અવશ્યકતા છે.

કોઈ સામાન્ય વિષયના તત્શાસ્ત્રથી થતા યથાર્થ જ્ઞાનમાં, અને તે શાસ્ત્ર સમજ્યાવિના પોતાની મેળે પામી માની લીધેલા જ્ઞાનમાં એટલો બધો અન્તર પડે છે કે, કોઈ કોઈ પ્રસંગે માનેલું જ્ઞાન તો રહ્યું પણ પ્રત્યક્ષ થયેલું જ્ઞાન તે માત્ર ભ્રાન્તિ કે અજ્ઞાનજ હોય છે, અને તે સંબંધિ શાસ્ત્ર તેથી કેવલ વિરૂદ્ધજ સિદ્ધાન્ત કરી યથાર્થ જ્ઞાન અનુભવાવે છે, તો આ પુરૂષાર્થના સર્વોપરિ વિષય સંબંધમાં તો તેમ હોય એમાં આશ્ચર્ય શું?

ધોળો રંગ છે તે આપણે સર્વ જોઈયે છિયે અને તે એકજ રંગ છે એમ પ્રત્યક્ષ દેખિયે છિયે અને માનિયે છિયે, પરંતુ તત્સંબંધિ શાસ્ત્રથી એમ સિદ્ધ થાય છે કે સાત રંગ મળી એક શ્વેત રંગ થયેલો છે.

આકાશમાં આપણે સર્વ પ્રત્યક્ષ દેખિયે છિયે કે તારા છે તે ચંદ્રમાથી ન્હાના છે. પરંતુ તત્સંબંધિ ખગોળશાસ્ત્ર એમ સિદ્ધ કરી આપે છે કે તે તારાઓ ચંદ્રથી બહુજ મ્હોટા છે.

મનુષ્યને એક મણ ભાર પણ રાત્રિ દિવસ માથે રાખવો પડતો

હોય તો તે અસહ્ય થઈ પડે, પણ વાતાવરણનો નિરંતર રાત્રિદિવસ તેના ઉપર ૩૫,૫૬૦ રતલ અથવા ૧૨૭૦ મુંબઈના મણ ભાર રહ્યાંજ કરે છે એમ તે સંબંધિ શાસ્ત્ર સિદ્ધ કરી આપે છે.

ઉભા રહિયે છિયે ત્યારે આપણે એમ માનિયે છિયે કે આપણે ઉભા છિયે ત્યાંજ સ્થિર છિયે, પરંતુ એક 'સેકન્ડમા આપણે ઓગણીશ 'માઈલ' પૃથ્વિ સાથે ફરી જઈયે છિયે એવું ખગોળવેત્તા પ્રતિપાદન કરે છે.

એવાં અનેક દૃષ્ટાન્તો છે. અત્રે પ્રશ્ન ઉઠે છે કે, શાસ્ત્રના સહાયવિનાનાં પ્રત્યક્ષપ્રમાણ અને અનુભવ ખરા, કે શાસ્ત્રદ્વારાયે જણાય છે તે સત્ય છે? વિદ્વાનો તો શાસ્ત્રાધારે સમજાય છે તે અનુભવી તેને સત્ય માને છે.

પુરૂષાર્થસારૂ જે પરમેશ્વરવિષેનું જ્ઞાન છે તે એથી પણ અપૂર્વ છે.

પરમેશ્વરવિષેની સમજ કંઈક એમ છે કે,—તે અખંડ સચ્ચિદાનંદસ્વરૂપ છે. તેજ એક અદ્વિતીય બ્રહ્મ છે. આ સર્વ પ્રપંચ તેમાં વિકાર કર્યાવિના વિવર્ત[1] ભાવે ભાસે છે, પરંતુ યથાર્થ જ્ઞાન થયે તે કલ્પિત પ્રપંચનો બાધ થઈ અધિષ્ઠાન અવશેષ રેહે છે, અને તે સચ્ચિદાનંદને યોગીશ્વર જ્ઞાનિયો સર્વત્ર અનુભવે છે. પરંતુ આરંભમાં સૂચવ્યાપ્રમાણે પરમેશ્વર પરબ્રહ્મનો વિષય અપાર, અકલ, અને અકથ છે.

સમર્થ મુનિયો પણ કથે છે કે:—

**यतो वाचो निवर्तन्ते अप्राप्यमनसासह.**

તે યથાર્થ છે.

વેદાન્તશાસ્ત્ર જે પરમેશ્વરને અનુભવાવે છે તે એવો મહત્તમ, એવો સ્વયંજ્યોતિ, એવો અનુપમ, એવો આનંદઘન, એવો અખિલવિશ્વને સત્તાસ્ફુરણ આપનાર, એવો સદા સર્વત્ર દેશ કાળ

---

૧ વસ્તુના સ્વસ્વરૂપનો પરિત્યાગ થયાવિના સ્વરૂપાન્તર ભાસી મિથ્યા પ્રતીતિ થાય તે વિવર્ત.

અને વસ્તુમાં વ્યાપક કે તેનાવિના અન્ય કંઈ છેજ નહિ, એવો નિરતિશય અનન્ત, એવો ઉત્પત્તિ સ્થિતિ અને લય સર્વનું અધિષ્ઠાન, એવો નિરંજન, ઈત્યાદિ, ઈત્યાદિ, ઈત્યાદિ, કે તે મન વાણીને અગોચર છે કહી મહાત્માઓ વિરામ પામે છે. પરંતુ સર્વનો સમાવેશ તેના માત્ર એક અલ્પ દેશમાંજ થઈ જાય એવો તે બૃહત્ છે. તેનાવિના અન્યનું અસ્તિત્વજ અસંભવિત છે. એવા વેદાન્ત પ્રતિપાદિત પરમેશ્વરમાં આ જગત્‌ના સર્વ ધર્મ આવી જાય, એ તો કેહેવુંજ શું કરવા જોઈયે. એ સંબંધમાં કહ્યું છે કેઃ—

यच्छून्यवादिनाम् शून्यं ब्रह्मब्रह्मविदांचयत्
विज्ञानमात्रं विज्ञानविदां यदमलात्मकं
पुरुष: सांख्यदृष्टीनामीश्वरो योगवादिनाम्
शिव: शैवागमस्थानां काल: कालैकवादिनाम्
यत्सर्वशास्त्रसिद्धान्तं यत्सर्वं हृदयानुगम्

જે શૂન્યવાદીનું શૂન્ય, જે બ્રહ્મવાદીનું બ્રહ્મ, જે વિજ્ઞાનવાદીનું અમલાત્મક વિજ્ઞાનમાત્ર, જે સાંખ્ય દૃષ્ટિવાળાનો પુરૂષ, યોગવાદીનો જે ઈશ્વર, જે શૈવાગમસ્થનો શિવ, જે કાલૈકવાદીનો કાળ, અને સંક્ષેપમાં જે સર્વ શાસ્ત્રનો સિદ્ધાન્ત અને સર્વનાં હૃદયમાં જે અનુગત છે એવો જે અદ્વિતીય સચ્ચિદાનંદ એક તેજ વેદાન્ત પ્રતિપાદિત પરમેશ્વર છે. એટલે તે નિઃસીમની સીમામાં આ ભરતખંડના સર્વ ધર્મોના ઈષ્ટદેવ આવી જાય છે, એટલુંજ નથી પણ આ જગત્‌ના સર્વ ધર્મના ઈષ્ટ—ખુદા, ડીયસ, ગોડ, ચાસ, આદિ સર્વ આવી જાય છે. સર્વ દેશના મૂર્ખથી તે વિદ્વાનો સુધીના મતમતાન્તરમાં શૂન્યથી તે પરમાત્મા સુધીના જે વિચારો તે બધા ઉદાર વેદાન્તના તત્ત્વજ્ઞાનના મહત્ વિસ્તારમાં દૂર કે સમીપ અંતર્ગત થાય છે. બહુકરી આ જગત્‌ના તત્ત્વજ્ઞાની અને વિચારકો વેદાન્ત પ્રતિપાદિત વિચારો જેવાજ વિચારમાં અન્તે ઉતરે છે.

આપણા દેશના ધર્મ અને શાસ્ત્રોવિષે લખતાં પ્રોફેસર માનિયેર વિલિયમ્ઝ કેહે છે કેઃ—

" This (The Vedânta) is in some respects the most important of all the six (systems), both from its closer conformity to the pantheistic doctrines propounded in the Upanishads..........., and from its greater adaptation to the habits of thoughts common among thinking and educated Hindus, as much in present as former periods."—INDIAN WISDOM, p. 111-112.

" The Vedânta offers many parallels to the idealism of Plato."—(p. 113).

" This Indian Pantheism is parelleled by some phases of Modern German thought, as described by Dean Mansel:—........"This ultimate existence, the "one and sole reality, is then set up as the deity of " philosophy and the result is pantheism." (p. 124.)

---

પાન્થીઇઝમના ઇતિહાસમાં લખે છે કેઃ—

" Pantheism (the Vedânta) is strictly a religion for the few, not for the many. The great mass of the people are as little capable of Pantheism as they are of Monotheism. They are not capable of lofty abstractions, but must have recourse to forms and ceremonies."—HISTORY OF PANTHEISM, p. 5.

---

" Pantheism appears incongruously, in different quarters of the globe, in widely intervening centuries, in the minds and hearts of men totally differing one from the other.

" Pantheism has one inestimable advantage over all other religions, however sublime they may be : it is never in antagonism to science. As much as science enlarges its boundaries, so much exactly does Pantheism increase in loftiness."—*Ibid*, p. 7.

---

" There are few men, I believe, at all events of those who are most thoughtful, who have not occasionally had their moments of Pantheism : when

they have felt that of all religions the religion of Pantheism is the most noble and the most elevated."
—*Ibid*, p. 7.

---

"Its (Pantheism's) antiquity is undoubtedly great, for it is prevalent in the oldest known civilisation of the world. The Hindu Pantheism is tought especially by the Vedas, which are religious books; by the Vedânta, which is a philosophy, and by the Bhagavadgîtâ, which is a poem partly religious, partly philosophic. Hindu Pantheism is purely spiritual in its character."—*Ibid*, p. 24.

---

આપણા વેદાન્ત સમાન વિચારો યુરોપના પણ્ડિતોની સાત્વિક વૃતિમાં પણ ઝળકી નીકળે છે તે ઉપરના તથા નીચેના થોડા ઉતારાથી જણાશે.

ડાકટર ડ્રેપરનામે વિદ્વાન્ કેહે છે કે:—

"Greek Philosophy in its highest state of development regarded the soul as something more than the sum of the moments of thinking. It held it to be a portion of the Deity himself. This doctrine is the necessary corollary of Pantheism. Viewing the soul as merely a spectator [સાક્ષી] and stranger in this world, they regarded it as occupying itself rather in contemplation than in action, asserting that in its origin it is an immediate emanation from the Divinity—not a modification, nor a transformation of the Supreme, but a portion of Him........................ . . And, as a drop of water pursues a devious career in the cloud, in the rain, in the river, in a part of a plant or part of an animal, but sooner or later inevitably finds its way back to the sea from which it came, so the soul, however various its fortunes may have been, sinks back at last into the Divinity from which it emanated."—'INTELLECTUAL DEVELOPMENT OF EUROPE' BY DR. DRAPER, Vol. I.

રોમનો પ્રખ્યાત વર્જિલ કેહે છે કે:—

"One Life through all the immense creation runs,
One Spirit is the moon's, the sea's, the sun's;
* * * * o * *

Each breathing thing obeys one minds control,
And in all substance is single Soul.
* o * * *

Then since from God those lesser lives began,
And the eager spirits entered into man,
To God again the enfranchised soul must tend,
He is her home, her author is her end;
No death is hers; when earthly eyes grow dim
Starlike she soars and Godlike melts in Him."

—VIRGIL.

---

સર આઇઝાક ન્યુટન પોતાના "પ્રિન્સિપિઆ" નામના મહદ્‌-ગ્રંથમાં કેહે છે કે:—

"The Supreme God exists necessarily, and byt he same necessity he exists *always* and *everywhere.* Whence also he is all-similar—all eye, all ear, all brain, all arm, all power to perceive, to understand, and to act."—(PRINCIPIA BY SIR ISAAC NEWTON).

---

"And what if all of animated nature
Be but organic harps diversely framed
That tremble into thought, as o'er them sweep
Plastic and vast, one intellectual breeze,
At once the soul of each and God of all?"—

COLERIDGE.

---

"All are but parts of one stupendous whole,
Whose body Nature is and God the soul"—

POPE.

---

"All-knowing! all unknown! and yet well-known!
Near though remote! and, though unfathemod, felt,
And, though invisible, for ever seen!

And seen in all ! the great and the minute :

—YOUNG.

They taught that narrow views betray to misery:
That wise it is to comprehend the whole :
That God and Nature our attention claim;
That Nature is the glass reflecting God,
As by the sea reflected is the sun
Too glorious to be gazed on in his sphere:

—YOUNG.

The All-embracing, All-sustaining One,
Say, doth He not embrace, sustain, include
Thee ? me? Himself ? Bends not the sky above ?
And earth, on which we are, is it not firm?
And over us, with constant kindly smile,
The sleepless stars keep everlasting watch.
And does not All—that is,
Seen and unseen, mysterious All—
Around thee and within,
Untiring agency,
Press on thy heart and mind ?
Fill thy whole heart with it—and when thou art
Lost in the conciousness of happiness—
Then call it what thou wilt,
Happiness ! heart ! Love ! God !
I have no name for it !

GOETHE'S 'FAUST.'

If God be *outside* the physical universe, those extended ideas of its vastness which modern science opens to us remove Him further and further from us ; yet if He be embodice in it, every such extension enlarges our notion of His being.—DR. CARPENTER'S 'MENTAL PHYSIOLOGY,' page 708.

The Vedântism is an emanative doctrine, which not only took a deep root in India, but extended itself to other parts of the world.

* * * *

Like the Hindu sages, Socrates and Plato were convinced that, those who by philosophy detached soul from body, were saved. Aristotal also, like the Vedântists, * * * divided the faculties of the soul into nutritive, sentient, phantastic and nôetic (cogitant and intelligent........................

The nôetic......soul is the highest and he agreed with Plato that it was superinduced from the cosmical soul. Pythagoras inculcated that God pervaded " all nature of which every human soul was a portion."

The Egyptian theory of the soul resembles the Indian....The Persians believed that the " human soul is a portion of the divine light, which will return to its sources and partake of its universality." The Sufees were Vedântists to the back bone. The doctrines of the New Platonists were tinged with Vedântism. Paul was thoroughly Vedântic in his teaching.—" In him we live, move and have our being."

Cicero says:—" All souls are undying but those of the best men are divine."

Hume says " the divinity is a boundless ocean of bliss and glory ; human minds are smaller streams, which arising at first from the ocean, seek still amid

their wanderings to return to it, and lose themselves in that immensity and perfection."

—(THE CALCATTA REVIEW NO. 127.
*January*, 1877, *pp*. 106-7,

---

So soon as man annuls himself perfectly, completely, and to the last root, there remains but God alone, and He is All in All............man is merged in God.

"Th' undying One
Lives as thou liv'st, and sees in all thou see'st,
Nought is but God; and God is not but life.
Quite clear the veil is raised from thee, and lo!
'Tis self: let die, then, this destructible;
And henceforth God will live in all thy strife.
Consider what survives this strife below;
Then will the veil as veil be visible,
And all revealed thou'lt see celestial life.

FICHTE.

*'History of Philosophy'* by *Dr. Stirling*

સર્વ દેશના, સર્વ કાળના, અને ભિન્ન મતના અનેક વિદ્વાનોની સાત્વિકવૃત્તિમાં વેદાન્ત વિચાર જેવા વિચારો સ્ફુરી નીકળે છે એ ઉપરનાં માત્ર થોડાં વાક્યોઉપરથી સ્પષ્ટ જણાઈ આવશે. અતિ વિસ્તારના ભયથી વિશેષ પ્રમાણવાક્યો લખ્યાં નથી.

આપણા દેશની ઉપનિષદોની એટલે વેદાન્તશાસ્ત્રની જગતમાં સર્વોત્કૃષ્ટતાવિષે "ધી નાર્થ અમેરિકન રેવ્યૂ" નામના પ્રખ્યાત વાર્તિકગ્રંથના સન ૧૮૮૦ અંક ૬૫ ના પૃષ્ટ ૧૮૮ માં વિદ્યાવાન જર્મનદેશના એક મહાપુરૂષના પ્રમાણ વાક્યોસહિત લખે છે કે:—

One of the most honest thinkers and speakers of our time, Schopenhauer, has proclaimed his own

philosophy to be powerfully impregnated by the fundamental doctrines of the *Upanishads*. He declares the access to this compendium of the Vedic philosophy the greatest privilege which this century may claim over previous ages. "How does every line" he writes, "display its firm, definite, and throughout harmonious meaning! From every sentence, deep, orginal, and sublime thoughts arise, and the whole is pervaded by a high and holy and earnest spirit. Indian air surrounds us, and the unborrowed thoughts of kindred spirits. And oh, how thoroughly is the mind here washed clean of all early, ingrafted Jewish superstitions, and of all philosophy that cringes before them! In the whole world there is no study so beneficial and so elevating. It has been the solace of my life, it will be the solace of my death." Schopenhauer was the last man in the world to be suspected of any natural predilection for Indian mysticism.

(*The North American Review No.* 65 ***February*** **1880** *p.* 188.)

કોઈપણ શાસ્ત્ર લખાય છે તેમાં, તે દેશકાળમાં ચાલતા અને તેને અનુસરતા, અનેક વિષયો લખવામાં આવે છે. તે સમયે ચાલતા વિચારોનું ખંડન મંડન કરવા, મનુષ્યની મનોવૃતિના પ્રવાહને રોકવા, કે વધારવા, અધિક પ્રકાશ સારૂ ચર્ચા કરવા, કે એવાં ગમે તે કોઈ કારણ સારૂ, અનેક વિષયોનો સમાવેશ શાસ્ત્રમાં કરવો પડે છે. પરંતુ તેનો જે મુખ્ય ઉદ્દેશ હોય છે, તે, તાત્પર્ય નિર્ણયાર્થે ઉપક્રમ ઉપસંહારાદિ ષડ્લિંગ કહ્યાં છે તે લક્ષમાં રાખી, યથાર્થ સમજવા પ્રયત્નકરનારથીજ માત્ર સમજાયછે.

વેદાન્તશાસ્ત્રનું અપૂર્વ તાત્પર્ય એવું જણાયછે કેઃ—પરમાત્માના

યથાર્થ જ્ઞાનથી સર્વ દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ મનુષ્યને થઈ તે કૃતકૃત્ય થાય છે. એનાં મુક્તિ, મોક્ષ, અપવર્ગ, કૈવલ્ય, નિર્વાણ, શ્રેય, નિઃશ્રેય, અમૃત આદિ અનેક નામ છે. એ મહત્ પુરૂષાર્થ યથાર્થ સંપાદન કરી લેવા મનુષ્યની રૂચિ પ્રમાણે તે વિષયક વિચારસાથે અસંખ્ય બીજા પણ વિચારો કરવામાં આવ્યા છે; પરંતુ તે બીજા વિચારોને પ્રતિપાદન કરવાનો હેતુ નથી.

એ પરમ પુરૂષાર્થપ્રદ વેદાન્તશાસ્ત્રવિષે, અનર્થ હેતુ અધ્યાસનો નાશ થવા, અને આત્મૈકત્વ વિદ્યાની પ્રતિપત્તિસારૂ મુખ્ય મુખ્ય વિચારના જે શ્લોકો—મહાત્માઓએ શ્રુતિ અનુસાર કરેલા છે તેમાંથી થોડા અત્રે જડવામાં આવે છે.

વેદાન્તશાસ્ત્રના અધિકારીઃ—

मेधावी पुरुषो विद्वानूहापोहविचक्षणः
अधिकार्यात्मविद्यायामुक्तलक्षणलक्षितः ॥१६॥
विवेकिनो विरक्तस्य शमादिगुणशालिनः
मुमुक्षोरेव हि ब्रह्मजिज्ञासायोग्यतामता ॥१७॥

विवेकचूडामणि.

બુદ્ધિમાન્, વિદ્વાન્, ઉહાપોહ[1] કરવામાં વિચક્ષણ, અને બીજાં કહેલાં લક્ષણથી લક્ષણવાન્ પુરૂષ આત્મવિદ્યામાં અધિકારી છે. વિવેકી, વિરક્ત, શમાદિગુણવાન્,[2] અને મુમુક્ષુનેજ બ્રહ્મજિજ્ઞાસાની[3] યોગ્યતા માની છે.

સત્કર્મ અને સદુપાસના કરીને એવી યોગ્યતા પામેલો તે અધિકારી પરમાત્માનું જ્ઞાન મેળવવાની તીવ્ર ઇચ્છાથી વેદાન્તશાસ્ત્રનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરે.

---

૧ શંકા સમાધાન. ૨ શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરતિ અને તિતિક્ષા. ૩ બ્રહ્મસંબંધી વિચાર.

**श्रवणं मननं ध्यानं। विद्यायाः साधनत्रयं॥**
**अज्ञानं संशयो भ्रान्तिरित्येतेषांनिवर्तकं ॥५१॥**

**रामतीर्थकृत अनुभूतिप्रकाश.**

વિદ્યાનાં ત્રણ સાધન છે—શ્રવણ, મનન, અને નિદિધ્યાસન અને તે (અનુક્રમે) અજ્ઞાન, સંશય, અને ભ્રાન્તિ, એ ત્રણને દૂર કરનાર છે.

તેમાં સચ્ચિદાનંદ પરમાત્મા પરમેશ્વર પરબ્રહ્મનું અવર્ણનીય સ્વરૂપ શિષ્યના બોધ અર્થે અસંખ્ય પ્રકારે એમ વર્ણવ્યું છે કે:—

**सत्यं ज्ञानमनन्तं ब्रह्म विशुद्धं परं स्वतः सिद्धम्**
**नित्यानंदैकरसं प्रत्यगभिन्नं निरंतरं जयति॥२२८॥**

**विवेकचूडामणि.**

જે સત્યસ્વરૂપ અને જ્ઞાનસ્વરૂપ છે, તથા અનન્ત, વિશુદ્ધ, સર્વોત્કૃષ્ટ, અને સ્વતઃસિદ્ધ છે; વળી જે નિત્ય આનંદ એકરસ-રૂપ છે, અન્તરાત્માથી ભિન્ન નથી, એવા પરબ્રહ્મ નિરંતર છે તે સર્વોત્કૃષ્ટ વર્ત્તે છે.

વળી તે પરબ્રહ્મ કેવું છે?

**यः पश्यति स्वयं सर्वं। यं न पश्यति कश्चन॥**
**यश्चेतयति बुध्यादि। न तद्यं चेतयत्ययं ॥१२९॥**
**येन विश्वमिदं व्याप्तं। यन्न व्याप्नोति किञ्चन॥**
**आभारूपमिदं सर्वं। यं भान्तमनुभात्ययं॥१३०॥**
**यस्य सन्निधिमात्रेण। देहेन्द्रियमनोधियः॥**
**विषयेषु स्वकीयेषु। वर्त्तन्ते प्रेरिता इव ॥१३१॥**

**विवेकचूडामणि.**

જે બ્રહ્મ પોતે સર્વ જુવે છે, પણ તેને બીજું કોઈ જોઈ શકતું નથી. બુદ્ધિઆદિને જે ચેતનવાળાં કરે છે પણ તેને બુદ્ધિઆદિ ચેતવી શકતાં નથી. તે એવું છે.

વળી તે બ્રહ્મવડે આ વિશ્વ વ્યાપ્ત છે, પણ તેને બીજું કોઈ પામી શકતું નથી (તેમાં કોઈ વ્યાપી શકતું નથી), જેને ભાસતે સતે પછીથી આ આભારૂપ[1] સર્વ દેખાય છે.

વળી તે બ્રહ્મની સન્નિધિમાત્રવડે,[2] પ્રેરાયાં ન હોય એમ (પ્રાણી-નાં) શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ, એ સર્વ પોતપોતાના વિષયોમાં વર્ત્તે છે. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણભગવાન્ ઈશ્વરનું રૂપ એમ કેહે છે કેઃ-

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति॥
भ्रामयन्सर्वभुतानि यन्त्रारूढानि मायया॥

अ. १८. श्लो. ६१.

હે અર્જુન! યન્ત્ર ઉપર ચઢેલાં સર્વ ભૂતોને માયાવડે ભમાવતો ઈશ્વર સર્વ ભૂતોના હૃદયમાં વસે છે.

અર્થાત્ બ્રહ્માણ્ડોને અને જીવોને સત્તા સ્ફુરણ આપનાર તે બ્રહ્મજ છે. એવું તે સર્વોપરિ છે.

अतःपरं ब्रह्म सदद्वितीयं । विशुद्धविज्ञानघनं निरञ्जनं॥
प्रशान्तमाद्यन्तविहीनमक्रियं । निरन्तरानन्दरसस्वरूपं ॥२४०॥

वि. चू.

એથી તે પરબ્રહ્મ સત્ છે, અદ્વિતીય છે, વિશુદ્ધવિજ્ઞાનઘન છે, નિરંજન છે, પ્રશાન્ત છે, આદિ અને અન્તથી રહિત છે, અક્રિય છે, અને નિરન્તર આનન્દરસસ્વરૂપ છે.

अतीव सूक्ष्मं परमात्मतत्वं । न स्थूलदृष्ट्या प्रतिपत्तुमर्हति ॥
समाधिनात्यन्तसुसूक्ष्मवृत्त्या । ज्ञातव्यमार्यैरतिशुद्धबुद्धिभिः ॥३६३॥

वि. चू.

પરમાત્માનું તત્વ છે તે બહુજ સૂક્ષ્મ છે, તે જાડી દૃષ્ટિથી

---

૧ ભાસ માત્ર. ૨ પાસે આવવાથી.

પામવા યોગ્ય નથી. અત્યન્ત સૂક્ષ્મ વૃત્તિવડે અતિશુદ્ધ બુદ્ધિવાળા આર્ય પુરુષોથીજ તે જાણવા યોગ્ય છે.

એવા સચ્ચિદાનંદઘન પરમાત્મા પરમેશ્વરમાં સ્વાર્પણ કરી દેવું એ પરમ પ્રેમનો અને પરાભક્તિનો અવધિ છે. જ્ઞાની મહાત્માઓ સ્વાર્પણ કરી કેવી રીતિયે એકતા પામે છે તેવિષે:—

घटाकाशं महाकाश । इवात्मानं परात्मनि ॥
विलाप्याऽखंडभावेन । तूष्णीं भव सदा मुने ॥

वि. चू. ॥२९१॥

જેમ ઘટાકાશ એટલે ઘટ (રૂપ ઉપાધિમાંનું) આકાશ (તે ઉપાધિ ગયે) મહાકાશમાં એક થઇ જાયછે તેમ હે મુનિ! આત્માને પરમાત્મામાં લીન કરીને અખંડ ભાવવડે સદા શાન્ત થા.

એવી જે સ્થિતિ તેને સમાધિ કેહે છે:—

यत्समत्वं तयोरत्र । जीवात्मपरमात्मनोः ॥
समस्तनष्टसंकल्पः समाधिरभिधीयते ॥
ब्रह्माकारमनोवृत्ति । प्रभावोऽहंकृतिंविना ॥
संप्रज्ञातसमाधिःस्यात् । ध्यानाभ्यासप्रयत्नतः ॥

महावाक्यरत्नावलि.

જીવાત્મા અને પરમાત્માની જ્યાં એકતા થાયછે, અને સર્વ સંકલ્પનો નાશ થાય છે, તે સમાધિ કેહેવાયછે.

અહંકૃતિવિના બ્રહ્માકાર મનોવૃતિનો પ્રભાવ હોય તે સંપ્રજ્ઞાત સમાધિ છે. ધ્યાનના અભ્યાસના પ્રયત્નથી તે થાયછે.

સમાધિસ્થ યોગિયો સમાધિથી શુદ્ધ થયેલા અંતઃકરણની નિરાવરણવૃત્તિ વડે પરમાત્માને અનુભવતાં, જે અનુપમ તૃપ્તિ પોતે પામે છે, તેના સુખવિષે શ્રીભગવદ્ગીતાના ૬ ઠા અધ્યાયમાં કહ્યું છે કે:—

सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियं ॥
वेत्ति यत्र न चैवाऽयं स्थितश्चलति तत्त्वतः ॥२१॥

એ જે અનન્ત સુખ (તે અવિષયજનિત હોવાથી) ઇન્દ્રિયોની પાર માત્ર બુદ્ધિથીજ ગ્રહણ કરવા યોગ્ય છે. અને જે સમયે આત્મસ્વરૂપમાં સ્થિત એવો વિદ્વાન્ એ સુખને અનુભવેછે તે સમયે તત્ત્વસ્વરૂપથી તે ચળતો નથી.

तमस्तमः कार्यमनर्थजालं । न दृश्यते सत्युदिते दिनेशे ॥
तथाऽद्वयानन्दरसानुभूतौ । नैवास्ति बन्धो न च दुःखगन्धः ॥
वि. चू. ॥३२२॥

સૂર્ય ઉગેથી (તેના પ્રકાશમાં) અન્ધકાર અને અનર્થની જાળ જેવાં ભયભ્રાન્તિ આદિ તેનાં કાર્ય (ક્યાં ગયાં એ) દેખાતાંજ નથી, તેમ અદ્વયાનન્દ પરમાત્માના રસના અનુભવમાં બન્ધ કે દુઃખનો ગન્ધ પણ છેજ નહિ.

સમાધિસ્થ યોગીના આત્માની પરમાત્મા સાથે એકતા થાયછે એમ કેહેવાનો અર્થ એવો છે કેઃ—

મૂર્ખને કેવળ દેહાદિમાં અહંબુદ્ધિ હોય છે, વિચારકોને દેહ અને જીવમાં અહંબુદ્ધિ હોય છે, તેમ ન કરતાં, જ્ઞાનિયો સર્વ દૃશ્યના અને સર્વ દેહના અન્તરમાં રહેલું જે પરમ તત્વ અથવા અધિષ્ઠાન છે તે ભાગમાં અહંબુદ્ધિ કરે છે, તે—પરમેશ્વરનું સર્વમાં રહેલું પરમ તત્વ, અધિષ્ઠાન ભાગ—અને પરમાત્મા એ એક છે. જેને સામાન્ય રીતે આપણે જીવ કહિયેછિયે, તે, અને બ્રહ્મ એક છે એવી સમજ કોઈ યથાર્થ વેદાન્ત સમજનારની હોતીજ નથી.

શ્રીભગવાન્ શંકરાચાર્ય વિવેક ચૂડામણિમાં કેહે છે કેઃ—

ऐक्यं तयोर्लक्षितयोर्न वाच्ययोर्निगद्यतेऽन्योऽन्य विरुद्धधर्मिणोः ॥
खद्योतभान्वोरिव राजभृत्ययोः कूपाम्बुराश्योः परमाणुमेर्वोः ॥
वि. चू. ॥२४९॥

બ્રહ્મ (ઈશ્વર) અને આત્મા (જીવ) એ બેના વાચ્ય[1] અર્થની એકતા નથી, પણ લક્ષ્ય અર્થની એકતા છે. કારણ બ્રહ્મ (ઈશ્વર) અને આત્મા (જીવ) એ બે એક બીજાથી વિરૂદ્ધ ધર્મવાળા કહ્યા છે. અને વળી ઈશ્વર સૂર્ય જેવો છે, અને તેના આગળ જીવ પતંગ જેવો છે, ઈશ્વર રાજા જેવો અને જીવ સેવક જેવો છે, ઈશ્વર સાગર જેવો છે અને જીવ ખાબોચિયા જેવો છે, ઈશ્વર પર્વત જેવો છે અને જીવ પરમાણુ જેવો છે.

એજ સમજનું વધારે સ્પષ્ટીકરણ બીજે સ્થળે છે, ત્યાં વદે છે કેઃ—

**देहबुध्या तु दासोऽहं जीवबुध्या त्वदंशकः ॥**

**आत्मबुध्या त्वमेवाहमिति मे निश्चला मतिः ॥**

હે પરમેશ્વર! મારી દેહબુદ્ધિવડે તો હું તારો દાસ છું, જીવબુદ્ધિવડે તારો અંશછું, અને આત્મબુદ્ધિવડે તું તેજ હું છું. એવી મારી નિશ્ચળ મતિ રેહેજો.

---

૧ વાચ્ય અને લક્ષ્યના અર્થ સમજવા સૂક્ષ્મબુદ્ધિથી અભ્યાસ કરવો પડે છે. પરંતુ અત્રે એમ સમજવાનું છે કેઃ—સર્વશક્તિ, સર્વજ્ઞતા, વિભુતા, સ્વતંત્રતા, પરોક્ષતા, ઈશિતા (પ્રેરકતા), માયીતા, બંધમોક્ષરહિતતા, એ આદિ ધર્મવાળું ઇશ્વરચેતન, તે, ઇશ્વરનો વાચ્યઅર્થ છે. અને ઉપર કહેલા ધર્મોથી વિપરીત ધર્મ—અલ્પશક્તિ, અલ્પજ્ઞતા, પરિછિન્નતા કર્મતંત્રતા, પ્રત્યક્ષતા, અવિદ્યામોહિતતા, બંધમોક્ષતા, એ આદિ ધર્મવાળું જીવચેતન એ આત્માનો વાચ્ય અર્થ છે. એ બે એક નથી.

માયાનું અધિષ્ઠાનચેતન અને માયાસહિત આભાસ તે સર્વશક્તિ આદિ ધર્મવાળો ઇશ્વર છે. અને અવિદ્યાઅંશનું અધિષ્ઠાનચેતન અને અવિદ્યાના અંશસહિત આભાસ તે અલ્પશક્તિ આદિ ધર્મવાળો જીવ છે. એમાં—ઇશ્વરનામાંથી આભાસસહિત માયા અને માયાકૃત સર્વશક્તિ આદિ ધર્મ એ વાચ્ય ભાગનો ત્યાગ કરેથી—જે લક્ષ્ય એકલો શુદ્ધ અધિષ્ઠાન ચેતન ભાગ રેહે, તે, અને જીવનામાંથી આભાસસહિત અવિદ્યાઅંશ અને અવિદ્યાકૃત અલ્પશક્તિ આદિ ધર્મ એ વાચ્ય ભાગનો ત્યાગ કરે, જે લક્ષ્ય એકલો અધિષ્ઠાનચેતન ભાગ રેહે, તે, એ બે, મૂળ એકજ ભાગ છે, તે એકજ છે. એમ સમજ છે. એને તત્‌ત્વંપદની ભાગ ત્યાગ લક્ષણા કેહે છે.

**षट्पदी** નામે સ્તોત્રમાં શંકર પરમેશ્વરને સંબોધે છે કેઃ—

**सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वं ॥**
**सामुद्रोहितरंगः क्वचन समुद्रो न तारंगः ॥**

હે નાથ! ભેદનો નાશ થયે સતે પણ, હું **તારો** છું. તું **મારો** નથી; કેમકે તરંગ સમુદ્રનોજ છે, પરંતુ કદા, કહિ પણ સમુદ્ર તરંગનો નથી.

મહાત્માઓની જીવ અને પરમેશ્વરની એકતાવિષે એવી ઉત્તમોત્તમ સમજ છે. માટે અજ્ઞાનિયો તેમાંથી અન્યથા અર્થ કરી તેનો દુરૂપયોગ કરે તેથી સમજુઓએ ભ્રમિત ન થવું.

એમ સર્વોપરી ભાગમાં અહંબુદ્ધિ કરેથી સર્વ પ્રકારે ઉત્કૃષ્ટ રીતે વર્તવાની અગત્ય પડે છે. અને નીચ અભિમાન કરતાં એ ઉચ્ચ અભિમાન બહુ લાભકારક છે. જેઓની ચિજ્જડગ્રંથી છૂટી જઈ, જેમને અપરોક્ષ જ્ઞાન થયું હોય છે, તેઓજ, એવું ઉચ્ચ અભિમાન કરવા યોગ્ય છે. તેવા જ્ઞાની સદા ઉત્કૃષ્ટપણેજ આત્મજ્ઞાનને અનુસરી વર્ત્તે છે. કેવળ મ્હોડેથી બ્રહ્મની વાર્ત્તાઓ કર્યાથી તેમાં એકતા પમાતી નથી.

શંકર ભગવાન્ **अपरोक्षानुभूतिमां** વદે છે કેઃ—

**कुशला ब्रह्मवार्त्तायां वृत्तिहीनाः सुरागिणः ॥**
**तेप्यज्ञानतमा नूनं पुनरायान्ति यान्ति च ॥१३२॥**

બ્રહ્મની વાર્ત્તા કરવામાં જેઓ કુશળ છે, પણ જેઓની વૃત્તિ બ્રહ્મમાં નથી, અને જેઓ રાગી છે, તેઓ તો અજ્ઞાનતમ છે, એટલે અજ્ઞાનિયોથી પણ અજ્ઞાની છે; અને વારંવાર તેમનું જન્મ મરણ થયાં જાય છે.

તેજ મહાત્મા **विवेकचूडामणिमां** પણ કેહે છે કેઃ—

**न गच्छति विनापानं । व्याधिरौषधशब्दतः ।**
**विनाऽपरोक्षानुभवं । ब्रह्मशब्दैर्नमुच्यते ॥६४॥**

अकृत्वा शत्रुसंहारमगत्वाऽखिलभूश्रियं ॥
राजाहमिति शब्दान्नो राजाभवितुमर्हति ॥६६॥

જેમ ઔષધ પીધાવિના કેવળ ઔષધ એ શબ્દથી રોગ જતો નથી; તેમ અપરોક્ષ અનુભવવિના કેવળ બ્રહ્મ શબ્દથી મુક્ત થવાતુ નથી.

શત્રુનો સંહાર કર્યાવિના, અને સર્વ ભૂમિની શ્રી પામ્યાવિના, હું રાજા છું એવા શબ્દથી જેમ કોઈ રાજા થઈ શકવા યોગ્ય નથી. (તેમ રાગદ્વેષાદિ રિપુને જીત્યાવિના અને વિવેક વિરાગાદિ જ્ઞાનની સમૃદ્ધિ સંપાદન કર્યાવિના માત્ર 'અહંબ્રહ્માસ્મિ' કહ્યાથી બ્રહ્મમાં એકતા પામવા યોગ્ય કોઈ કદિ થતું નથી.)

પ્રારબ્ધયોગે જ્યાંસુધી આયુષ્ય હોય ત્યાંસુધી મહાપુરૂષોનાં શરીર રેહે છે, અને તેનો પરપ્રેરિતવત્ વ્યવહાર ચાલે છે, પરંતુ તેઓ સાવધાન થતાં, તેમની વૃત્તિ બ્રહ્મમાંજ મગ્ન થઈ રેહે છે.

**વિવેકચૂડામણિમાં** વદે છે કે:—

विलक्षणं यथा ध्वान्तं । लीयते भानुतेजसि ॥
तथैव सकलं दृश्यं । ब्रह्मणि प्रविलीयते ॥५६७॥

સૂર્યના પ્રકાશમાં જેમ વિલક્ષણ અંધકાર નાશ પામેછે તેમજ બ્રહ્મમાં આ સર્વ દેખાતા જડપદાર્થો અત્યંત નાશ પામેછે. એમ જ્ઞાનીની દૃષ્ટિ થાય છે.

જે મહાત્માઓ જીવતાંજ બ્રહ્મજ્ઞાનનું યથાર્થ સુખ ભોગવેછે તે જીવન્મુક્ત કેહેવાયછે. તેમનાં લક્ષણ વિવેકચૂડામણિકારે એવાં કહ્યાં છે કે:—

वर्त्तमानेऽपि देहेऽस्मिन् । छायावदनुवर्त्तिनि ॥
अहंता ममताऽभावो । जीवन्मुक्तस्य लक्षणं ॥४३४॥
अतीताऽननुसन्धानं । भविष्यदविचारणं ॥
औदासीन्यमपिप्राप्तं । जीवन्मुक्तस्यलक्षणं ॥४३५॥
ब्रह्मानंदरसस्वादा-। सक्तचित्ततयायतेः ॥
अन्तर्बहिरविज्ञानं । जीवन्मुक्तस्यलक्षणं ॥४३८॥

છાયાની પેઠે સાથે રેહેતું જે આ વર્તમાન શરીર, તેમાં જીવન્‌મુકતને અહંતા અને મમતાનો અભાવ હોય છે.

જે ભૂતકાળમાં ગયું તેવિષે તો કંઈ સંભારતાજ નથી; અને જે ભવિષ્યકાળમાં થવાનું તેવિષે વિચાર નથી કરતા; અને જે વર્ત્તમાનકાળમાં પ્રાપ્ત થયું તેવિષે ઉદાસીનતા રાખે છે; એવું જીવન્‌મુકતનું લક્ષણ છે.

બ્રહ્માનંદના રસના સ્વાદમાં આસકત ચિત્તને લીધે અન્તર્ કે બાહારનું બીજું કંઇ પતિ જાણતા નથી. અર્થાત્ તેઓની વૃત્તિ અનુપમ બ્રહ્માનંદમાંજ રમમાણ થઈ રેહે છે.

આત્મવિદ્યાના પ્રસિદ્ધ ફળવિષે તેજ ગ્રંથમાં એમ કહ્યું છે કેઃ—

निवृत्तिः परमा तृप्तिरानंदोनुपमःस्वतः ॥
इष्टदुःखेष्वनुद्वेगो विद्यायाः प्रस्तुतं फलं ॥४२३॥

નિવૃત્તિ અને પરમ તૃપ્તિ, અનુપમ આનંદ પોતેજ, અને દૃષ્ટ દુઃખોમાં ઉદ્વેગ ન થાય, એ આત્મજ્ઞાનનું બાહુ વખણાયલું ફળ છે.

બ્રહ્માકાર વૃત્તિમાંથી એવા જીવન્‌મુકત મુનિ યોગીનું ઉત્થાન થાય છે ત્યારે પણ તેમના વ્યવહાર અતિશુદ્ધ હોય છે. શંકર વદે છે, કે, જ્ઞાનીને નિન્દિત કર્મનો અસંભવ છે.

यत्कृतं भ्रांतिवेलायां नानाकर्म जुगुप्सितं ॥
पश्चान्नरो विवेकेन तत्कथं कर्तुमर्हति ॥४२४॥ वि. चू.

ભ્રાન્તિકાળમાં જે નાનાપ્રકારનાં નિન્દિત કર્મ કરયાં હોય, તેવાં કર્મ કરવા, વિવેક થયા પછી, મનુષ્ય કેમ યોગ્ય થાય? નજ થાય.

જ્ઞાનિયો એમ નિષેધ કર્મ નથીજ કરતા એટલુંજ નથી, પણ તેઓ પાછા કર્મફળનો ત્યાગ રાખી, નિષ્કામ થઈ, પરોપકારનાં અનેક કર્મો કરયાં જાય છે. અને તેમ કરવુંજ જોઇયે એમ શ્રીકૃષ્ણ ભગવાન્‌ની આજ્ઞા છે. ગીતાના અરાડમા અધ્યાયમાં તેઓ આજ્ઞા કરે છે કેઃ—

एतान्यपि तु कर्माणि । संगं त्यक्त्वा फलानि च ॥
कर्तव्यानीति मे पार्थ । निश्चितं मतमुत्तमं ॥६॥

હે અર્જુન! સંગનો અને ફળનો ત્યાગ કરીને, એ સર્વ કર્મ પણ કરવા યોગ્ય છે. એવું મારૂં નિશ્ચિત ઉત્તમ મત છે. કારણ કે—

**नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ॥**
**यस्तु कर्मफलत्यागी सत्यागीत्यभिधीयते ॥११॥**

દેહધારણ કરનારે સર્વ કર્મનો ત્યાગ કરવો એ અશક્ય છે. માટે જે કર્મના ફળનો ત્યાગ કરે છે તેજ ત્યાગી કેહેવાય છે. એનું નામજ સન્યાસ છે.

વેદાન્તશાસ્ત્રનો મુખ્ય ઉદ્દેશ કર્મનો ત્યાગ કરાવવામાં નથી, પરંતુ આપણામાં આનંદ ભાગનું તિરોધાન છે, તે તિરોધાનનો નાશ થઈ, સચ્ચિદાનંદનો આવિર્ભાવ, કેવળ જ્ઞાનથીજ થાય છે, એવું અનુભવાવવામાં તેનું તાત્પર્ય છે. એક વાર જેના હૃદયની ચિજ્જડ ગ્રંથી છૂટી જઈ યથાર્થ અપરોક્ષજ્ઞાન જેને થયું તે પછી, જનક, રામચંદ્ર, વસિષ્ઠ, કૃષ્ણ, આદિ મહાત્માઓની પેઠે ગમે એવાં મહત્કાર્યો કરે પણ તેને પછી બાધ આવતો નથી. જેઓએ કર્મફળનો ત્યાગ કર્યો છે તે સદા ત્યાગી ગણાય છે.

**उपदेशसहस्त्री**માં શંકર ભગવાન્ વદે છે કેઃ—

**क्षीरात्सर्पिर्यथोद्धृत्य क्षिप्तं तस्मिन्नपूर्ववत् ॥**
**बुध्यादेर्नस्तथाऽसत्यान्नदेही पूर्ववद्भवेत् ॥**

જેમ દૂધમાંથી રીતપ્રમાણે ક્રિયા કરી ઘી જૂદું કાહાડ્યું અને પછી તેમાંજ નાખ્યું તેથી તે આગળ જેવું થતું નથી. (તેમાં રહ્યા છતાં તેમાં ભળી જતું નથી) તેમ (યથાર્થ રીતે જ્ઞાનથી) બુદ્ધિ આદિનો જાણનાર અસત્યથી આગળની (અજ્ઞાનદશાની) પેઠે પાછો દેહી થતો નથી. અર્થાત્ તે સત્કર્મો કરે છે તોપણ તે કર્મોમાં લેપાતો નથી.

સિદ્ધાન્ત તો ઉપર પ્રમાણે છે. પરંતુ એ મહાજ્ઞાન સંપાદન કરનારાની સર્વની દૃઢતા અને શક્તિ સરખી નથી હોતી. તેથી કેટલાક તે ઉત્તમ જ્ઞાનને પોતાની મલિનતાથી ઝાંખું કરી તેનો દુરૂપયોગ કરે છે. તેવા વિપરીત સંભવથી રક્ષણ થવા સારૂ કેટલાક

યોગિયો, તે ઉત્તમ જ્ઞાન યોગ્ય અધિકારીવિના ફળદાતા થતું નથી એમ માની, સંસારીને અધિકારી ગણતા નથી. વિરકતનેજ જ્ઞાનના અધિકારી ગણે છે, અને અપરોક્ષજ્ઞાન સંપાદન કરેથી તેવાજ અધિકારિયો મુક્તિ પામે છે એમ ગણે છે.

એમ અધિકારી અને જ્ઞાનીવિષે બે પક્ષ છે. પંચદશીકાર વિદ્યારણ્યસ્વામી જેવાનો એમ આશય છે કે:-પ્રથમ જ્ઞાન થવું એ અધિકારીવિના થતું નથી. એ દુર્લભ સુખદ પ્રાપ્તિ, મહાપુણ્ય, અત્યન્ત પ્રયાસ, અને વિશાળબુદ્ધિ હોય છે તોજ થાય છે. પણ જ્ઞાનસમકાળ મુક્તિ થાય છે. પછી અવશેષ પ્રારબ્ધ ભોગવતાં વ્યવહાર કરો, વા ન કરો અને વિરકત રહો. એ બેમાંથી એકે દૃઢ અપરોક્ષને બાધ કર્તા નથી. શંકરાનંદ આદિ યોગીશ્વરોનો એમ આશય જણાય છે,—કે, જ્ઞાનીને પ્રવૃત્તિ કે વ્યવહાર ઘટતો નથી. તેણે તો નિવૃત્તિમાં રહી જીવન્મુક્તિના વિલક્ષણ અતિશય સુખમાંજ રેહેવું યોગ્ય છે. ઈત્યાદિ.

બીજા પક્ષવાળા કેહે છે કે,—વિદ્યારણ્યસ્વામી પૂર્વાશ્રમમાં રાજ્યકાર્યભારી હતા. તે પૂર્વાનુરાગથી તેમનું મત એમ છે, પરંતુ તે સર્વને કલ્યાણકારી નથી. પ્રથમ પક્ષવાળા શંકરાનંદાદિવિષે પણ એમજ કારણ બતાવે છે કે,—તેઓ વિરકત હોવાને લીધે તેમનો પ્રવાહ પૂર્ણ વિરકતતા અને સમાધિસુખ ભણી છે. પરંતુ જ્ઞાન થયા પછી દેહ અવશેષ પ્રારબ્ધ ભોગવે તેમાં લોક સંગ્રહણાર્થે સત્કર્મ કરી લોકોપકાર કરવો એ જ્ઞાનને બાધ કર્તા નથી.

સુજ્ઞ ગોકુલજીભાઈને શ્રીવિદ્યારણ્યસ્વામીનું મત અનુકૂળ લાગતું અને કેહેતા કે:—'જે કોઈ મનુષ્ય કોટ્યાવધિ ધન કમાય એટલે તે ધનવાન્ તો કેહેવાયજ. પરંતુ તેનો ભોગ કરી સુખ ભોગવવું એ જુદી વાત છે. તેમ ગમે તે અવસ્થામાં અને આશ્રમમાં જ્ઞાન થયું એટલે તે જ્ઞાનવાન્ કેહેવાય. પછી તે જ્ઞાનથી જીવન્મુક્તિનું સુખ ભોગવવું એ જૂદીજ વાત છે. તે યથાર્થ ભોગવાય તો ભાગ્ય પૂરૂં ગણાય પરંતુ તે કારણથી જ્ઞાન નથી એમ ન કેહેવાય.'

આગળ સુજ્ઞ ગોકુલજીભાઈના પત્રો આવશે તેમાં જે પ્રસંગોની ચર્ચા છે તેમાં તેમનો પક્ષ અને આશય ઉપરપ્રમાણે છે એ વાંચનારે સદા લક્ષમાં રાખવાની અગત્ય છે.

આ ઉપોદ્ઘાતની સમાપ્તિ કરતાં સૂચવવું જોઈયે કે આત્મજ્ઞાનનું એવું પરમ મહાત્મ્ય છે, કે તે પામનારના મહાન્ સુખનો અવધિ નથી. શ્રીકૃષ્ણ વદે છે કેઃ–यं लब्ध्वा चापरं लाभं । मन्यते नाधिकं ततः 'સચ્ચિદાનંદનું અપરોક્ષજ્ઞાન થતાં જે પરમ લાભ થાય છે તેના આગળ બીજો અધિક લાભ કોઈ છેજ નહિ.' એ સુખ એવું અકથનીય છે કે અન્તે,–શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ–થઈ વિરામ થાય છે. અને તે અનુભવનાર કૃતકૃત્ય થઈ, ધન્ય, ધન્ય, ધન્ય વાદને પાત્ર થાય છે.

આ ઉત્તમોત્તમ વિષય એવો મનોહર છે કે લખતાં અતિસંક્ષેપ કરવાનો નિશ્ચય હતો તોપણ પ્રમાણમાં અતિ વિસ્તારનો દોષ આવે એટલો વધી ગયો છે તેથી અત્રેજ અટકવું થાય છે.

---

સંવત્ ૧૯૨૩ નું વર્ષ લઈ હવે પાછો મૂળ વિષય પકડિયે. પ્રુ. નવાબસાહેબના અભિલાષપ્રમાણે રા. રા. ગોકુલજીભાઈના પ્રયત્નથી મે. બાપુમિયાંસાહેબને યુવરાજ પદે સાર્વભૌમ રાજ્યે સ્વીકાર કરચા, એ વાર્ત્તા પૂર્વે કહી છે. આ વર્ષના કાર્તિક માસની પૂર્ણિમાને દિને રાજકોટમાં એક સભા ભરી એ સંબંધી કલકત્તેથી આવેલું નિર્ણયપત્ર વાંચવાનો કર્નલ કીટિંજે ઠરાવ કરચો; અને પ્રુ. નવાબસાહેબને રાજકોટ પધારવા આમન્ત્રણ મોકલ્યું. જૂનાગઢના સર્વ મંડળને લઈને પ્રુ. નવાબસાહેબ રાજકોટ પધારચા. ત્યાં એક ભવ્ય સભા મળી; તેમાં તે નિર્ણયપત્ર વંચાયું. એ રીત નવી હતી તેથી એ પત્રનું ભાષાન્તર વાંચતાં એક મ્હોટા સરકારી અધિકારીને સભાક્ષોભ થયો. પછી તેનું ઉત્તર રા. રા. ગોકુલજીભાઈયે પ્રુ. નવાબસાહેબની વતી આપ્યું. શ્રોતાજનો આગળ કથા વાર્ત્તા કેહેવાનો તેમને પરિચય હતો તેથી તેઓને સભાક્ષોભ ન

થતાં તેઓ બહુ છટાથી બોલી શક્યા, તેમનું વક્તૃત્વ જોઇ યુરોપીયન અને દેશી ગૃહસ્થો સાનંદાશ્ચર્ય પામ્યા; અને તાળીનાદથી તેમને વધાવ્યા. રા. રા. ગોકુલજીભાઈના પ્રતાપની પ્રશંસા થવા માંડી. અને લોકો તેમનામાં બહુ ગુણો જોવા લાગ્યા.

એજ વર્ષના પોષ માસમાં મુંબઈના તે વેળાના ગવર્નર, સર બાર્ટલ ફ્રીયર વેરાવળ પધાર્યા. ત્યાં કર્નલ કીટિંજે રા. રા. ગોકુલજીભાઈવિષે બહુ ઉચ્ચ મત દર્શાવી તેમને ગવર્નર સાહેબની સાથે મેળવ્યા. તેમનો પ્રતાપ જોઇ સર બાર્ટલ ફ્રીયર બહુ પ્રસન્ન થયા; અને તેમને મુંબઈ આવવાનું આમંત્રણ કર્યું. કર્નલ કીટિંજની તો પ્રથમથીજ ઇચ્છા હતી કે તેમ થાય. તેમાં વળી ભાવનગરના ગત ઠાકુરસાહેબને K. C. S. I. સ્ટાર આવ્ ઈંડિયાનું રાજચિન્હ મળવાનું હતું તેથી ક. કીટિંજ પોતે પણ મુંબઈ જવાના હતા. એઆદિ અનુકૂળ પ્રસંગને લીધે મુંબઈ આવવાનો વિચાર રા. રા. ગોકુલજીભાઈયે કર્યો.

મુસલમાન વર્ગમાંથી વઝીર શેખબહાવદીનભાઈ અને ખાનબહાદુર સાલેહિંદી બીન સાલમ એ બે જૂનાગઢ રાજ્યના સ્તંભ છે. એ ઉભય સરદારો સાથે રા. રા. ગોકુલજીભાઈને સારાં સ્નેહમમતા હતાં. તેઓ બંને રા. રા. ગોકુલજીભાઈના એક બે ગુણોને તો અચ્છી રીતે જાણી તે સારૂ તેનાઉપર 'ફિદા' હતા. જમાદાર સાલેહિંદી અને ગોકુલજીભાઈ બંને જણા માઘ માસમાં મુંબઈ આવ્યા. પ્રથમ રા. રા. ધીરજલાલ મથુરાદાસ વકીલને ઘેર ઉતર્યા અને પછી 'ગ્રાન્ટરોડ સ્ટેશન'ની પાસે અબદુસતારના બે બંગલા છે ત્યાં નિવાસ રાખ્યો. આ સમયે ઉદાર ધીરજલાલે તેમની આગતાસ્વાગતા કરેલી તેની ઉભય ગૃહસ્થો બહુ પ્રશંસા કરતા. રા. રા. પ્રાણલાલ મથુરાદાસ એ વર્ષમાં મુંબઈમાં હતા. તેઓ બંને ગૃહસ્થના દર્શક (ભૂમિયા) થયા. ગવર્નરસાહેબ ભણીથી પણ તેમની સારી આગતાસ્વાગતા થઈ હતી. સરકારી સર્વ સ્થળોના ઉપરિયોઉપર પત્ર લખી આજ્ઞા કરી હતી કે એ બે

ગૃહસ્થોને માનપૂર્વક મળી બધું દેખાડ્યું. તેઓએ બે ત્રણ માસ રહી મુંબઈમાંનાં જોવા યોગ્ય સ્થળો સારી રીતે જોયાં; અને સંભાવિત ગૃહસ્થોને મળ્યા. પ્રખ્યાત કરશનદાસ મૂળજી થોડાકજ માસઉપર વેરાવળ ગયા હતા. ત્યાં તેમને જૂનાગઢ સંસ્થાન ભણીથી સારો સત્કાર થયો હતો; તથા તેમને એ સંસ્થાનમાં કોઈ જગ્યા આપી રાખવાની સૂચના પણ થઈ હતી, એ આદિ કારણથી જૂનાગઢના બે મુખ્ય અધિકારિયોની આગતાસ્વાગતા કરી પ્રતિમાન દેવા સારૂ એક ગૃહસ્થની વાડીમાં મુંબઈના સારા સારા ગૃહસ્થોને કરશનદાસે આમંત્રણ કર્યાં. ત્યાં સારો મેળો થયો અને અરસ્પરસ મળી સર્વ પ્રસન્ન થયા.

રા. રા. પ્રાણલાલજી જ્યારે જૂનેગઢ હતા ત્યારે મુંબઈની બુદ્ધિવર્દ્ધકસભાવિષેની વાતો રા. ગોકુલજીને બહુવાર કરેલી. અને તેની પ્રશંસા પણ કરેલી. એ પ્રસંગ ગોકુલજીભાઈના મનમાં સ્ફુરી રહ્યો હતો. વિદ્યાના ઉપાસકોને એક સ્થળે મળી તેમનો વાગ્વિનોદ સાંભળવાની આતુરતા રા. રા. ગોકુલજીભાઈને સર્વ કરતાં અધિક હતી. પરંતુ વિદ્યાનું ઉપાસન મૂકી એકલી લક્ષ્મીની સેવા કરવા જતાં તે કાળે સર્વ લોક પીડામાં આવી પડ્યા હતા. બુદ્ધિવર્દ્ધકસભાનું કામ મંદ ચાલતું હતું. એ કારણથી રા. રા. પ્રાણલાલે તો એ વાત સંભારીજ નહિ, પરંતુ પાછા જવાના દિવસ પેહેલાં અન્તે ગોકુલજીભાઈયે તેમને કહ્યું કેઃ—આપ બુદ્ધિવર્દ્ધકસભાની વારંવાર પ્રશંસા કરતા, તેનાં તો દર્શન અમને કરાવ્યાંજ નહિ, એ આશ્ચર્ય લાગેછે. રા. રા. પ્રાણલાલને ધર્મસંકટ આવી પડ્યું. પોતે વાતો કરેલી તે વેળાની પુષ્ટ બુદ્ધિવર્દ્ધકસભામાં અને આ વેળાની કૃશાંગી અને નિસ્તેજ બુદ્ધિવર્દ્ધકસભામાં બાહુ અન્તર પડી ગયું હતું. તેથી પ્રતિષ્ઠા ખોવા જેવો પ્રસંગ આવી પડ્યો. રા. રા. પ્રાણલાલજિયે બુદ્ધિવર્દ્ધક સભા ભરવા અને નિબંધ વાંચવા કરશનદાસ મૂળજીને કહ્યું. પરંતુ તેઓનું પણ તે વિપરીત કાળને લીધે વ્યગ્ર ચિત્તજ હતું. તેથી

તેમણે ના કહી, એટલે રા. રા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર તે સભાના મંત્રી હતા, તેમને કહ્યું. તેઓ તે કાળની લાભહાનિમાં બહુ નોહોતા તોપણ કોઇ બીજા વ્યવસાયને લીધે તેમનાથી પણ બેત્રણ દિવસમાં નિબંધ લખી, વંચાય એમ નહતું. તેમણે બીજા કેટલાક સભાસદોને વિનતિ કરી, પણ તેમાં સિદ્ધિ ન પામ્યા. અન્તે આ લખનાર પાસે આવી સર્વ વાત કહી. આ લખનાર પણ તે કાળના વિભ્રમ અને વમનમાં નોહોતો એમ નહતું. તોપણ કોઈ કલ્યાણકારી માંગલિક અદૃષ્ટ યોગથી તે શુભ લગ્નમાં તેણે નિબંધ લખી વાંચવા સ્વીકારયું. પછી વિચાર કરતાં દેશીરાજ્યના કારભારી આગળ 'देशीराज्य' વિષેજ કંઈ લખી વાંચવું એ સમુચિત લાગ્યું. અને તેજ અવસરે તે લખવાનો આરંભ કરયો. તે એક બે દિવસમાં લખાઇ રેહેતાં મંત્રિયે મામાદેવી આગળના શેઠ મોતી રઘુનાથના ગૃહમાં બુદ્ધિવર્દ્ધકસભા બોલાવી. પ્રખ્યાત વિદ્વાન્ ડાકટર ભાઉદાજી પ્રમુખસ્થાને વિરાજવાના હતા. તેમાં ઘણા ગૃહસ્થો અને યુવાનો એકસ્થ થયા હતા. રા. રા. ગોકુલજીભાઈ અને જ. સાલેહભાઈ થોડીવાર આગળ ત્યાં આવ્યા હતા. રા. રા. પ્રાણલાલે તેઓને બહુ ગૃહસ્થો અને વિદ્વાનો સાથે મેળવ્યા. આ લખનાર સમયઉપરજ ત્યાં પોહોંચ્યો તેથી પ્રથમથી મળવાનો લાભ તેને મળ્યો નહતો. સમયસર સભાનું કામ આરંભાયું. ડાકટર ભાઉસાહેબે ઉપોદ્ઘાતમાં કેટલાંક વાક્ય વદી નિબંધ વાંચનારને સૂચના કરી એટલે નિબંધ વાંચવાનું કામ આરંભાયું. નિબંધ પૂરો થતાં રા. રા. ગોકુલજીભાઈયે તથા ડાકટર ભાઉસાહેબે સ્વસૌજન્યને લીધે નિબંધ વાંચનારને ગ્રંથ લખવામાં ઉત્સાહ રેહે એવા આશયનાં કેટલાંક ઉત્તેજક વાક્યો કહ્યાં. રા. રા. ગોકુલજી ભાઈ તથા જ. સાલેહભાઈ સભાનું કામ જોઈ બહુ પ્રસન્ન થયા, અને બે કન્યાશાળા સારૂ રૂ ૨૫૦૦ ઉદારતાથી ભેટ આપ્યા. પછી કેટલીક ચર્ચા થઈ સભા વિસર્જન થઈ.

ચરિત્રનિરૂપ્ય સુજ્ઞ ગોકુલજીભાઈ અને ચરિત્રનિરૂપક આ

લખનારનો એમ આકસ્મિક રીતે શુભકારી વિદ્યાદ્વારાયે અચિન્તિત પ્રથમ સંબંધ થયો. એમ વિદ્યાના રેહેણથી સંબદ્ધ થયેલાં અંતઃકરણ સદા એકજ રેહે એ તો નિઃસંદેહજ છે. સજ્જન સમાગમનું મહાત્મ્ય અવર્ણનીય છે.

શ્રીભગવાન્ શંકર ઉપદેશે છે કેઃ—

**क्षणमपि सज्जनसंगतिरेका भवति भवार्णवतरणे नौका ॥**

"ક્ષણ પણ સજ્જનની સંગતિ છે તે સંસારસાગર તરવામાં એક વાહ્ણ થઈ પડે છે." એ યથાર્થ છે. આ લખનાર એ વાક્યની સત્યતાવિષેની પ્રતિજ્ઞા અનુભવથી કરી શકે છે.

એક કવિ કેહે છે કેઃ—

**यद्यपि खं तच्छून्यं नियतं शश्वत् सुवर्णसंयोगात् ॥**
**ग्राह्यं सद्भिर्यत्नात् तस्माल्लोके सुसंगतिः श्रेष्ठा ॥**

જો કે 'ખ' (આકાશ) છે તે શૂન્ય (લેવાને અયોગ્ય) છે, તોપણ તેને નિયમથી સદા 'સુ'વર્ણ ('સુ' અક્ષર) સાથે લેતાં (એટલે 'સુખ' એ શબ્દ થતાં) તે સારા લોકોને યત્નથી લેવાં યોગ્ય થાયછે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે આ લોકમાં **सुसंगति** ('સુ' સાથે રેહેવું) એજ શ્રેષ્ટ છે.

સજ્જન સમાગમના સુખ મહિમાનાં અસંખ્ય વાક્યામૃતો છે. પરંતુ સ્થળસંકોચને લીધે અત્રે અધિક આપી શકાતાં નથી.

સુજ્ઞ ગોકુલજીભાઈના સત્સંગથી આ લખનારને લોકલોકાન્તરનો લાભ મળ્યો છે એટલુંજ નથી, પણ બીજા બહુ યોગ્ય ગૃહસ્થોને પરોક્ષ અપરોક્ષ તેમના એ સમાગમથી લાભ થયા છે તે આગળ જતાં પ્રત્યક્ષ થશે.

જે મિત્રમંડળનો આ લખનાર એક અંશ છે, તે મંડળની જે સન્તોષકારક સ્થિતિ છે, તેનું બહુ પ્રકારે સુજ્ઞ ગોકુલજીભાઈ પણ એક ઉપકારી કારણ હતા.

બુદ્ધિવર્દ્ધકસભા વિસર્જન થયા પછી રા. રા. ગોકુલજીભાઈયે

આ લખનારનું અંતઃકરણ તેમના ભણી આકર્ષાય એવાં બહુ સ્નેહ-મમતાનાં વચન કહ્યાં. અને ફરી મળવા આગ્રહથી વચન લીધું.

પછી બીજે કે ત્રીજેજ દિને રા. રા. ગોકુલજીભાઈને ત્યાં જ્ઞાતિભોજન થયું. ત્યાં આ લખનારનું જવું થયું. બંગલામાં કોચ ખુરશિયો પડ્યાં હતાં ત્યાં પોતે અને રા. બક્ષી મથુરાદાસજી બેઠા હતા. ત્યાં આ લખનારનું ફરી મળવું થયું. ત્યાં જાણે પૂર્વનો મમતાભાવ ન હોય એવા પ્રેમથી મળી વાતો કરવા માંડી. તેઓ જૂનાગઢના કારભારી છે એવિના, બીજા કોઈ તેમના ગુણો વિષે આ લખનારના જાણવામાં કશું ન હતું. એટલામાં દેશી રાજ્યો સંબંધી પ્રથમ ચર્ચા ચાલી તે પ્રસંગમાં તેમણે એક બે સુંદર શ્લોકો કહ્યા. તે ઉપરથી સમજવામા આવ્યું કે તેઓ તો વળી શાસ્ત્રજ્ઞ પણ છે. એટલે પછી તે સંબંધની વાતો પણ ચાલી.

આ લખનારને બાળપણમાંથીજ આર્યશાસ્ત્ર જાણવાઉપર રૂચિ અને તેમાં વિશેષે શંકરવાક્યઉપર પ્રેમ પ્રકૃતિસિદ્ધ હતાં. પરંતુ તેમાં પ્રવેશમાત્રજ હતો. તેથી અધિક ન હતું. સત્સમાગમમાં સાંભળેલી વાતો કરતા આવડતી. પરંતુ સુજ્ઞ ગોકુલજીભાઈ તો તેમાં નિપુણ હતા. તેમના જેવા શાસ્ત્ર અભિજ્ઞ અને બ્રહ્મવિદ્યા સંપન્ન, ગૃહસ્થોમાં દુર્લભ હોય છે. એવા એક પ્રવીણ પુરૂષ પાસે જ્ઞાન ન છતાં આ લખનારે તેને મ્હોએ ન શોભે એવી મ્હોટા વિષયની વાતો કરી. પરંતુ પાછળથી જ્યારે સુજ્ઞ ગોકુલજીભાઈના જ્ઞાનવિષે યથાર્થ જાણવામાં આવ્યું ત્યારે તે પ્રસંગ સ્મરણમાં આવતાં આ લખનારના મનમાં લજ્જા આવતી અને—કૃષ્ણ સુદામાનો પ્રસંગ સાંભરી આવતો. સુદામાજી કોઈને ત્યાંથી તંદુલ માગી લાવી કૃષ્ણ જેવા પૂર્ણ રાજવિભુતિમાન્ મહારાજા પાસે તે તંદુલની ભેટ લઈ ગયા હતા, અને પછી જેવું તેમને લાગ્યું હતું; તેવુંજ આ લખનારને, સમર્થ સુજ્ઞ ગોકુલજીભાઈના જ્ઞાનની સમૃદ્ધિ-આગળ, પોતાના વિચારોની અલ્પતા પાછળથી લાગી હતી. તોપણ તે પ્રસંગે સુજ્ઞ ગોકુલજીભાઈયે એ અલ્પજ્ઞાનનો પણ

અનાદર ન કરતાં તેની પ્રશંસા કરી, ઉત્તેજન આપ્યું હતું; અને આ લખનારને તેની અલ્પતા સમજવા દીધી ન હતી. જ્ઞાન વિષયમાં તેઓ મહાત્મા હતા. વચ્ચે સુશીળ બક્ષીજી પણ પ્રસંગોપાત્ત ફારશી વાક્યો કહી સાક્ષી પૂરતા જતા. અનેક પ્રસંગો ઉપર સંવાદમાં સમય અજ્ઞાત જતો હતો. ત્યાં તેમના બ્રાહ્મણે આવી કહ્યું કેઃ- સર્વ નાહી રહ્યા છે અને આપ પધારો. આ કેહેવું અમને સર્વને અભાવતું જણાયું. પણ સર્વ જ્ઞાતિજનને ખોટી કરવાં એ અયોગ્ય તેથી કર્ણદ્વારાએ અંતઃકરણમાં ભાવતાં ભોજન જતાં હતાં, તે મૂકી કેવળ રસેનેંદ્રિયના ભોજનસારૂં ઉઠવું પડ્યું. ઉઠતાં ઉઠતાં સુજ્ઞ ગોકુલજીભાઈ વધ્યા કેઃ—આપણો પરિચય તો માત્ર થોડાજ સમયનો છે, પરંતુ વંશપરંપરાથી ચાલતા આવતા પરિચય જેવો અમે માનીશું; અને તમારે પણ તેમ માની તેનો નિભાવ કરવો એવી અમારી માગણી છે.

ભોજનોત્તર ફરી આજ્ઞા લેવાસારૂ આ લખનાર ગયો. ત્યાં તેમણે રા. રા. મણિશંકર જટાશંકર મજમુદારની બુદ્ધિની પ્રશંસા કરી, અને તેમની સાથે પત્રવ્યવહાર ચલાવવા સૂચના કરી. પોતાને નવી રીતિ-પ્રમાણે લખતાં બોલતાં આવડતું નથી એમ કહી વિનય બતાવ્યો અને કહ્યું કે-રા. મણિભાઈથી તમને સંતોષ થશે. તેઓ નવી રીતિમાં વિશારદ છે. અન્તે પત્રવ્યવહાર ચલાવવાની સૂચના કરી બહુ પ્રેમથી ભેટ્યા અને પછી અન્તે આનંદવર્દ્ધક શોક સાથે વિયોગ થયો.

રા. રા. ગૌરીશંકરજી તેવામાં મુંબઈ આવ્યા હતા તેમની સાથે પણ આ પ્રસંગે રા. રા. ગોકુલજીભાઇને મળવું થયું હતું.

ધર્મનિષ્ઠ ગોકુલજીભાઈ નાશિકયાત્રા પણ એ વેળા કરી આવ્યા હતા. તેમના પિતા પરમનૈષ્ટિક સંપત્તિરામ શ્રીકાશી વિશ્વેશ્વરાદિની મહાયાત્રાયે ગયા હતા, ત્યાંથી એજ વર્ષમાં પાછા ફરી, કંનાલી પધાર્યા હતા. તેમના સન્મુખ જઈ દર્શન લેવા રા. રા. ગોકુલજી-ભાઈ સુરત, ભરૂચ થઈ કંનાલી ગયા. અને ત્યાંથી પ્રથમ ગુરૂ સચ્ચિદાનંદપરમહંસ નાદોદમાં વિરાજતા હતા તેમનાં દર્શન પણ

લઈ આવ્યા. સાથે રા. રા. પ્રાણલાલજી પણ હતા. તેઓ ભરૂચથી જૂદા પડ્યા અને રા. રા. ગોકુલજીભાઈ સ્વદેશ પધાર્યા.

એજ વર્ષમાં (સં. ૧૯૨૩ માં) ખુ. નવાબસાહેબે વંશપરંપરાનો લેખ કરી ગુંદાળુંગામ આપી રા. રા. ગોકુલજીભાઈની મૂલ્યવતી સેવાની ગુણજ્ઞતા બતાવી.

સુજ્ઞ ગોકુલજીભાઈને અને રા. રા. સામળભાઈને પત્રવ્યવહાર ચાલતો હતો. તેમાં અનેક વિષયોઉપર પ્રશ્નોત્તર થતાં હતાં. તેમાં શાસ્ત્રસંબંધી વિષય પણ ચર્ચાતો. સંવત્ ૧૯૨૨ ના વર્ષમાં રા. રા. સામળદાસે કેટલાંક પ્રશ્ન સુજ્ઞ ગોકુલજીભાઈને લખેલાં તેના ઉત્તરમાં પત્ર લખ્યું છે તે નીચે ઉતાર્યું છે.

---

સકળગુણગુણાળંકૃત રાજમાન્ય રાજશ્રી ૫
ભાઈ સામળદાસ પરમાનન્દદાસ. ભાવનગર.

શ્રીજુણેગઢથી વિ. ઝાલા ગોકુલજી વિ. સંપત્તિરામના પ્રણામ. અત્રે કુશળ છે. તમારી કુશળતાનું પત્ર અમારા બે પત્રના ઉત્તરમાં આવ્યું તે વાંચી સંતોષ પ્રાપ્ત થયો. નિરંતર તેમજ લખ્યાં કરશો, એમ આશા રાખું છું. વિશેષ—આપનાં પ્રશ્નનો ઉત્તર,

આપનું પ્રશ્ન. કરતલામલકવત્ સ્વરૂપનો અપરોક્ષ નિશ્ચય થઈ ચૂક્યાનું કહ્યું તે માત્ર ગુરૂવચન પ્રમાણ અથવા નિદિધ્યાસનથી?

ઉત્તર. ૧ અમારી વૃત્તિથી નિદિધ્યાસનપૂર્વક અપરોક્ષ નિશ્ચય કરેલછે. તેમાં કશો સંદેહ અમને નથી. એ વૃત્તિદ્વારા અપરોક્ષ થવા સંભવ છે, એમ શાસ્ત્રકારનાં વાક્ય છે. **पंचदश्यां तृप्तिदीपे.**

**अस्तुबोधोऽपरोक्षोत्र । महावाक्यात्तथाप्यसौ[1] ॥**
**न दृढः श्रवणादीनां । आचार्यैःपुनरीरणात् ॥९७॥**

---

[1] વ્યાસાદિ આચાર્યો એ મહાવાક્ય ઉપદેશ અનંતર પણ શ્રવણાદિનું કહ્યું છે માટે બ્રહ્માત્માવિષે મહાવાક્યથી અપરોક્ષ બોધ હો, પરંતુ તે દૃઢ નથી.

अहंब्रह्मेति वाक्यार्थ । बोधो यावद् दृढी भवेत् ॥
शमादिसहितस्तावद् । अभ्यसेच्छ्रवणादिकं[1] ॥१८॥

ઇત્યાદિથી એમ લાગે છે કે,—મહાવાક્યથી બોધ તો અપરોક્ષજ થાય છે. મહાવાક્ય પરોક્ષ બોધજનક નથી. પરંતુ તે અપરોક્ષ, દૃઢાદૃઢ ભાવથી બે પ્રકારનો—શાસ્ત્રદૃષ્ટી તથા અનુભવથી—લાગે છે. ત્યાં ચિત્રદીપ પંચદશીનું વાક્ય:—

तत्रापरोक्षविद्याप्तौ । विचारोयं समाप्यते[2] ॥१९॥

એ રીતે અપરોક્ષવિદ્યા—જે દૃઢ હોય—તેથી વિચારની સમાપ્તિ, એટલે અભ્યાસ (નો) અભાવ[3]; ને અદૃઢ અપરોક્ષઉપર એજ ગ્રંથકારે અભ્યાસ[4] લખ્યો છે.

આ જગ્યોએ એમ પણ કોઈ શંકા કરશે કે.—જે અદૃઢ અપરોક્ષ કહ્યો છે તેનેજ અમે પરોક્ષજ્ઞાન કહેશું. તો તે વાત શાસ્ત્ર અનુભવ વિરૂદ્ધ લાગે છે. કારણ વાક્યનું સામર્થ્યવસ્તુ અનુસાર બોધ કરવાનું છે. વસ્તુ અપરોક્ષ છે તો વાક્યબોધ અપરોક્ષજ હોવો જોઈયે. નહિકર મહાવાક્યતાની સ્વરૂપ હાનિ આવે. અને અમને આ વાત અનુભવમાં પણ યથાર્થ આવેછે. કારણ જો અપરોક્ષ વસ્તુ વૃત્તિએ જાણેલ જોયેલ હોય તોજ તેનૂં અવલંબન દૃઢતા પર્યન્ત વૃત્તિ કરી શકે. મહાવાક્ય અપરોક્ષ બોધક છે એ ઉપર ઘણો સિદ્ધાન્ત શાસ્ત્રાર્થ છે. આ પ્રસંગ ટુંકામાંજ હાલ લખ્યો છે. આ સ્થળમાં શંકા કરનાર બે તર્ક કરી શકે છે,—એક તો વાક્યજન્ય બોધજ્ઞાન અપરોક્ષ (હોય તો) તે વારે પરોક્ષજ્ઞાનનું શું

---

૧ 'અહંબ્રહ્મ' એ વાક્યાર્થનો બોધ જ્યાંસુધી દૃઢ થાય, ત્યાંસુધી, શમદમાદિ સાધનસહિત થઇ તે શ્રવણાદિ વારંવાર કરે. ૨ (વિચારજન્ય જે વિદ્યા છે તે પરોક્ષ અને અપરોક્ષ ભેદ કરી બે પ્રકારની છે) તેમાં અપરોક્ષ વિદ્યાની પ્રાપ્તિ થયે સતે આ (શ્રવણાદિરૂપ) વિચારની સમાપ્તિ થાય છે. ૩ વારંવાર શ્રવણાદિકના કર્ત્તવ્યનો અભાવ. ૪ વારંવાર શ્રવણ મનનાદિ.

લક્ષણ? તો તેનું ઉત્તર એ જે,—ગુરૂશાસ્ત્રપ્રમાણ ઉપર, વિચાર નિદિધ્યાસન (કર્યા) વિના (કેવળ) વિશ્વાસથી તે (પ્રમાણ) માનવું (એટલે) વાક્ય માત્ર જાણવું, તેનેજ અમે પરોક્ષ કહુંછું.

બીજો તર્ક એ જે,—અપરોક્ષજ્ઞાનનો અભ્યાસ ન ઘટે. અને માનિયે તો એકદેશી પરિસંખ્યાનરૂપ સિદ્ધાન્ત થાય.

તેનું ઉત્તર,—પરિસંખ્યાનવાદી પરોક્ષ નામ માત્રની આવૃત્તિથી અપરોક્ષ માનેછે. તેવું આ માનવું નથી.

આવૃત્તિ (કરવા)માં પંચદશીનાં વાક્ય યથાર્થ અનુભવથી પ્રત્યક્ષ થયેલ છે. પંચદશીના એકાદશમા પ્રકરણમાં લખ્યું છે કે:—

यद्यप्यसौ चिरंकालं । समाधि र्दुर्लभो नृणाम्[1] ॥
तथापि क्षणिको ब्रह्मानंदो निश्चाययत्यसौ ॥११९॥
श्रद्धालुर्व्यसनी योत्र । निश्चिनोत्येवसर्वथा ॥
निश्चिते तु सकृत्तस्मिन् । विश्वसेदन्यदाप्ययं ॥१२०॥

અપરોક્ષાનુભૂતિનું વાક્ય:—

ब्रह्मैवास्मीति सद्वृत्यानिरालंबतयास्थितिः[2] ॥
ध्यानशब्देन विख्याता परमानंददायिनी ॥१२२॥
निर्विकारतया वृत्त्या । ब्रह्माकारतया पुनः ॥
वृत्तिविस्मरणं सम्यक् । समाधि र्ज्ञानसंज्ञकः ॥१२३॥

---

૧ યદ્યપિ આ સમાધિ બહુકાળપર્યંત મનુષ્યોને દુર્લભ છે, તથાપિ આ (સમાધિ) ક્ષણિક થાય છે, (તોપણ) તેણેકરી બ્રહ્માનંદ નિશ્ચય કરાય છે.

શ્રદ્ધાલુ અને વ્યસની જે છે તે આ (ક્ષણિક સમાધિને) વિષે અવશ્ય (આનંદનો) નિશ્ચય કરેછેજ. અને તેનો એકવાર નિશ્ચય કર્યેસતે એ મનુષ્ય બીજા કાળમાં પણ (આનંદ છે એવો) વિશ્વાસ કરે છે.

૨ હું બ્રહ્મ છું એવી સદ્વૃત્તિવડે દેહાદિકના અનુસંધાનરહિત સ્થિતિ, તે ધ્યાન શબ્દેકરી પ્રસિદ્ધ છે અને પરમાનંદ આપનારી છે.

વિષયના અનુસંધાનથી રહિત જે અંતઃકરણની વૃત્તિ અને તે પછી ઉત્પન્ન થયેલી જે બ્રહ્માકાર વૃત્તિ તેણેકરી, ધ્યાતા અને ધ્યાનાકારે વૃત્તિના સંસ્કારથી રહિત જે દ્વૈતની અપ્રતીતિ, તેને જ્ઞાનસંજ્ઞક સમાધિ કેહે છે.

એ રીતે ક્ષણિકવૃત્તિ તો ધારિયે તે વારે થઈ શકે છે. એ વૃત્તિ ચિરકાલ હોવી જોઈયે, તે કર્તવ્ય જીવન્મુક્તિના સુખની સિદ્ધિ સારૂ છે.

येषां वृत्तिः समावृद्धा परिपक्काच सा पुनः[1]

तेत्रैसद्ब्रह्मतां प्राप्ता, नेतरे ब्रह्मवादिनः ॥१३३॥

ઈત્યાદિ ત્યાંહાંજ વાક્ય છે. તેજ ૬૮ અપરોક્ષ. તે સારૂ શાન્તિ નિવૃત્તિ લેવા વૃત્તિ આગ્રહ કરે છે.

દ્રવ્ય કમાણામાં તો વાંધો અમારા મનથી નથી. (હવે) તેને યથાર્થ ભોગવવાની આતુરતા રેહે છે.

---

૨. (तमारुं बीजुं प्रश्न). અપરોક્ષજ્ઞાનવાળાનાં લક્ષણ યથાસ્થિત આપણામાં ભાસે છે કે શી રીતે?

(उत्तर). તેનું અમને અનુભવમાં એમ છે કે:—

इच्छन्नप्यज्ञवन्नेच्छेत् किमिच्छन्निति हि श्रुतिः[2] ॥१९०॥

रागो लिंगमबोधस्य । सन्तु रागादयो बुधे ॥१९१॥

ઈતિ. પંચદશીના તૃપ્તિદીપગતવાક્ય તેવાંજ પ્રત્યક્ષ ભાસે છે. એટલે કામાદિ બલવાન્, અજ્ઞવત્ નથી. કંઈ સ્વાધીનવત્ છે. જેમ જેમ અભ્યાસની વૃદ્ધિ તેમ તેમ કામાદિની શિથિલતા થવાની છે. વિદ્યમાન છે તે ભર્જિત[3] બીજવત્ છે.

---

૧ જેમની વૃત્તિ સારી રીતે વૃદ્ધિ પામી છે, અને વળી તે પરિપક્વ થઇ છે, તેઓજ સદ્બ્રહ્મને પામેલા છે, બીજા જે કેવળ 'બ્રહ્મનું' કથન કરનારા છે તે સદ્બ્રહ્મને પામેલા નથી.

૨ જ્ઞાની ઇચ્છા કરતો સતો પણ અજ્ઞાનીની પેઠે ઇચ્છતો નથી. કારણ "કિમિચ્છન્" (કિયા વિષયને ઇચ્છતો છતો ઇચ્છે) એવી શ્રુતિ છે. (શાસ્ત્રમાં એક સ્થળે એમ કહ્યું છે કે) રાગ છે તે અજ્ઞાનનું ચિન્હ છે; (અને બીજે સ્થળે એમ છે કે) જ્ઞાનીને રાગાદિ ભલે હો. (તે ઉપર પ્રમાણે આભાસમાત્ર ઇચ્છા માનેથી એ બે શાસ્ત્રવાક્યોનો અવિરોધ થઈ જાય છે.)

૩ શેકેલા.

૩ (त्रिजा प्रश्ननुं उत्तर). વિદ્વાન્નાં લક્ષણ સર્વના જાણવામાં બરોબર આવતાં નથી; પણ વિદ્વાનો (હોય તે) તેનાં (વિદ્વાન્નાં) લક્ષણ સમાગમથી જાણી શકે:—અષ્ટાવક્રનું વાક્ય છે કે:—

भ्रान्तस्येवदशास्तास्ता स्ताद्दशाएवजानते.[1]

૪ (चोथा प्रश्ननु उत्तर). વિદ્વાન્નાં યથાસ્થિત લક્ષણ પોતામાં ન ભાસે ત્યાંસુધી, અપ્રતિબદ્ધ દૃઢ અપરોક્ષ જ્ઞાનવાન્ સાક્ષાત્કાર કહી શકાય નહિ, એમ શાસ્ત્રવાક્યથી જાણવામાં છે.

૫ (पांचमा प्रश्ननुं उत्तर). અમારી દૃષ્ટિમાં વિદ્વાન્‌ને યથાર્થ લક્ષણ સંપાદન થવાની પૂરી જરૂર છે. અને તે સત્કારપૂર્વક નિત્ય નૈરંતર્ય નિદિધ્યાસનાદિના અભ્યાસની વૃદ્ધિથી થાય છે. એ અભ્યાસસારૂ શાસ્ત્રોક્ત સન્યાસાદિ આવશ્યક છે. વિદ્વત્સન્યાસની પણ ઐતરેયોપનિષદ્ ભાષ્યાદિમાં યથાવિધિ આવશ્યકપણે ઉક્તિ છે. તેજ રીતે અમારા મનમાં નિશ્ચય છે.

૬ (छट्ठा प्रश्ननुं उत्तर). ભાષ્યાદિ એક વાર સર્વ મારા અવલોકનમાં આવેલ છે. મુખ્ય ગીતાભાષ્યમાંજ સર્વસ્વ છે, તેમાં કંઈ વાંધો લેવા જેવું નથી. બ્રહ્મચારીજી કેહે છે તેમજ છે. પણ કેટલેક પ્રસંગે મુમુક્ષુ, બોધેચ્છુ, બુભુત્સુને[2] સરળમાર્ગ કૃપાળુ ગુરૂએ બતાવવો જોઈયે, તોજ તેની વૃત્તિ પ્રચાર કરી શકે. જેવારે અસ્મદાદિને[3] રામમહારાજાદિનો બોધ કિન્ચિત્ પણ શ્રદ્ધોત્પાદક થયો તેવારે આ બ્રહ્મચારીજીની વ્યાખ્યા કિન્ચિત્ સમજવા મનને બને છે. નહિકર પ્રારંભજ આકરી રીતિથી થાય તો હું જાણું છું કે ભયાનક વાક્યોથી વૃત્તિ પાછી હટે. અપરોક્ષજ્ઞાન નેષ્ઠામાં અમે મનથી સંદેહ રાખતા નથી. અભ્યાસની ન્યૂનતાથી તે સંબંધી લાહો નથી. તથાપિ વ્યવહારાદિ અનેક પ્રસંગમા બોધજન્ય સહાયતા અવશ્ય મળ્યાં કરે છે. એ અનુભવ હું જાણું છું. અને આપને ઘણે પ્રસંગે મનના સમાધાનમાં આવતો હશેજ. એટલી વાત

---

૧ તેમની તે તે દશાઓ ગાંડાના જેવી છે. તેને તેના જેવાજ જાણે છે.
૨ જીવન્મુક્તિના ભોગને ઇચ્છનાર. ૩ અમો આદિને.

પણ રામાદિ ગુરૂપ્રતાપ માનવોજ જોઇયે. આ પ્રસંગ મારા બોલવાથી શાસ્ત્રીજીને ભારે પડેલ ખરો, પરંતુ જેવું મનમાં તેવું બોલાણું લખાણું છે એજ વિનતિ.

બ્રહ્મચારીજી[1] આગળ અમારૂ ઔધત્યભાવે બોલવું લખવું નથી. તેમ તે પોતાની સ્વાભાવિક કૃપાથી ભાષ્યાદિ—જેમાં પરિપૂર્ણ અપરોક્ષજ્ઞાનીનાં લક્ષણ છે—તે મને અવકાશે બતાવવા ધારણા કરે છે એવું આપનું લખવું વાંચી બહુ રીતે બ્રહ્મચારીજીનો ઉપકાર માનું છું—જે સ્વલ્પ સમાગમમાં પણ તેમની કરૂણા મારાઉપર મહાન્ છે. હુંથી કંઇ સેવા બની આવી નથી. પણ મહાત્માનો તો એજ સ્વાભાવિક ધર્મ છે, તે પ્રમાણે તેમની કલ્પનાનો ઇશ્વર અવશ્ય એ સમાગમ ફળ આપશેજ.

---

પત્ર બેના ઉત્તરમાં ઘણે દિવસે પણ સવિસ્તર આપનો કૃપાપત્ર પ્રશ્નસહિત આવ્યો તે વાંચી વધુ ખુશી થઇ છે. પ્રસંગે એવાં પ્રશ્નોત્તર ચલાવ્યાથી પણ હું લાભ માનું છું. યથામતિ ઉત્તર લખ્યો છે, તેઉપર વિચાર કરી લખવું રેહે તે લખાવશો એજ વિનતિ.

ઉભય સ્વામી તથા ઉભય વડીલ[2] તથા સજ્જન મંડળને યથાયોગ્ય કેહેશો. આપે યાત્રાર્થ ત્વરા દર્શાવી ખર્ચવિષે લખ્યું તે આપના પિંડથીજ અમને હિમ્મત પ્રથમથી વધેલ છે. મારો વિચાર લંબાણઉપર એવાજ કારણથી કે એ આરંભ થયા પછે પાછી જગત્‌ની કૂટ કરવીજ ન રેહે, એમ દેશકાળથી નિવૃત્ત થવું. તેમ કાશાદી પઠે યાત્રા કર્ત્તવ્ય નથી. તૃપ્તિપર્યંત દેશાટન સત્સમા-

---

૧ ગણેશશાસ્ત્રી નામે બ્રહ્મચારી ભાવનગરમાં રેહેતા હતા. તેમનું મત એમ હતું કે,—સન્યસ્ત કર્યાવિના બ્રહ્મજ્ઞાનનો બોધ થાયજ નહિ. તદનુસાર તેમનો ઉપદેશ હતો. પોતાના મતથી વિરૂદ્ધ મતવાળાને તેઓ નિન્દતા હતા. સુજ્ઞ ગોકુલજીને પ્રતિપક્ષમાં ગણતા. ઉપરના પ્રશ્નો તેમણેજ લખાવેલા હતા.

૨ રા. રા. ગૌરીશંકરજી તથા રા. રા. દેસાઇ સંતોષરામજી.

ગમ કર્ત્તવ્ય છે. હવે જે કામવ્યવસાય છે તે ટુંકો થાતાં પરસ્પરથી જે પેહેલો પરવારે તે બીજા પાસે આવી રેહેતાં તેને જલદી નિવૃત્ત કરે. એમજ મનમાં છે. કૃપા રાખી પત્રોત્તર લખશો. સં. ૧૯૨૨ ના પ્રથમ જ્યેષ્ઠ શુદિ ૧ ભોમ.—વિ. ગોકુલજી.

---

પત્રવ્યવહારસંબંધી સુજ્ઞ ગોકુલજીભાઈની સ્નેહપૂર્વક સૂચના આ લખનારે સ્વીકારી હતી. તે પ્રમાણે પ્રથમ જ્યેષ્ઠ માસમાં એક પત્ર લખ્યું જણાય છે. તેનું ઉત્તર સુજ્ઞ ગોકુલજીઆર્યે લખેલું તે નીચે પ્રમાણે છે.

"પરમસ્નેહી ભાઈશ્રી ૫

મનસુખરામ સૂર્યરામજી.     મુ. મુંબઈ.

શ્રીરાજકોટથી દર્શનાભિલાષી ઝાલા ગોકુલજી વિ. સંપત્તિરામના સા. નમસ્કાર વાંચવા. અત્ર કુશળ છે. આપનું કૃપાપત્ર ગયા જ્યેષ્ઠ વદિ ૩ નું લખેલ, અમો અહિંને મુકામ હતા તે વારે, પોહોતું હતું. મારૂં તુરતમાં જૂનેગઢ જવું થયું અને આપનું પત્ર અહિં દફ્તરે રહી જવાના કારણથી તેનો પ્રતિઉત્તર નહિ લખાયો તે ક્ષમા કરશો. આપ સાથે નિરન્તર પત્રવ્યવહાર રેહેવા રાખવા ખરી ઉલટથી મારૂં બોલવું હતું તે પ્રમાણે નહિ ચાલવાનો સબબ પણ કમમાહીતીને લીધે રહ્યો, તે આપનું પત્ર આવવાથી હવે વિસ્મરણ નહિ રાખી, પ્રતિમાસે પત્ર વિનતિ લખવા હવે પછે ધારૂં છઊં. અને આપ પણ અવકાશે કૃપા કરી લખતા રેહેશો. તેમજ આપની મૂળ રેહેણાકનું સ્થાન તથા મુંબઈનું સ્થાન વિસ્મરણ થયો છું એ પણ લખાવશો. આપ હાલમાં ધંધો રોજગાર શું ચલાવો છો તે પણ લખાવશો. આ રીતે લખી શ્રમ આપવાનું કારણ જે હમેશ આપને વાસ્તે સ્મરણ રેહે. આપનું પ્રથમથી બુદ્ધિવર્દ્ધકસભામાં પરોક્ષ મળવું થયું. બાદ પ્રત્યક્ષ મારે ઉતારે કૃપા કરી પધારેલા તે રોજ મેળાપ થયેલ છે. જેથી આપનું દર્શન વિસ્મરણ નથી, તથાપિ બાકી નથી જાણતો. તેથી આ શ્રમ આપી ઉત્તર માગું છું.

આ પ્રસંગે એક બીજી વાત પણ લખવાની જરૂર પડી, તે સહજવૃત્તિએ લખું છું. હાલ એક બે આપના જેવા વિદ્વાન્ પુરૂષોને અહિંના કામ પ્રસંગમાં રાખવા અમે ચાહું છઊં. તે કારણ પણ વિનતિ જે દેશીરાજ્યની સંપૂર્ણ વ્યવસ્થા સારી નહિ જેથી ત્યાં આપને વાસ્તે હાલ કઈ રીતનો નિર્વાહ છે તે જાણ્યાવિના આપને નિમંત્રણ કરી શકતો નથી. નહિ તો આપજેવાને તો હું નિરન્તર સહવાસમાંજ રાખવા ઈચ્છું. અને અંગરેજી જ્ઞાન છે તે વધુ ઉપયોગ અને મુખ્ય તો દૈશિક દુર્લભ * * *

* * દિવાની ફોજદારી કામની અજમાએશ પાકી જેને હોય, અને તેને હાથે કામ બનેલ હોય, અંગ્રેજી કેસ પસન પડતા લખી શકે અને એ કામમાં પક્કી સુરત પોહોંચતી હશે તેવા અસામીને રૂ ૨૦૦ થી ૨૫૦ ના પગારની જગ્યો છે તે આપને સહજ સૂચના છે. આપની નજરમાં કોઈ પ્રામાણિક હશે તો લખશો.

આ વાત તમારી નજરમાં રેહેવા લખી રાખી છે. હવે આપણે ધર્મસંબંધી ચર્ચા લખવાવિષે વિચાર કરવો તે અવસ આપની વૃત્તિનો નિશ્ચય જાણવા ઈચ્છું છું. એમ તો ધારેલું છે જે, સ્વરૂપ નિષ્ઠા છે, આપણાં શાસ્ત્રમાંથી તે બોધ થયેલ છે. તેથી આપણાં શાસ્ત્રની મહત્તા, અપૂર્વતા, શ્રદ્ધાપૂર્વક ભાસતીજ હશે. પણ વર્તમાનકાળમાં નાસ્તિકતા તથા આપણાં શાસ્ત્રધર્મઉપર અનાસ્થા આપણામાં ઘણી વૃદ્ધિંગત હુંને લાગે છે. તે સારૂ ચર્ચા છે. આપણા ધર્મસંબંધી સહુને ગોટોજ બોલવામાં આવે છે. પણ હું ધારૂં છું જે તમારા જેવા ઉભય વિદ્વાને આપણી આગળી ધર્મોત્કર્ષતાનું પ્રજાને ભાન તુરત થવા ઉપાય કરવા જોઇયે. જેથી પૂર્વવયમાંજ સ્વધર્માભિમાન તથા સર્વોત્કૃષ્ટતાનો તેને દૃઢનિશ્ચય થઈ વ્યવહારમાં તેનું ચિત્ત ડગે નહિ. એ ઉપાય જલદી નહિ થાય તો બાહુજ આપણા ધર્મજ્ઞાનનો લોપ વૃદ્ધિંગત રેહેશે. સર્વ વાતો દૈવ વશ છે પરંતુ મનમાં આવે છે તે ચર્ચવું જોઈયે.

આપણા શાસ્ત્રમાં સંપ્રદાયશુદ્ધિ મુખ્ય લખે છે. તેનું શી

રીતે આપ ધારો છો? હાલમાં એમજ ઘણો પુકાર છે જે વેદધર્મમાં વર્ણાશ્રમ નથી, પછેથી કલ્પેલા છે. પણ અમો તો વેદગત માનું છું.

સ્વકાલે સ્નાનસંધ્યાદિ યથાશક્તિ ષટ્કર્મ કર્ત્તવ્યનું અવશ્યક કે શી રીતે? જપાદિ, ધ્યાનાદિ, ઉક્તિ શાસ્ત્રની છે તે યોગ્ય ધારો છો; કે આધુનિક કેહે છે,—ઈશ્વરનો જપાદિ જરૂર નથી, નિર્મલાદિ વ્યવહાર છે તો બસ છે. (તે યોગ્ય ધારો છો)?

હાલ તો એટલુંજ લખી બંધ કરૂં છું. પણ આપનો નિશ્ચય લખશો તથા હવેથી અવકાશે પત્ર જારી રાખશો. અમે ચાર રોજ પછે જૂનેગઢ જઈશું. એજ વિનતિ. સં. ૧૯૨૩ ના ભાદ્રપદ વદિ ૮ શનિ.

---

ઉપરનું પત્ર બાહુશ્રુત, બુધ્ધિમાન્ અને વિવેકી રા. રા. મણિશંકર જટાશંકરના નીચેના પત્ર સાથે આ લખનાર ઉપર આવ્યું.

૮-૧૧-૬૭, ભૃગુ, રાજકોટ.

રાજમાન્ય રાજશ્રી ભાઈ મનસુખરામ સૂર્યરામ.

મુ. મુંબઈ.

રાજકોટથી વિ. મજમુદાર મણિશંકર જટાશંકરના સા. નમસ્કાર. આપની સાથે મારે કોઈ પ્રકારે આજસુધી વ્યવહાર ચાલ્યો નથી. તોપણ ભાઈશ્રી ગોકુલજીભાઈના મુખથી આપની લાયકી સાંભળી આનંદ થાયછે. ને તેનેજ લીધે આ પત્રથી આપને શ્રમિત કરવાની છૂટ લીધી છે.

ઝાલાજિયે આપઉપર લખી રાખેલ પત્ર તેઓ પાસે પડતર રહેલ, દરમિયાન તેઓને જ્વર પરાભવ પણ થયો હતો. હાલમાં તંદુરસ્તી થતી આવે છે. તેઓ કંઈ કામ તથા હવા બદલ પ્રસંગે હાલ જેતપુર ગયા છે. ત્યાં દફતર તપાસતાં એ કાગળ મળી આવ્યાથી આપને પુગાડવા મને મોકલ્યો છે; તે આ પત્રાન્તર છે. અને એટલાજ સારૂ રેજીસ્ટર કરાવ્યો છે.

ધર્મસંબંધી તમો ઉભય વચ્ચે જે લખાણ ચાલે તે જાણવાની મારી જિજ્ઞાસા છે. તેટલા માટે આપ મારી મારફત પત્ર મોકલશો તો હું ઝાલાજીને પોહોંચાડી આપીશ. સામાન્યરીતે ધર્મસંબંધી આ-પનું કેવું મત છે, તે જો પત્રદ્વારાએ હુંને જણાવશો તો હું આપનો ઉપકારી થઈશ.—સં. ૧૯૨૪ ના કાર્ત્તિક શુદિ ૧૧.

વિ. મણિશંકર જટાશંકર.

---

કર્નલ કીટિંજ સંવત્ ૧૯૨૩ ના વૈશાખ માસમાં રજા લઈ વિલાયત ગયા. તેમની જગોએ કર્નલ ઍન્ડરસન સન ૧૮૬૭ ના જુલાઈ માસમાં આક્ટિંગ પોલિટિકાલ એજન્ટ નિમાયા. પછી કર્નલ કીટિંજ રજપૂતસ્થાનમાં ગવર્નર જનરલના એજન્ટ નિમાયા તેથી સૌરાષ્ટ્રમાં પાછા ન આવતાં ત્યાં ગયા. અને કર્નલ ઍન્ડરસન સૌરાષ્ટ્રમાં સુસ્થ થયા.

કર્નલ કીટિંજની મમતા રા. રા. ગોકુલજીભાઈઉપર બહુજ હતી એ આપણે જાણ્યું છે. તેથી રા. રા. ગોકુલજીભાઈનું મન તેમને મળવા સારૂ આકર્ષાય એ સ્વાભાવિક છે.

સંવત્ ૧૯૨૪ ના કાર્ત્તિક માસમાં પોતાના સ્નેહિસંબંધી, સહ-કારી, અને સહાય રા. રા. નૃસિંહપ્રસાદને સાથે લઈ રા. રા. ગોકુ-લજીભાઈ ક. કીટિંજને મળવા રજપૂતસ્થાનમાં ગયા. દફ્તરદાર રા. રા. બાપુભાઈ દયાશંકર પણ તેમના સહચર થયા. એ ત્રણે ગૃહસ્થો પ્રવાસે નીકળ્યા. તેમાં રા. રા. ગોકુલજીભાઈને 'એક પંથ ત્રણ કાજ' હતાં. કર્નલ કીટિંજને મળવું, જગદંબા 'અંબામાતા'નાં દર્શન, અને નિજઅંબા સદાકુંવરનું માતૃગયા સિદ્ધપુરમાં શ્રાદ્ધ કરવું. એ ત્રણના સંઘે માર્ગમાં અનેક યાત્રાઓ કરી જણાયછે. કડી, પાટણ, સિદ્ધપુર, વડનગર, વિસલનગર, પાલનપુર, અંબામાતા, આબુ અને સિરોહી આદિસ્થળોએ ગયા હતા. સિરોહીમાં ક. કીટિંજ આદરસત્કારપૂર્વક મળ્યા. તેમને ખુ. નવાબસાહેબનું તા. ૯ મી નવેંબર સન ૧૮૬૭ નું પત્ર આપ્યું. ત્યાં થોડા દિવસ રહ્યા

અને તા. ૬ ઠ્ઠી ડિસેમ્બર સન ૧૮૬૬ ને દિને ક. કીટિંજે ખુ. નવાબસાહેબને ઉત્તર લખી આપતાં સર્વ સ્નેહસહિત વિદાય થયા.

બધા મળી તેમનો ૪૦ દિવસનો પ્રવાસ થયો. રા. રા. ગોકુલજીભાઈ કેહેતા કે 'એ પ્રવાસમાં અમે સર્વે રમતગમતમાં અને આનંદમાં રેહેતા. સિદ્ધપુરમાં માતૃશ્રાદ્ધ કરતાં માતૃષોડશીના શ્લોકો ભણવામાં આવે છે તે સાંભળતાં અશ્રુપાત થયો હતો'.

એ પ્રવાસમાંથી આવ્યા પછી તેમણે આ લખનારના ઉપર પત્રોત્તર લખેલું તે નીચે ઉતાર્યું છે.

એજ વર્ષમાં રાજકુમાર પાઠશાળાસંબંધી વિચાર કરવા રાજકોટમાં કારભારિયોની સભા ભરાઈ, ત્યાં રા. રા. ગૌરીશંકર, સામળદાસ આદિગૃહસ્થો આવતાં તેમની સાથે પણ સમાગમ રહ્યો હતો.

---

સકળગુણસંપન્ન રાજશ્રી ૫
મનસુખરામ સૂર્યરામ. મુંબઈ.

શ્રીજીર્ણદુર્ગથી લિ. ઝાલા ગોકુલજી વિ. સંપત્તિરામના નમસ્કાર વાંચવા. અત્ર કુશળ છે. આપની કુશળતાનો કૃપાપત્ર કાર્ત્તિક વદિ ૧૧ નો લખેલ માર્ગશીર્ષ વદિ ૩ ને દિને રા. મણિશંકર મારફત પોહોંચ્યો. સમાચાર જાણ્યા. હાલમાં અમારે મેહેરબાન કીટિંજ સાહેબની મુલાકાત તથા તે પ્રસંગે શ્રીઅંબાજીની યાત્રા વગેરે સારૂં જવું થયેલ. તે તરફથી આવતાં આપનું પત્ર મળ્યું છે. અને માગેલા સર્વ ઉત્તર સવિસ્તર વાંચી ખુશી થઈ છે. આપનો સ્વતંત્ર વ્યવહાર છે જેથી,-અનુકૂલતા ઈશ્વર એજ રીતે રાખો—એજ સંતોષ માન્યો છે, એ ઘટાર્થ છે. માત્ર સ્મરણમાં રેહેવા પ્રશ્ન કરેલું હતું.

* * * * *

જે મનુષ્ય અમારે રાખવાનું છે તે અંગ્રેજીમાં 'અપીલ' ઈત્યાદિ કામ સારી રીતે કરી શકે, ન્યાયખાતામાં 'કેસ' બનાવી શકે, તેવું અમારી પાસે અહિં રાખવાને જરૂર છે તે નજરમાં રાખશો.

આપનું પત્ર આવતાંજ મુંબઈમધ્યે ખાનગી આરતની તો કશી વાતે અમને હવે ન્યૂનતા રહી નથી. એ પ્રસંગે જણાશે.

હવે મૂલપ્રસંગ ધર્મચર્ચાસંબંધી છે તે પ્રસંગનું આપનું લખાણ મારા મતને સંપૂર્ણ મળતું છે. આપણા ધર્મની સર્વને આસ્થાવૃદ્ધિ થવામાં મુખ્ય આરંભ, સારમાન્ય વાક્યનો સંગ્રહ ભાષાન્તરસહિત નાના પુસ્તકો કરવાનો સંકલ્પ આપે લખ્યો છે તેજ આવશ્યક આરંભમાં છે. તેવિષે ચર્ચા રાજશ્રી મણિશંકર, રા. નૃસિંહપ્રસાદ તથા અમારા વચ્ચે થયાં કરેછે. તેમની પણ તેવીજ ઈચ્છા છે. તેનો આરંભ હજી થયો નથી. હવે આરંભ કરવો તથા તેને વાસ્તે નિયમ બાંધવા તે યુક્તિ આપ ધારીને લખજો. રા. મણિશંકરજિયે 'ધર્મમાળા' વગેરે ઘણું લખાણ પણ કરચું છે. અમે પણ તુરતમાં વિચારી એક ધારણા ધારી આપને સૂચવશું. મુખ્યકરી આપણા ધર્મની મહત્તા સર્વના યથાસ્થિત જાણવામાં આવવી જોઈયે. સર્વ કરતાં પણ તે આપણી પ્રજાને જરૂરનું છે. કારણ, ધર્મ તે શું, એ બાલ્યાવસ્થામાંથી જાણવા આપણામાં કંઈ સાધન નથી. અને ધર્મનાં મૂળતત્ત્વો જાણ્યાવિના બીજા પંથોની વર્ત્તણૂક ઉપરથી આપણા ધર્મઉપર નાસ્તિક ભાવ બંધાઈ, બીજાના ધર્મઉપર ઉપરલાં (બાળકો) આસ્થા કરેછે, એ માર્ગ, પ્રથમથી બંધ થવો જોઈયે.

સંપ્રદાયવિષે મારૂં લખવું એવું હતું, જે, આપણા શાસ્ત્રમાં વેદવાક્ય શૂદ્ર સાનિધ્ય ન ભણાય ઈત્યાદિ ઘણા સંકેત છે તે બાતે આપનું શું મત છે. એ જાણવા મારૂ પ્રશ્ન હતું. તે હવે પ્રસંગે લખશો. ને એજ સંપ્રદાયને અનુસાર ભાષાન્તર થવું જોઈયે. તેમજ વર્તમાનકાળને અનુસાર ગૃહસ્થ ભિક્ષુક એ બેને વાસ્તે પ્રથક્ નિયમ હોવો જોઈયે. તેમજ વ્યવહાર—મરણ પરણ સીકેના—નવેશીરથી યથાશાસ્ત્ર નિયમ કાલાનુસાર થવા જોઈયે.

આપણા શાસ્ત્રથી ગુરૂદ્વારા મારા મનમાં નિશ્ચય થયેલ છે તે સહજ સૂચનાર્થ લખું છું.

શાસ્ત્રમાં ઈશ્વરારાધનરૂપ અનેક પ્રકારનાં યજ્ઞ, દાન, અધ્યયન

ચિત્તશુદ્ધિસારૂ ઉપાય લખ્યા છે તે સપ્રમાણ છે. છાન્દોગ્યગત વાક્ય છે:—

ધર્મના ત્રણ સ્કંધ છે, યજ્ઞ, અધ્યયન અને દાન—

પ્રથમ એટલે ગૃહસ્થાશ્રમસારૂ. એ કર્માનુષ્ઠાનજન્ય ધર્મથી ચિત્તશુદ્ધિ થઈ ઈહજન્મ જન્માન્તરીયથી સ્વરૂપ વિચારની ઈચ્છા થાયછે.

પછી તુરતમાં યથાર્થ વિચારથી સચ્ચિત્‌લક્ષિત સ્વરૂપની ચિત્તમાં વ્યક્તિ થાય છે. પરંતુ અજ્ઞાનકૃત આવરણ સ્વરૂપાનંદ ગત છે. વિચારથી એકાગ્રચિત્ત નિદિધ્યાસનદ્વારા તે સ્વરૂપાનંદની વ્યક્તિ વૃત્યારૂઢ કરવી એજ મુમુક્ષુનો પરમ પુરુષાર્થ છે. ઉપરના વિચાર અનુસાર પ્રમાણવાક્ય જાણવામાં તે લખું છું:—પંચદશી ચિત્રદીપે:—

नीलपृष्ठत्रिकोणत्वं । यथा शुक्तौ तिरोहितं ॥
असंगानन्दताद्येवं । कूटस्थेपि तिरोहितं ॥२९[1]॥ चित्रदीपे.
सत्ववृत्तौ चित्सुखैक्यं । तद्वृत्तेर्निर्मलत्वतः ॥
रजोवृत्तेस्तु मालिन्यात् । सुखांशोऽत्रतिरस्कृतः ॥१८॥

१२. आत्मानंदे.

સામાન્ય[2] (૧), વિશેષ[3] (૨), કલ્પિતવિશેષ (૩), એ ત્રણ લક્ષણ ભ્રાન્તિગત છે. હવે શુક્તિગત[4] રજત ભ્રાન્તિસ્થળે[5]

---

૧ શીપવિષે તેનો કાળો પૂઠનો ભાગ અને ત્રિકોણઆકાર જેમ ઢંકાયા છે તેમ અસંગતા અને આનંદતા આદિ કૂટસ્થવિષે તિરોહિત (ઢંકાયલા) છે. (તે આનંદાદિ ક્યાં પ્રતીત થાય છે?) સત્વગુણની વૃત્તિમાં ચિત્ અને સુખની એકતા ભાસે છે, કારણ કે સત્વગુણની વૃત્તિમાં નિર્મળતા છે. રજોગુણની વૃત્તિમાં મલિનતા છે, તેથી સુખઅંશ ત્યાં ઢંકાઈ જાયછે.

૨ જે ભ્રાન્તિ સાથે પ્રતીત થાય છે અને જેની પ્રતીતિવિના ભ્રાન્તિ થાય નહિ એવું જે લક્ષણ અથવા અંશ તે. તેને આધાર પણ કેહે છે.

૩ જે ભ્રાન્તિકાળમાં પ્રતીત થાય નહિ, પણ જેની પ્રતીતિ થયે ભ્રાન્તિ દૂરજ થાય છે તે વિશેષ. તેને અધિષ્ઠાન પણ કેહે છે. શુક્તિના દૃષ્ટાન્તમાં નીલપૃષ્ઠતા, ત્રિકોણતા આદિ છે. સિદ્ધાન્તમાં-ચેતનતા આનંદતા આદિ છે.

૪ છીપમાં ભાસતું.　　૫ રૂપાની શંકા થાય છે ત્યાં.

શુક્તિ સામાન્યસ્વરૂપ (૧) ચાકચક્યભાવનું ભાન તે રજત ભ્રાન્તિ સાધક છે, બાધક નથી. તેજ રીતે સચ્ચિત્સ્વરૂપ સામાન્ય છે, તે અજ્ઞાનનું સાધક છે–બાધક નથી. હવે શુક્તિવિશેષરૂપ (૨) નીલપૃષ્ઠ[1] ત્રિકોણાકૃતિ છે, તેજ વિશેષ સ્વરૂપ. તેનું જ્ઞાન તે, કલ્પિતવિશેષસ્વરૂપ (૩) જે રજત, તેનું બાધક છે. તેજ રીતે વિશેષસ્વરૂપ–સ્વરૂપાનંદનો આવિર્ભાવ–તેજ કલ્પિતવિશેષરૂપ–અજ્ઞાનાદિ–તેનું બાધક છે. એ પૂર્વવાકયમાં આવરણસ્વરૂપ લખ્યું છે ત્યાં ઘણા શ્લોકોથી એ પ્રસંગ સ્ફુટ છે.

અને બીજુ વાક્ય–સત્વવૃત્તિમાંજ આનંદનો આવિર્ભાવ થાય છે. તે પ્રસંગના શ્લોક ત્યાં બીજા પણ છે. એ રીતે આનંદસ્વરૂપ વૃત્યારૂઢ[2] કર્ત્તવ્યજ પુરૂષાર્થ છે તેમાં પ્રમાણ. ભગવદ્વાક્યઃ—

"शनैः शनैरुपरमेद् । बुध्या धृतिगृहीतया[3] ॥"

"यत्रोपरमते चित्तं.[4]" "सुखमात्यंतिकं यत्तत्[5]."

"यल्लाभान्नापरो लाभो[6]" ઈત્યાદિ.

એ રીતની ચિત્તની એકાગ્રતા સિદ્ધિ સારૂ સાંખ્યરૂપ–વિચાર, –અથવા યોગરૂપ–ચિત્તધારણાદિ–ઉપાય છે. તે ઉપાયાનુસાર વ્યવહાર અવિરૂદ્ધ હોવો જોઈયે. નહિ તો સન્યાસાદિ આશ્રમ આવશ્યક છે.

આ પ્રસંગે એટલુંજ લખી હવે બંધ કરૂં છું. જેટલું મનમાં, તેટલું એક સમયે લખાઈ શકાતું નથી. પણ મારી એવી ઈચ્છા છે,

---

૧ કાલુપાસુ અને ત્રિકોણ આકાર. ૨ વૃત્તિમાં સ્થિત કરવું. ૩ ધૈર્યે કરીને યુક્ત એવી બુદ્ધિવડે ધીરે ધીરે ઉપરતિ કરવી અને પછી પરમાત્માથી અન્ય બીજુ કશું નથી એમ આત્મસંસ્થ મન કરીને બીજા કશાનું ચિન્તન ન કરવું. એ યોગનો પરમ અવધિ છે. (અ. ૬. શ્લો. ૨૫.) ૪ યોગાભ્યાસના બળથી એકાગ્ર થયેલા જે સમયે, ચિત્તસર્વ વિષયોથી ઉપરતિ પામે છે, તે સમયે પરમચૈતન્યને જોતોસતો પોતે આત્મામાંજ તુષ્ટિ ભોગવે છે. (અ. ૬. શ્લો. ૨૦). ૫ જેને બીજું પોહોચી શકે નહિ એવું તે અતિસુખ છે. ૬ જે લાભથી બીજો લાભ છેજ નહિં.

કે, ઉપર લખ્યું છે તે યથાર્થ રીતે વાંચી, તેથી થાય તે સંદેહ, અથવા પ્રશ્ન, અને ખામીનો સુધારો નિષ્પક્ષપાત તથા ન્હાનાઈ મ્હોટાઈના ડોલવિના પ્રત્યુત્તરમાં આપના તરફથી લખશો. તેઉપરથી વધારે સ્પષ્ટ લખાશે. અને એવેજ નિમિત્તે પ્રતિમાસે બનતા સુધી લખાણ ચાલે તો ઠીક. મારા અવકાશના અનિયમને લીધે નિશ્ચય વધુ લખતો નથી. આપ વ્યવહારથી સ્વતંત્ર છો, માટે આપ વધુ નિભાવશો. એજ વિ. સંવત્ ૧૯૨૪ પોષ શુદ ૧૦ રવિ.

વિ. ગોકુલજીના સાષ્ટાંગ નમસ્કાર.

---

ઉપરનું પત્ર રા. રા. મણિશંકર જટાશંકરના પત્રાન્તરે આવ્યું હતું. તે પત્રઃ—

પરમસ્નેહી ભાઈશ્રી ૫

મનસુખરામ સૂર્યરામ. નિ. મુંબઈ.

સેવામાં રાજકોટથી લિ. મણિશંકર જટાશંકરના આ. નમસ્કાર. વિનતિ પત્ર ૧ ચાલતા માસની શીરૂવાતમાં લખ્યું છે તે આપને પુગ્યું હશે અવકાશે પોહોંચ તથા સદ્બોધ શિક્ષા લખશો.

આપઉપરનું ઝાલાજીનું પત્ર આ સાથે છે તે પોહોંચશે........ વેદવાક્યનું શૂદ્રાદિને શ્રવણ નહિ કરાવવું એવું કેટલાકનું મત છે. પણ મારૂં મત એવું નથી...............પ્રત્યેક માણસને અર્થે વેદ છે એ કબુલ કરવું યુક્તિપુરઃસર છે, અને તેથી જીજ્ઞાસુને ન જણાવવા અથવા અજાણ્યાના કાનમાં વેદોચ્ચારનો ધ્વનિ પણ ન જવા દેવાનો દુરાગ્રહ કરવો હુંને કોઈપ્રકારે યોગ્ય લાગતું નથી. આવિષે આપનું મત યુક્તિપુરઃસર જાણવા ઉત્કંઠિત છું.

વેદાન્તવિષે આપને જે અનુભવ હોય તે ખરો તથાપિ હું તો અમારા દેશમાં અને આ જમાનામાં ઝાલાજિયે જે જ્ઞાન મેળવ્યું છે, તથા શાસ્ત્રની પંક્તિ બેસારવાની શૈલી તેઓ પાસે છે તેવી આપણી જ્ઞાતિમાં બીજા પાસે નથી, ને બીજી નાતમાં પણ વિરલાજ હશે એમ માનું છું.

ઝાલાજી વ્યવહાર વગેરેના નિયમોવિષે જે વ્યવસ્થા બાંધવા વિષે જણાવેછે તે ઉપયોગી છે. તોપણ એવો સર્વમાન્ય નિબંધ થવાનો આ દેશ કાળ હુંને જણાતો નથી. વળી આપનો અભિપ્રાય જણાવશો.

ધર્મસંબંધી જ્ઞાન આપણા લોકોમાં ફેલાવા તથા તેઉપર દૃઢ આસ્થા બંધાવા યોગ્ય પુસ્તકો પ્રકટ થાય તેમ કરવાની પ્રત્યેક ધર્મશીલની ફરજ છે.

આપની બનાવેલી વિપત્તિવિષે નિબંધની ચાર નકલ મોકલશો તો ઘણું સારૂ................

સં. ૧૯૨૪ ના મહા શુદિ ૬ ગુરૂ. તા. ૩૦-૧-૬૮.

---

સકલગુણનિધાન પરમસ્નેહી રાજશ્રી ૫

મનસુખરામ સૂર્યરામ. સ્વસ્થાન, મુંબઈ બંદર.

શ્રીજીર્ણદુર્ગથી લિ. ઝાલા ગોકુલજી વિ. સંપત્તિરામના નમસ્કાર. અત્ર કુશળ છે. તમારી કુશળતા નિરંતર લખવી. અપરં તમારા પત્ર ૨ તથા **ब्रह्मसूत्र** પુસ્તકના ગુટકા ૨ બક્ષીજી મથુરાદાસ સાથે પોહોંતા. વાંચી સમાચાર જાણ્યા. બક્ષીજીને તમે કેટલીક વાતો, નેકસલાહથી રસ્તા બતાવ્યા, તેવિષે તેમણે ખુલાસેથી અમારી પાસે વાતો કીધી, તેથી અમને બહુજ સંતોષ થયો છે. સંતોષવિત્ થાવાનાં મુખ્ય બે કારણ છે. એક તમે સદ્વિદ્યા વિચારમાં અમારા દેશ સાથે મળતા, બીજું રાજકીય પ્રસંગમાં તમારી નજરપોહોંચ ઘણીજ ઉપયોગી જાણવામાં આવી. વખતે તમારા તરફ અમારે કોય કાર્ય વ્યવહાર ચાલશે તો તેની સાધના તમારાથી મનેપ્સિત બનશે એમ અમને ખાતરી થઈ છે. હવે જે વિચાર કરવા તે સમયાનુસાર થયા કરશે. અને યોગ્ય પ્રસંગે તમને સૂચના આપતા રેહેશું. તમે પણ અમને જે વખત જેવી ઘટિત સલાહ જાણો તે લખી જણાવવામાં કાંઈ સંકોચ નહિ રાખો. પુસ્તકની કિંમત લખતા નથી તે લખવી જોઈયે.

પરસ્પર જે જનસ મંગાવવી મોકલવી તેની કિંમત લેવી દેવી એજ વ્યવહાર ચોખો કેહેવાય. માટે તે પ્રમાણે કરવું ઘટે.

ત્યાં મુનિસ્વામી જે કાંદાવાડીમાં નિવાસ રાખેછે તેની પ્રશંસા બક્ષીજિયે બહુ કીધી. અમને સ્વામીનાં દર્શનની અભિલાષા રેહેછે તે અન્નોદકની જોગવાઈયે બનશે. તમે શ્રવણસભામાં જાઓ તો અમારા જયસચ્ચિદાનન્દ કેહેજો. આ તરફનું કામકાજ નિરન્તર લખતા રેહેજો. સં. ૧૯૨૪ ના જ્યેષ્ઠ શુદિ ૧૦ રવિવાર.

વિ. ગોકુલજીના નમસ્કાર.

આપનો પત્ર રાજશ્રી મણિભાઇ હથ્થુ પોહોંતો છે. તેમાં આપનું પ્રશ્ન એક અમારે ઉત્તર લખવા જેવું છે તે અવકાશે લખીશ. શ્રીઈચ્છા ખેત્રણ રોજમાં રાજકોટ જવું છે. ત્યાં ફુરસદ છે. આપ પણ અવકાશે લખ્યાં કરજો. તા. સદર. એજ વિનતિ.

---

રાજકોટ, જ્યેષ્ઠ શુદિ ૧૪ ગુરૂ.

પરમસ્નેહી રાજમાન્ય રાજશ્રી મનસુખરામ સૂર્યરામજી.

આપને પત્ર ૧ ................સાથે લખ્યો છે તે પોહોંચ્યેથી પોહોચ લખશો. આપના પ્રશ્નનો ઉત્તર નથી લખી શક્યો તે ક્ષમા કરશો. આપની શુભ સૂચના જે તે............જાણી છે. તેથી અતિ સંતોષ થયો છે. વ્યાવહારિકમાં સહાય સત્પુરૂષ મળે એ પણ નસીબદારી પૂરી સમજાય છે. અમારા સંસ્થાનની વ્યવસ્થા કોઈ પ્રસંગે મુલાકાત લેવાશે ત્યારે વાસ્તવિક કેહેવાશે. અમારો એ કામમાં પ્રવેશ સ્થિતિપૂર્વક ક. કીટિંજ જેવા સત્યવાદી નિષ્પક્ષપાતીના કારણથી વધુ થયો. આ વખત તો આ પ્રાન્તમાં હંસને સ્થાને કાકવત્ વર્ત્તે છે. ત્યા શું અનર્થ ન હોય. * * * * *

કોઈ સત્યતાથી તપાસે તો યથાર્થ ભાસવામાં આવે. પણ તે આશા થોડી છે. * * * હું પણ દીવાલી બાદ ત્યાં આવવા ધારૂં છું. એટલે સમાગમ પૂરો લેવાશે.

આપે પારમાર્થિક પ્રશ્ન એ રીતે કરેલું કેઃ—સાધનસંપન્ન અધિકારિયે આરંભમાં શું કરવું? તેનું (ઉત્તર) એમ લાગે છે જેઃ—તેણે ત્વંપદ[1] વિવેક વિચાર સ્ફુટ કરવો. પછે તત્પદ[2] લક્ષ્ય વિચારવું. એસારૂ શ્રવણાદિ પ્રવૃત્તિ શાસ્ત્રોક્ત રીત્યા રાખવી આવશ્યક લાગેછે.

આપને ભાસવામાં આવે તે લખશો. અહિં રાજકોટથી બેચાર રોજ પછી મારે જવું છે. કૃપા કરી પત્રોત્તર તથા કામકાજ અવશ્ય લખતા રેહેશો. આપની સુજ્ઞતાથી, સમાગમ લેવા, અતિ આતુરતા છે. તે દેવ તુરત સફળ કરશે. એજ

વિ. ગોકુળજી વિ. સંપત્તિરામના ન.

---

પરમ કૃપાળુ સ્નેહીવર્ય વ્યાસમૂર્ત્તિ,

વ્યાસજી શ્રી ૫ જયકૃષ્ણ જીવનરામજી.[3] સેવામાં

શ્રીજૂનાગઢથી દર્શનાભિલાષી ઝાલા ગોકુળજીકૃત દંડવત્ પ્રણામ અંગીકાર કરવા. અત્ર કુશળ છું. આપના કુશલાનન્દ વર્ત્તમાનપત્ર હમણાં નથી તે કૃપા કરી લખવા. આપની તીર્થયાત્રાનાં વૃત્તાંત, હરિદ્વાર તથા શ્રીકાશીપુરીનાં પત્રદ્વારા જાણવામાં છે, વિશેષ નથી, તે જાણવા મન આતુર બહુ છે. આપ નવા ગ્રંથ કયા લાવ્યા છો; **રામ** સમાન કોઈ વિશેષ વિદ્વાન્નાં દર્શન થયાં કે નહિ; એ સર્વ હવે પછી કૃપા કરી લખશો.

આપને વિવાહ સમારંભ હતો તે સમાપ્ત થયો. અમારે રાજકોટ જવું થયેલ. હાલમાં શરીરે જરા કસર છે, જેથી વ્યાવહારિક રીતે પત્ર કે હાથધરણું મોકલાણું નહિ. તે હવે કોરી ૧૦૦ રાણાશાઈની ચીઠી આ પત્રમાં બીડી છે તે પુત્રીના હાથધરણામાં વ્યાવહારિકરીતે અંગીકાર કરશો. ચીઠી ત્રીકમદાસ મથુરાદાસઉપર છે.

---

૧ આત્મા (પોતાના) વિષે. ૨ ઈશ્વરવિષે. ૩ આ વ્યાસજી હાલ મુંબઈમાં વિરાજે છે. પોતાના સુંદર વક્તૃત્વથી, અને બોધશક્તિથી, બહુ ગૃહસ્થોને સન્માર્ગે તેઓએ પ્રેર્યા છે. અને નિરંતર સત્શાસ્ત્રનું શ્રવણ લોકોને તેઓ કરાવેછે.

હવે આપનો શો વિચાર છે. ત્યાં કથાસમાગમ ચાલશે કે નહિ. અમારો વિચાર તો અહિં પધારો અને ષણ્માસ દર્શનની યાત્રા કરાવો તો તે વિનતિ આ પત્રથી છે. અમારે નિયમસર અહિં રેહેવાનું નથી, તોપણ અમારી ઇચ્છા સહસમાગમ પ્રવાસમાં રાખવા છે. આપને તેમ અનુકૂળ નપડે તો અહિંજ વિરાજમાન રેહેવું. પણ ત્યાં રાજ્યપ્રતિબંધ છે, અને અમારે સમાગમ લીધે ઘણો કાળ થયો છે, જેથી કૃપા કરી પધારશો. પત્રનો ઉત્તર લખેથી ગાડી મોકલશું.

હાલ **બ્રહ્મસૂત્ર**નો વિચારલેશ મારે તથા કરૂણાશંકરશાસ્ત્રીને ચાલે છે. એજ વિનતિ. પત્રોત્તર કૃપા કરી અવશ્ય લખશો. સં. ૧૯૨૪ જ્યેષ્ઠ વદિ ૧૪ ભૃગુવાર.

---

એ સંવત્ ૧૯૨૪ ના વર્ષમાં વાઘેરોને આશ્રય આપ્યાનો અપરાધ ઘણા લોકનાઉપર મૂકવામાં આવ્યો હતો. તેમાં ખરા અપરાધિયો હાથ ન આવ્યા ત્યારે નિરપરાધિયોને પણ શિક્ષા કરી ઉપરિયો આગળ જશ ખાટવા કેટલાક અંગ્રેજી અધિકારિયો લોભાતુર થયા હતા; અને કેટલાક નીચ દેશિયો તેમનાં સાધન થઈ પડ્યા હતા. તે સમયે એક વાઘેરલોકનો તો ત્રાસ મટ્યો નહતો, અને તેટલામાં તેમનાથી રક્ષણ કરનાર સરકાર તેનાજ કેટલાક અધિકારિયો ભક્ષણ કરવા તત્પર ન થયા હોય એમ થઈ સર્વ સ્થળે ત્રાસ વર્ત્તાઈ રહ્યો હતો. અને લોકો ત્રાહિ ત્રાહિ કરી પોકારતા હતા. તે વેળા ગોંડળસંસ્થાનના ઉપકારભારી રા. રા. મંગળજી ગૌરિશંકર બુચ હતા. તે ખરા રાજભક્ત અને ઉપયોગી ગૃહસ્થ છે. રાજ્ય સામે કેટલીક વાતોમાં તેમને સાક્ષી પૂરવાનું સૂચવવામાં આવ્યું. તેમણે તે વાત અંગીકાર ન કરી ત્યારે તેમનેજ અપરાધી ઠરાવી તેમનુંજ બળીદાન કરવા કેટલાક નીચ અને જાલમ લોકોએ સંકલ્પ કર્યો. અંગ્રેજ સરકાર જેવી બળવતી સરકારે જે ધાર્યું તે સિદ્ધ થવામાં આડે કોણ આવી શકે! જો કે અંગ્રેજ રાજ્યના મુખ્ય

અધિકારિયો ન્યાયનેજ શ્રેષ્ઠ ગણેછે, અને સો અપરાધી છૂટી જાય તો ભલે પણ એક નિરપરાધીને અન્યાયથી શિક્ષા ન કરવી, એવો તેમનો ઉત્તમ વિચાર છે, તોપણ નીચા અધિકારિયો એ ઉત્તમ વિચાર સમજતા પણ નથી તો તેપ્રમાણે વર્ત્તે તો કયાંથીજ. તેવા નીચા અધિકારિયો અંગ્રેજી જેવા નીતિમાન અને ન્યાયી રાજ્યને કોઈ વેળા ઝાંખ આણે છે.

રા. રા. મંગળજીઉપર વાઘેરોને આશ્રય આપ્યાનું કામ ચાલ્યું. તેમાં સરકારી મોટા મોટા અધિકારિયોજ તેનાઉપર અપરાધ મૂકી તેના સામા થયા. પકડાયલા વાઘેર કેદિયોમાંથી કેટલાકને માફી બક્ષીને તેમને સાક્ષી કરચા. અંગ્રેજ સરકારના અધિકારિયો પ્રતિપક્ષી ત્યાં, કોની તાકાત્ હોય કે સામો આવી શકે. પોલિટિકાલ એજંટ કર્નલ એન્ડરસનના પ્રમુખપણા નીચે 'સેશન' ભરી. તેમાં મુખ્ય સંસ્થાનોના કારભારિયોને આસ્સેસર (સભ્ય) ઠરાવ્યા. તેમાં રા. રા. ગોકુલજીભાઈ, ભગવાનજી, સવાઈલાલ અને કબાગાંધી એ ચાર આવ્યા. કામ ચાલ્યું. તે દેશમાં, પંચવાકય એક શબ્દે એમ નીસરતાં કે,—મંગળજી નિરપરાધી છે, પણ સરકારની દૃષ્ટિ કઠિણ છે તેથી તે અપરાધી ઠરી શિક્ષા પામશે. કામ ચાલી રહ્હેથી પ્રમુખસાહેબનું મત એમ થયું કે, મંગળજી અપરાધી છે અને શિક્ષાપાત્ર છે. સભ્યોમાં મુખ્ય ગોકુલજીભાઈ હતા. તેમનું મત પ્રમુખથી વિરૂદ્ધ થયું. તેમણે ઉપરી સરકારના ન્યાયઉપર વિશ્વાસ રાખી નિર્ભયતાથી અને સ્વતંત્ર રીતે મત આપ્યું કે, મંગળજી નિરપરાધી છે. આ કામ લોકમાંએ સાહસનું ગણાતું અને ગોકુલજીભાઈયે પણ જાણ્યું હતું, કે, એમ પ્રમુખથી પ્રતિકૂલ મત આપવું એ હાનિકારક સાહસ છે, પણ તેમનો સત્યતાઉપર ભાવ અને વિશ્વાસ કંઈક અલૌકિકજ હતો. સત્યસારૂ હાનિ થાય તે સેહેવી એમ તેમનો નિશ્ચય હતો. પ્રમુખસાહેબ બહુ કુપિત થયા. કબાગાંધી પણ ધૈર્ય રાખી ગોકુલજીભાઈના મતને અનુસરચા. સંકલ્પ વિકલ્પ કરચાપછી બાકીના બે સભ્યોને પણ પોતાના સંગીસાથે

રેહેવું લાભકારી જણાયું. એટલે ચારે સભ્યોએ મંગળજીને નિરપરાધી ગણ્યા. પ્રમુખસાહેબ પોતે ઉપરી સરકારને અસર થાય એ રીતે લખવા સમર્થ હતા, તે પ્રમાણે તેમણે પોતાનો અભિપ્રાય લખ્યો. સભ્યો અંગ્રેજી રીતના લખાણથી કેવળ અજાણ્યા હતા. તેમણે તો માત્ર સત્યઉપરજ વિશ્વાસ રાખી ટુંકુ અને સરળ લખી આપ્યું. એ કામનાં સર્વે લેખપત્રકો મુંબઈ સરકારમાં ગયાં, ત્યાંના ન્યાયી અધિકારીનું રા. રા. ગોકુલજીભાઈઆદિ સભ્યના જેવુંજ મત થયું અને તા. ૨૦ મી જુલાઈ સન ૧૮૬૮ ને દિને રા. રા. મંગળજીને નિરપરાધી ગણી છોડી મૂકવાનું નિર્ણયપત્ર મોકલ્યું. એરીતે સત્યનો જય થયો. તેની સાથે રા. રા. ગોકુલજીભાઈની સ્વતંત્રતા અને સત્યતાની અને રા. રા. મંગળજીની રાજભક્તિની પ્રશંસા આખા પ્રાન્તમાં ચાલી રહી. પરંતુ સામાપક્ષવાળાના મનમાં એ વાતનું શૂળ રહ્યું તે પ્રસંગોપાત્ત રોષદ્વારાએ ખુંચતું દેખાતું.

સં. ૧૯૨૫ માર્ગશીર્ષ તા. ૨૩ મી ડિસેમ્બર સન ૧૮૬૮ ને દિને ગુજરાતમાં પ્રથમ પ્રદર્શન ભરૂચમાં ખુલ્યું. તે સમયે સુજ્ઞ ગોકુલજીભાઈનું પુનર્દર્શન આ લખનારને થયું. ત્યાં ગવર્નરસાહેબ અને દેશી રાજાઓ તથા પ્રજાનો સારો મેળો થયો હતો. જૂનાગઢના યુવરાજ મે. બહાદુરખાનજીની સાથે રા. રા. ગોકુલજીભાઈ એ પ્રદર્શનમાં સરકારના આમંત્રણથી આવ્યા હતા. જ. સાલેભાઈ તથા રા. રા. નૃસિંહપ્રસાદજી પણ સાથે હતા. એ સર્વ મંડળસાથે આ લખનારને ભરૂચમાં મળવું થયું. પ્રદર્શનની સમાપ્તિ થયે રા. રા. નૃસિંહપ્રસાદ આદિ સર્વ મે. બહાદુરખાનજી સાથે જૂનેગઢ ગયા. પોતાના ગુરૂ સચ્ચિદાનન્દ પરમહંસ નાદોદમાં વિરાજતા તેમનાં દર્શન લેવા સુજ્ઞ ગોકુલજીભાઈ, બક્ષીજી મથુરાદાસસહિત, પાછળ રહ્યા. આ લખનારને પોતાની સાથે નાદોદ જવા આમંત્રણ કર્યું. સત્સમાગમનો સ્વાદ ચાખેલો અને લાભ જાણેલો, એટલે સકળપ્રદ સત્સંગ કરવામાં અભિરૂચિ સ્વાભાવિકજ હોય. પરંતુ તે કાળે રાવસાહેબ મહીપતિરામ વિલાયત જઈ આવ્યા હતા, તે સંબં-

ધમાં નાગરજ્ઞાતિમાં ક્લેશ પેઠો હતો. ગુર્જરાત અને સૌરાષ્ટ્રના નાગરોના ભોજનાદિ વ્યવહારમાં પ્રતિબંધ થયો હતો. તેથી મનને સંકોચ થવાનું કારણ હતું. તોપણ સુજ્ઞ ગોકુલજીભાઈનો સાત્વિક આગ્રહ જોઈ સત્સમાગમનો લાભ લેવા નિશ્ચય કરચો.

પ્રથમ શુક્લતીર્થ ગયા. ત્યાં નર્મદાજીમાં સ્નાનવિધિ કરી પછી ત્યાં જે અગ્નિહોત્ર હતાં ત્યાં દર્શન કરવા ગયા. સુજ્ઞ ગોકુલજીભાઈની અગ્નિહોત્રઉપર પણ શ્રદ્ધા પૂર્ણ હતી. ત્યાંથી પછી નાદોદભણી ચાલ્યા. એ પ્રવાસ બહુજ આનંદદાયક થઈ પડચો. એક શીગ્રામમાં સુજ્ઞ ગોકુલજીભાઈ, બક્ષીજી અને આ લખનાર બેસતા. માર્ગમાં અનેક પ્રસંગોઉપર ચર્ચા ચાલતી.

સુજ્ઞ ગોકુલજીભાઈને પંચદશી પાઠે હતી. બ્રાહ્મમુહૂર્તમાં તેઓ પ્રાતઃસ્નાન કરતા. પછી સંધ્યાવંદનાદિ કરી શ્રીયન્ત્રનું પૂજન કરતા. તદ્નન્તર બ્રહ્મયજ્ઞ કરતા. અને પછી અમે સર્વ માર્ગે પડતા. ત્યાં ગાડીમાં મુખસ્થ પંચદશીનું શ્રવણ પૂર્ણ પ્રેમભાવથી કૃપા કરી અમને કરાવતા. તેમાં કોઈ પ્રસંગે તેમની વૃત્તિ નિર્વિકાર અને બ્રહ્માકાર થઈ જતી, એ તેમની પ્રસન્ન મુખમુદ્રાઉપરથી પ્રત્યક્ષ દેખાતું. નાદોદમાં પરમહંસબાવાનાં દર્શન લીધાં. તેઓવિષે જેવી પ્રશંસા સાંભળી હતી તેવુંજ તેમનું મન વિરક્ત હતું. પરંતુ નાદોદના રાજાની તથા તેમના વિશ્વાસુ સંબંધી બાપુસાહેબની આસ્થા તેમનાઉપર બહુ હતી તેથી બાહ્યોપાધિ તેમના આસપાસ જોવામાં આવ્યો. પરમહંસબાવાએ પોતાના અતિપ્રિય શિષ્ય ગોકુલજીની પ્રેમપૂર્વક આગતાસ્વાગતા કરી અને કરાવી. ગોરખ મછેન્દ્રની પેઠે સુજ્ઞ ગોકુલજીભાઈયે પ્રસંગોપાત્ત પરમહંસબાવાને વિનયપૂર્વક સૂચવ્યું કે,—મહારાજ! આપે બાહ્યોપાધિ સ્વીકારી એ આશ્ચર્યકારક છે. તેના ઉત્તરમાં પરમહંસબાવાએ કહ્યું કે:—
'गोकुल! तेरी दृष्टिमें क्या विकार हो गया! बाह्योपाधि वा अन्तरुपाधि किसकुं है? आत्माकुं उपाधिका गंध बी किसप्रकारसें होवे. आत्मा सदा सच्चिदानंदस्वरूप है सो है, इसकु उपाधि क्या कर

**शकेगा. ऐसी अद्दढवृत्ति नहि रखना.**' એ આદિ કહ્યું. પરમહંસબાવાપાસે એક પોપટ હતો. તે એમ બોલતો કેઃ—'**ब्रह्मविद् ब्रह्मैवभवति.**"

સુજ્ઞ ગોકુલજીભાઈ પરમહંસબાવાની આજ્ઞા લઈ પાછા વળ્યા. નાદોદના રાજા ગંભીરસિંહજી પ્રગણામાં હતા; તેમને પ્રથમથી પરમહંસબાવાએ સૂચના કરી હતી. તેઓ માર્ગે એક ગામ આવતું હતું ત્યાં મળ્યા. તેમણે સુજ્ઞ ગોકુલજીભાઈનો બહુ સત્કાર કરયો અને માનવસ્ત્ર આપ્યાં. તેમાંથી માત્ર એક સ્મરણાર્થે તેમણે રાખ્યું. કેટલાક પ્રસંગઉપર વાતો કરી તે વેળા, તે રાજાની રીતિ ભાતિ અને કુશળતા પ્રમાણમાં પ્રસન્ન થવા જેવી લાગી હતી.

માર્ગમાં પ્રસંગોપાત્ત સુજ્ઞ ગોકુલજીભાઈયે રા.રા. સામળદાસજીનાં ગુણબુદ્ધિની બહુ પ્રશંસા કરી અને તેમની સાથે પોતાનાં સ્નેહમમતા બહુ છે એ દર્શાવ્યું. પ્રસંગ આવેથી તેમને અવશ્ય મળવા ભલામણ કરી અને તેમ થયે સંતોષ થશે એમ ભવિષ્ય ભાખ્યું. પોતાનાથી રા. રા. સામળદાસ સંસ્કૃતભાષામાં અધિક પ્રવીણ છે, અને વ્યવહારમાં બહુ કુશળ છે એ વાત પણ કહેલી. પાછા વળતાં માર્ગમાં એક સ્થળેથી પનાઈમાં બેશી નર્મદાજીદ્વારાએ ભરૂચ આવ્યા. ત્યાંથી આ લખનાર મુંબઈ આવ્યો. તેઓ કર્નલ અૅન્ડરસન સાથે ભાવનગર અને રાજકોટ થઈ જૂનેગઢ પધાર્યા.

રા. રા. સામળદાસ મહાયાત્રા કરવા કાશીઆદિ સ્થળે ગયા હતા ત્યાંથી તેવામાં મુંબઈ પાછા આવ્યા. રા. રા. ગોકુલજીભાઈયે કરેલ પ્રશંસાથી તથા તેમની સૂચનાથી તેમને મળવા હું આતુર હતો. તેથી સુજ્ઞ ગોકુલજીભાઈનું પરિચાયકપત્ર મંગાવી રીતિપ્રમાણે પ્રવેશ કરી સંબદ્ધ થવાનો વિવેક આતુરતામાં વિસારી મૂક્યો. રામલાલની વાડીમાં રા. રા. સામળદાસ ઉતરયા હતા. ત્યાં આ લખનાર એમનોએમ મળવા ગયો. તેઓ મળ્યા. પણ આ લખનારવિષે તેઓ કંઈ જાણતા ન હતા, તેથી તેમનામાં જે સ્વાભાવિક વિવેકની રીતિ છે તેપ્રમાણે બાહ્યોપચારથી મળ્યા. પરંતુ આશાનુરૂપ

અન્તર્ભાવ આ લખનારે ન દીઠે. એટલે ઉપરઉપરની જરા વાત કરી આજ્ઞા લીધી.

---

રાજશ્રી પરમસ્નેહી

મનસુખરામ સૂર્યરામ. સ્વસ્થાન મુંબઈ.

શ્રીભરૂચથી દર્શનાભિલાષી ઝાલા ગોકુલજીના સા. ન. અત્રે કુશળ છું. આપને કૃપાસ્નેહ ક્ષણ એક વિસ્મરણ થતો નથી, આપની સંભાવના અમારાથી બની નથી, તે ખાતે મનમાં રહ્યું છે. પણ આ વેળા શ્રમ લઈ ભેળા પધારી ઘણી રીતે અમારા મનને સંતોષજનકપણું આપના તરફથી થયું છે તે પત્રે લખી શકતો નથી.

આ જગત્‌માં સ્વાર્થિક વ્યવહાર મિલાપ એ તો છેજ. પરંતુ પારમાર્થિક સ્નેહ સમાગમ દુર્લભ છે. તે અમે તો ક્વચિત્ જોઊંછું. મુંબઈમાં આપ એકનેજ મળ્યો ને જે ખુશી તેવી દુર્લભ પુરૂષોથી કવચિત્ પ્રાપ્ત થાયછે.

આપને અમારા તરફથી વ્યવસાય ચીંધેલો છે તે યથાવકાશ યથારૂચિ કરશો. તે ખાતે વધું ફીકર રાખશો નહિ, અને મારા સરખું કામ તથા પત્ર માસપક્ષે પણ લખશો. તેમાં સત્સમાગમ સંબંધી શંકા સમાધાન ચર્ચા વાંચવા હું વધું આશા રાખીશ. પાંચ વર્ષસુધી હજી અમે ગજે તોક સ્વીકારી છે. તો આપની તો કાચી ઉમ્મર છે તો વ્યવહાર વારતો નથી. જે વખ્તે ખરી ફુરસદ મળે તે વારે આ વિચાર સરકારી રાખી લખશો. એજ વિનતિ.

અમારા સ્કુલમાસ્તર કલ્યાણરાયજીને આ પત્ર આપ્યું છે. તે અમારા ખાનગી કામ સારૂ કંઈ મદદ માગે તો બની શકે તે દેશો. અમે કાલ ભાવનગર જઈશું, આગબોટ તયાર છે. એજ વિનતિ.

સં. ૧૯૨૫ પોષ વદિ ૧૦ શુક્ર. વિ. ગોકુલજી.

તાજે કલમ—રૂ ૩૦૮૬-૨-૦ અંકે ત્રણ હજાર છાશી બે આનાની હુંડી કટકા ૩ આ પત્રાન્તર બીડ્યા છે તે પેટે હુમપાનાં શીકારનું બંડલ ૧ તોળા ૧૬૦-૬૨ નું આવે છે તે ખરીદ કરી

મોકલજો. માસ્તર મોસુફ મારફત મોકલજો; અને વધારાના રૂપૈયાની હુંડી અમને પાછી બીડી દેજો. એજ વિનતિ. તા. સદર.

———— દ. ગોકુલજી.

તા. ૨૦, જાન્યુઆરી (સન ૧૮૬૯) શુ. ૭ બુધ, માઘ.

પરમસ્નેહી રાજશ્રી

મનસુખરામ સૂર્યરામ. મુ. મુંબઈ.

રાજકોટથી દર્શનાભિલાષી ઝાલા ગોકુલજીના ન. અમે અહિં તા. ૧૫ મી જાન્યુઆરિયે દાખલ થયા છઉં. અહિં ઘોડાની શરત ચાલે છે તે થઈ રહ્યાબાદ અમે પંદરરોજની અંદર જૂનાગઢ જવા ધાર્યું છે.

* * * * * * *

આપનો પત્ર આજરોજ રા. મણિભાઈ પાસેથી શુદિ ૩ ભૃગુનો લખેલ આવ્યો. વાંચી બહુ ખુશી થઈ. અમે એક ખાનગી મતલબસર પત્ર ૧ માસ્તર કલ્યાણરાય ભરૂચવાળા સાથે લખ્યો છે. તે આજકાલ ત્યાં આવતાં મળ્યો હશે. પણ આપને અમારા સાથે થયેલ વાતોની ફીકર રહી છે એ જાણી ઘણો હર્ષ થયો છે. અમને આપ જેવા પુરૂષ પણ થોડાજ મળેલા છે. વાત કરનાર તેમ સાંભળનાર પણ દુર્લભજ છે. આપની બુદ્ધિ સ્વચ્છાન્તઃકરણનો દેખાવ અમે અપૂર્વ દીઠો છે. આ જગત્માં સજ્જન દુર્લભ તેમજ વિયોગથી સમાગમ પણ દુર્લભજ રેહે છે. એ ઇતિહાસોથી ખાતરી થયેલીજ છે. અમારે તમારા જેવાના સમાગમથી થોડો લાભ નથી. કારણ બ્રહ્મવિચાર પ્રકરણમાં પંચદશીના તૃપ્તિદીપમાં ૧૦૬ ઠ્ઠો શ્લોક છે:—

तच्चिन्तनं तत्कथनं । अन्योन्यं तत्प्रबोधनं ॥
एतदेव परत्वं च । ब्रह्माभ्यासं विदुर्बुधाः[1] ॥

---

૧ ('બ્રહ્માભ્યાસ કરવાસારૂ, એકાન્તમાં) 'બ્રહ્મનું' ચિન્તન કરવું; અને (મુમુક્ષુપ્રતિ) તે 'બ્રહ્મનું' કથન કરવું; (સમાન અભ્યાસી મળે ત્યાં) તે 'બ્રહ્મનું' પ્રબોધન કરવું. એ રીતે એ એક ('બ્રહ્મ) વિષે તત્પરતા તેને બુદ્ધિમાનો 'બ્રહ્માભ્યાસ જાણે છે.

તે અભ્યાસ સમાગમવિના બનતોજ નથી. ને સાત્વિક પુરુષોનો સમાગમ દુર્લભ છે. અમને તો ક્વચિત્જ મળેછે. આપના સમાગમથી, કોઈ રોજ પણ નિવૃત્તિ મળે તો સમાગમ લેવા, આપનું નામ અમારા નોંધમાં દાખલ કરેલુંજ છે.

હવે આપના પારમાર્થિક પત્રમાં જરા વધારે અમારી બુદ્ધિને વાસ્તે લખી પ્રશ્ન લખ્યું છે તેનું ઉત્તર યથામતિ લખતો રહીશ. એક સંલગ્નથી ઉત્તર લખવા અવકાશ દુર્લભ છે. **आप संग्रह राखशो.**

પંચદશીના સાતમા તૃપ્તિદીપમાં ૯૬ (૯૮) મો શ્લોક છે,—

**अहं ब्रह्मेति वाक्यार्थ- । बोधो यावद्दृढीभवेत्[1] ॥**

**शमादिसहितस्तावदभ्यसेच्छ्रवणादिकं ॥**

આ વાક્ય તથા તેજપ્રમાણે અનુભવથી લાગે છે. પ્રથમ તો શ્રવણાદિ સ્પષ્ટ કરવાં જોઈયે. હવે શ્રવણ તે શું તેપણ તેજ સ્થળમાં લખ્યું છે.

**वेदान्तानामशेषाणामादिमध्यावसानतः[2] ॥**

**ब्रह्मात्मन्येव तात्पर्यमिति धीः श्रवणं भवेत् ॥**

સર્વ વેદાન્તશાસ્ત્રનો પૂર્વાપર સંશયરહિત અર્થ જાણવો. જે અર્થમાં **जीवो ब्रह्मैव नापर** એજ સલંગ તાત્પર્ય અનેક યુક્તિથી દૃઢ દેખાવો જોઈએ.

આગલા સમયમાં તીવ્ર બુદ્ધિમાન્ સાંભળવાથીજ સમજી શકતા હશે. તેમ હાલમાં પ્રકરણ ગ્રંથનુંજ અધ્યયન (એ) શ્રવણ હું માનુંછું.

હવે કેટલા ગ્રંથ ભણવા એમ કોઈ સંદેહ લે તો તે જગો એજ દૃષ્ટાન્ત લાગુ થાય છે કે, ઔષધી તો અનન્ત છે પણ રોગાનુસાર ઔષધ સેવવું. તેમજ સંશય નિવૃત્તિપર્યન્ત શ્રવણ છે.

---

૧ જ્યાંસુધી 'અહંબ્રહ્મ' એ વાક્યના અર્થનો બોધ દૃઢ થાય ત્યાંસુધી શમાદિ (સાધન) સહિત (મુમુક્ષુ) શ્રવણાદિકનો અભ્યાસ કરે.

૨ આદિ, મધ્ય, અને અન્તથી, સર્વ વેદાન્તનું તાત્પર્ય બ્રહ્માત્માવિષેજ છે, એવી (શ્રવણથી) બુદ્ધિ થાય ત્યારે શ્રવણ થયું (કહેવાય). તૃપ્તિદીપ, શ્લોક ૧૦૦.

શાસ્ત્રમાં મુખ્ય સંશય ત્રણ પ્રકારના લખ્યા છેઃ-(૧) પ્રમાતાગત, (૨) પ્રમાણગત, (૩) પ્રમેયગત—એ વેદાન્તસંજ્ઞા (નામે) ગ્રંથમાં લખ્યા છે.

પ્રમાતાગત (સંશય) એટલે હું જીવ કે બ્રહ્મ, તે જીવનું શું રૂપ, ઈત્યાદિ (સંશય). સર્વ તેમાંજ ગુંચાણા દેખાય છે, અને સર્વે પોતાની બુદ્ધિ અનુસાર અનેક પ્રકારે એ કલ્પે છે.

પ્રમાણગત (સંશય એટલે) વેદ કે શાસ્ત્રો, કે બૌદ્ધાદિ મતો, કિયાં પ્રમાણ ખરાં (તેવિષે સંશય).

પ્રમેયગત (સંશય એટલે) ઈશ્વર તે એક દેશી કે સર્વ વ્યાપક; સશરીર કે અશરીર, ઈત્યાદિ (સંશય). એવિષે અનન્ત કલ્પનાઓ કરી છે.

એ રીતે સંશય માત્રની યથાસ્થિત નિવૃત્તિ થાય ત્યાંસુધી શ્રવણ [ગ્રંથાધ્યયન]. તે મુખ્ય તો **पंचदशी** હું માનુંછું. જેને મહારોગ થયો હોય તેની નિવૃત્તિસારૂ મહામુલ્યવાન્ ઔષધો જોઈએ. પણ જેને સ્વલ્પ રોગ તેનો ઉપાય પણ સ્વલ્પ ઘટે. એજ રીતે ઘણાં તર્કશાસ્ત્રાદિથી જેને અનન્ત સંશયો હોય તેને વાસ્તે '**शारीरकसूत्रभाष्यादि**' શાસ્ત્રો મહાન્ છે. અસ્મદાદિને ઘણી તર્કશકિત નથી. તો **पंचदशी** જેવાં પણ ઘણાંજ ઉપયોગી છે.

મારી મતિપ્રમાણે નિઃસંશય નિશ્ચય પ્રક્રિયાધારી, તેનો એકાગ્રચિત્તે વિચાર કરવો. તે વિચાર બે પ્રકારનો છે. આરંભમાં **ताच्चन्तनादि**. પશ્ચાત્ **शनैःशनैरुपरमेत्** ઈત્યાદિ ગીતા વાક્ય પ્રમાણથી (વિચાર) કરવો જોઈએ.

હાલ એટલુંજ લખી માફ માગુંછું. લખેલી વાતમાં સંશય રેહે તે અવશ્ય લખશો. વળી તેઉપર લખશું.

* * ० * * *

આ જગત્માં સ્નેહથી રેહેવા જેવું બીજી વસ્તુ છેજ નહિ. સ્નેહ એટલે પ્રીતિ. એ પ્રીતિ શી વસ્તુ છે તે માટે પંચદશીના ૧૨ મા પ્રકરણમાં આત્માનન્દમાં લખ્યું છે કેઃ—

अथकेयं भवेत्प्रीतिः श्रूयते या निजात्मनि
रागो वध्वादिविषये श्रद्धा यागादिकर्मणि ॥२१॥
भक्तिःस्याद्गुरुदेवादाविच्छात्वप्राप्त वस्तुनि ॥
तर्ह्यस्तु सात्वकीवृत्तिः सुखमात्रानुवर्त्तिनी[1] ॥२२॥

* * * * * *

સાત્વિકપરિણામવૃત્તિથી જે સુખ પ્રતિબિંબિત, એ સુખરૂપ પ્રીતિ વસ્તુ છે. એ રીતે પ્રીતિદ્વારા સુખની વ્યક્તિ થવીજ જોઇયે. એ સ્વાભાવિક છે. હવે જો અન્તર્મુખ વિચારશો તો પોતાથી પરમપ્રિય વસ્તુ બીજી નથી. તો તે કેટલા સુખનું ધામ હોવું જોઇયે. માટે અમારી તો એજ વિનતિ છે કે પરમપ્રિય સર્વોત્કૃષ્ટ સુખરૂપ તમે પોતેજ છો. તે જોઈ પછે કંઇ ઇચ્છા રેહેતી હોય તો લખજો. મિતિ શુદિ ૭.

---

મુ. જુનાગઢ,

તા. ૯ મી ફેબ્રુઆરી સન ૧૮૬૯.

રાજશ્રી મનસુખરામ સૂર્યરામ. મુ. મુંબઇ.

આપને અહિં આવી પત્ર ૧ લખ્યો છે. * * આપના તરફથી વિલાયત ખાતેનો બંદુબસ્ત જરૂર કરવાનો છે. તે આપે વાત કરી હશે; તે જાણવા આતુર છું. નીકર એ નિષ્પક્ષપાતી મનુષ્ય પાછુ સિધાવે ને વાત ન બંધાય તેમ નહિ કરો અને જેમ બને તેમ જલદી ઠરાવ કરી લખજો. * *

નીચે લખ્યાપ્રમાણે કામસારૂ અહિં માણસોની પૂરી જરૂર છે. તે ખાતે ફિકર રાખજો.

---

૧ હવે જે નિજાત્માવિષે પ્રીતિ સંભળાય છે તે શી? (રાગરૂપ, શ્રદ્ધારૂપ, ભક્તિરૂપ, કે ઇચ્છારૂપ, પ્રીતિ?) રાગરૂપ પ્રીતિ સ્ત્રીઆદિ વિષયમાં થાય છે, શ્રદ્ધારૂપ પ્રીતિ યાગાદિ કર્મમાં થાય છે, (૨૧) ભક્તિરૂપ પ્રીતિ ગુરૂદેવ આદિમાં થાય છે અને ઇચ્છારૂપ પ્રીતિ અપ્રાપ્ત વસ્તુવિષે થાય છે. (એવું પ્રશ્ન છે તેનું ઉત્તર સિદ્ધાન્તી આપે છે કેઃ—) સુખમાત્રને અનુસરીને વર્તનારી સાત્વિકી વૃત્તિ છે તેજ પ્રીતિ છે. (૨૨)

૧ ફોજદારીનું કામ જાણનાર, સારૂં દફ્તર લખનાર.
૨ ડાક્ટર પૂરો હુશિયાર, લાયક, હિંદુ.
૩ પોલીસ, મ્યુનિસિપાલ ખાતાનો વાકફગાર.
૪ ઈજનેરી, સડક વિગેરે બનાવનાર.

આ માણસો મળે તો તમ હસ્તક રાખવા પૂરી ખુશી છે. તે ફિકર રાખજો. બાકી કુશળ. સં ૧૯૨૫ ના માઘ વદિ ૧૪.

વિ. ગોકુલજીના ન.

રા. રા. ગોકુલજીભાઈ સાથેના સહવાસમાં તેમણે કેટલીક રાજ-પ્રસંગની વાતો પણ કરી હતી. જો કે અન્તરમાં પોતે નિવૃત્તિનું સુખ બહુજ ઈચ્છતા હતા તોપણ જે પ્રવૃત્તિ સ્વીકારેલી હતી તે વિષે પૂર્ણ ચિન્તા રાખી રાજ્યનું કલ્યાણ થાય એવા કોઈ ઉપાય કરવામાં કિન્ચિત્ પણ ન્યૂનતા ન રાખતા. સ્વરાજ્યનું કલ્યાણ અને ઉદય કેમ થાય એ પ્રવૃત્તિ પ્રકરણમાં તેમનું પ્રથમ લક્ષ હતું. તેઓ ખરા રાજ્યભક્ત હતા. સ્મૃતિયોમાં સચિવ (કારભારી)નાં લક્ષણ કહ્યાં છે તેમાં:—મૌલાન્ એટલે જેના પૂર્વજોથી રાજકાર્યભાર ચાલતો આવેલો હોય એવા; શાસ્ત્રજ્ઞ; કુલીન; પરીક્ષિત; લબ્ધલક્ષ; પવિત્ર; બુદ્ધિમાન્; વિચક્ષણ; ધર્મજ્ઞ; સત્યવાદી; એઆદિ છે. તેમાંનાં બહુ લક્ષણ રા. રા. ગોકુલજીભાઈમાં હતાં.

રા. રા. ગોકુલજીભાઈએ પોતાના મંડલમાં આ લખનારવિષે કંઈ સારા વિચાર બતાવેલા તેથી સંવત્ ૧૯૨૫ ના ચૈત્ર શુદ્ધિ ૧ નો લખેલો રાજ્યલેખ આ લખનારઉપર અનાયાસે આવ્યો. તેમાં વર્ષાસન આપવા લખ્યું હતું; અને મુંબઈમાં રહી તે રાજ્યનું કામ આવે તે કરવું એમ સૂચના હતી.

પ્રથમ સુજ્ઞ ગોકુલજીભાઈના મિત્ર પંડ્યાજી દોલતરામે જૂનાગઢ સાથે સંબંધ કરવાની વાર્ત્તા કરી હતી. તે પ્રમાણે તેના પ્રધાનપુરૂષ સુજ્ઞ ગોકુલજીભાઈ સાથે અકસ્માત્ વિદ્યાદ્વારા પ્રથમ સંબંધ થયો, પછી તેમણે સુરાષ્ટ્ર રાજ્યસાથે ઉપરપ્રમાણે પ્રથમ સંબંધ કરાવ્યો.

ખુ. નવાબસાહેબની જોરતલબી નામે ખંડની આખા સૌરાષ્ટ્ર

(કાઠિયાવાડના) અને થોડા ગુજરાતના ભાગમાંથી લેવામાં આવતી હતી. તે સન ૧૮૨૨ થી અંગ્રેજ સરકારદ્વારા એકઠી કરવામાં આવે છે. મચ્છુકાંઠામાં મોરવી નામે સંસ્થાનઉપર પણ તે જોર-તલબી હતી. તેની નિર્ધનદશાને લીધે, મધ્યે થોડાં વર્ષ સુધી તે સંસ્થાને તે કર આપ્યો ન હતો. તેવાં બહુ વર્ષ વીતી ગયાં હતાં. તેવિષે વાદવિવાદ થઈ મોરવી સંસ્થાનઉપર જયપત્ર (હુકમનામું) જૂનાગઢ સંસ્થાને પોલિટિકલ સાહેબની બે કોર્ટમાંથી મેળવ્યું હતું. તેની 'અપીલ' મુંબઈ સરકારમાં થઈ.

મોરવીના ઠાકુરસાહેબ રવાજી પોતે મુંબઈ આવ્યા અને એ કામ-સારૂ બહુ પ્રયત્ન કરચો. તેઓ બોલી ચાલી શકે એવા હતા. સરકારી અધિકારિયોને તેઓ પિંડે મળ્યા, અને તે કામને એવું રૂપ આપ્યું કે તેથી અધિકારીનું મત પોતાના લાભમાં થાય. તેવામાં પોલિટિકલ ભાગના સભાસદ ધી આનરેબલ મિ. ટકર હતા. તેઓ વરિષ્ઠ ન્યાયસભા (હાઈકોર્ટ)માંથી તુરત એ જગોઉપર આવ્યા હતા. તેમના મનમાં ધારાના સંસ્કાર પૂર્ણ હતા. તેમણે મુદત વીતી ગઈ ગણી મોરવીના લાભમાં નિર્ણયપત્ર આપ્યું. મોરવીના ઠાકુરસાહેબે મ્હોટો જય મેળવ્યો ગણાયો. પણ જૂનાગઢ સંસ્થાનને તેથી બહુ વિષમ લાગ્યું. તેથી પોતાના મુખ્ય કારભારી રા. રા. ગોકુલજીભાઈને એ કામ સારૂ મુંબઈ મોકલવા નિશ્ચય થયો.

રા. રા. ગોકુલજીભાઈ સૌમ્ય બક્ષીજી મથુરાંદાસને સાથે લઈ મુંબઈ આવવા નીકળ્યા. રા. રા. ભાણજીભાઈ મભુદાસ જૂનાગઢ સંસ્થાનના વકીલ પણ સાથેજ હતા. આ લખનારને તાર મૂકી અમદાવાદ જવા આમન્ત્રણ કર્યું. તેઓ અમદાવાદમાં આકાશેઠના કૂવાની પોલમાં દફ્તરદાર બાપુભાઈ દયાશંકરના ડેહેલામાં ઉતરચા હતા. ત્યાં મળી એકાદ દિવસ રહી સર્વ મંડળ એકજ ગાડીમાં સાથે મુંબઈ આવ્યું. કાવસજી પટેલના તળાવ આગળ રા. રા. ધીરજલાલ મથુરાંદાસના ઘર પાસેના ઘરમાં રા. રા. ગોકુલજીભાઈને ઉતારો આપ્યો હતો. ત્યાં થોડા દિવસ રહી મોરવીના કામસારૂ

કેટલાક ગૃહસ્થોનાં મત લીધાં. કેટલાકે એ કામમાં સાહાય્ય આપવા પણ ઇચ્છા દેખાડી. મુંબઇમાંથી બધી રીતે સજ્જ થયા. પણ ગવર્નર સાહેબ આદિ મંડળ ચાતુર્માસમાં પુને હોય છે તેથી શ્રાવણ વદિ ૩ ને દિને પુને ગયા. ત્યાં પ્રથમ શુક્રવારપેઠ ભણી એક વાડીમાં ઉતારો કર્યો. મોરવીના કામની 'અપીલ' બારિસ્ટરોએ તૈયાર કરી હતી. પણ તે તેમને જોઇએ એવી બલવતી લાગી નહિ. તેથી તે ફરીથી એક પ્રખ્યાત લખનારને પુને તેડાવી તેની પાસે લખાવી. તેનું લખાણ રા. રા. ગોકુલજીભાઇને વિ-શેષ સારૂ લાગ્યું. તે અપીલ છપાતી હતી, તે અવકાશમાં સર્વ ગૃહસ્થોને મળવા જતા. આ લખનાર પણ તેમની સાથેજ રેહેતો. એક વેળા ગવર્નરની કાઉન્સીલના મેમ્બર ધી આનરેબલ મિ. માન્સ્ફીલ્ડને ત્યાં અમે મળવા ગયા. તેઓ સારા આદર સત્કારથી મળ્યા. તેમનો સ્વભાવ જરા હાસ્યવિનોદી હતો. તેમની સાથે કેટલીક વાત થયા પછી તેમણે પુછ્યું કે, 'મોરવીના કામમાં તમે 'ખટપટ' કરવા અત્રે આવ્યા છો?' 'ખટપટ' શબ્દ મહારાષ્ટ્રદેશમાં ખોટા અર્થમાં નથી ગણાતો. ત્યાં એ શબ્દ પ્રયત્ન વાચક છે. પરંતુ કાઠિયાવાડમાં તે શબ્દ ખોટા અર્થમાં વપરાય છે. મિ. માન્સ્ફીલ્ડે એ શબ્દ મહારાષ્ટ્ર ભાષાના અર્થમાં વાપર્યો હતો. પરંતુ રા. રા. ગોકુલજીભાઇના કાનમાં 'ખટપટ' એ શબ્દ પડતાંજ તેમને રોષ ચઢી ગયો; અને લોહી ઉકલી આવ્યું. પછી તેના આવેશમાં સાહેબને સ્પષ્ટ કહ્યું કે 'સાહેબ, મેરેકું ખટપટી કયા સબ-બસે ગીનતે હો. આપકે પાસ ઐસા ગીનનેકા કુછ કારણ હોવે તો મેરેકું કહ દેના ઓર નવાબસાહેબકુંભી લીખના ચૈયે. મેને કભી એસા કામ કિયાભી નહિહૈં. આપ જેસે બડે આદમી એસી બાત કરતેહો સો તાજુબ હૈ.'

પ્રથમ રા. રા. ગોકુલજીભાઇનું પ્રસન્ન મુખ હતું અને વાતો પણ અચ્છી રીતે કરતા હતા અને સાહેબ તેમની કુલીનતા અને કુશળતા જોઇ પ્રસન્ન થયા હતા. તેમાં વિકાર થઇ એક પળમાં કોપાયમાન

મુખ જોઈ સાહેબને આશ્ચર્ય લાગ્યું. અને આ લખનારને કારણ પૂછયું. તેણે 'ખટપટ' શબ્દનો અર્થ ગુજરાતમાં નિન્દિતકર્મ વાચક છે, એમ કેહેતાં સાહેબને પણ સ્મરણ આવ્યું; અને રા. રા. ગોકુલજીનું અંતઃકરણ ઉકલવાનું કારણ તેમના સદ્ગુણને અપમાન થયું એ છે, એમ સાહેબના સમજવામાં આવતાં, તેમના મનમાં સમભાવ ઉત્પન્ન થઈ, સદ્ગુણઉપર રા. રા. ગોકુલજીભાઈનો ભાવ ઉચ્ચ પ્રકારનો છે એ જાણી, તેમની અધિક મમતા વધી અને તુરત ક્ષમા માગી કહ્યું કે,—મેં તો મરાઠી અર્થમાંજ એ શબ્દ વાપરચો હતો, તોપણ આપને ક્રોધાયમાન થવાનું કારણ મેં અજાણે આપ્યું તેસારૂ હું બહુ ખેદિત છું અને અંતઃકરણથી ક્ષમા માગું છું. રા રા. ગોકુલજીભાઈને ઉપરની વાત યથાર્થ સમજાવતાં તેમનો રોષ શાન્ત થઈ ગયો. સાહેબે પછી બહુજ મમતાથી વાતો કરી અને ફરીથી મળવા વિનતિ કરી. આજ્ઞા લેતાં સાહેબ બોલ્યા કેઃ—આપના જેવા સદ્ગુણના પૂજક અને સ્વતંત્ર ગૃહસ્થો મેં થોડાજ જોયા છે. હું તમને ધન્ય કહું છું. મારી મમતા તમારાઉપર આ મલનથી અધિક થઈ છે. ઈત્યાદિ.

નગરવાળા પ્રખ્યાત શાસ્ત્રી કેશવજી તેવામાં મુંબઈ આવ્યા હતા. તેમને સુજ્ઞ ગોકુલજીભાઈયે પુને તેડાવ્યા અને તેમની સાથે **'मुक्तावली'** નામે વેદાન્તનો કઠિન ગ્રંથ છે તે વાંચવા માંડચો. ભાષાની કઠિનતા માત્ર શાસ્ત્રીજી છોડતા; પણ અર્થમાં તેઓનો યથાર્થ પ્રવેશ ન થતો. તેથી પછી સુજ્ઞ ગોકુલજીભાઈ અર્થ યથાર્થ સમજાવતા, તે જોઈ શાસ્ત્રી આશ્ચર્ય પામતા, અને સુજ્ઞ ગોકુલજીભાઈની બુદ્ધિની વારંવાર પ્રશંસા કરતા.

પુનામાં સુજ્ઞ ગોકુલજીભાઈ પોતાનું નિત્ય કર્મ કરી પછી અનેક સંસ્કૃત ગ્રંથો વાંચતા. ભોજનોત્તર પણ ગ્રંથાવલોકનજ કરતા. પછી બે વાગ્યાને સમયે ગાડીમાં બહાર ફરવા જતા. પુનામાંનાં બહુ સ્થળો— દેવસ્થાન, ધર્મસ્થાન, રાજસ્થાન, અને ગૃહસ્થસ્થાન પોતે જોઈ વલ્યા હતા. સારા સારા ગૃહસ્થોનો સમાગમ પણ રાખતા. તેમાં મુખ્ય કરી વિદ્વાનોને ત્યાં જવાઉપર બહુ રૂચિ રેહેતી. એક કૃષ્ણશાસ્ત્રી

નામે નિવૃત્તિ પામેલા ગૃહસ્થને ત્યાં એક દિવસ અમે સર્વે ગયા. ત્યાં નિવૃત્તિમન્ત વૃદ્ધ પુરૂષો એકાન્ત સ્થળમાં એ વિદ્વાન્ શાસ્ત્રી પાસે '**હરિમીડે**' સ્તોત્રનું શ્રવણ કરતા હતા. તેમાંના કેટલાકે પૂર્વે મ્હોટા રાજ્યાધિકાર ભોગવ્યા હતા. ઋષિના આશ્રમ જેવું તે ઘર હતું. તેમાં પેસતાં સવત્સી ગાયો હતી. પછી તુલસી ક્યારા અને એક ન્હાની વાટિકા હતી. આગળ ચાલતાં નીચા દ્વારનું બારણું આવ્યું. તેમાં થઈ અંતરગૃહમાં પ્રવેશ કરતાં સુવાસિત ચંદન પુષ્પ ધૂપાદિનો મનોહર સુગંધ આવવા માંડ્યો. ત્યાં પ્રકાશ હતો પણ સૂર્યના કિરણ દેખાતા નહતા. તે સ્થળની સ્વચ્છતા કંઈક અસાધારણ હતી. દેવાર્ચન કરી શાસ્ત્રીમહારાજ શ્રોતાજનોનાં અંતઃકરણ કર્ણદ્વારાએ પાવન કરતા હતા. ત્યાં સમાનતા વર્તી રહી હતી. સુજ્ઞ ગોકુલજીભાઈનું સ્વરૂપ પ્રતાપિ હતું, તેવાંજ વસ્ત્ર પણ મૂલ્યવાન્ અને ભવ્ય પેહેરતા હતા. અજાણ્યા લોક તો તેમને રાજાજ ગણતા. તેથી જ્યાં જતા ત્યાં માર્ગ મળી સત્કાર તુરત થતો. પરંતુ આ શાન્તિગૃહમાં બાહ્યોપાધિ કંઈ ચલનવલન ન કરી શકી. **હરિમીડે**નું વ્યાખ્યાન અખંડ ચાલ્યાં ગયું. તેની સમાપ્તિ થતાં, સુજ્ઞ ગોકુલજીભાઈની વેદાન્તશાસ્ત્રમાં પ્રવીણતાવિષે આ લખનારે શાસ્ત્રીમહારાજને જાણ કર્યું. એટલે તેઓ પ્રસન્ન થયા. તેમણે કેટલાક પ્રસંગો ઉપર ચર્ચા ચલાવી. સુજ્ઞ ગોકુલજીભાઈની કુશળતા જોઈ તેઓને આશ્ચર્ય લાગ્યું અને પછી પ્રશંસા કરવા માંડી. ઉભય વિદ્વાનો અન્યોન્ય સંતોષ પામ્યા.

પુનામાં કેટલાકના ઘરમાં પુસ્તકના ભંડાર છે, એમ સાંભળતાં તે જોયાની ઈચ્છા સુજ્ઞ ગોકુલજીભાઈને થઈ. તેસારૂ ઘેરેઘેર ફરવા માંડ્યું. જેના ઘરમાં એવા સરસ્વતીના ભંડાર હતા તેના પૂર્વજ તો પંડિતો હશે પણ તેઓ તો બહુ કરી, જેમ દીવાની પ્રજા કાજળ હોય છે એવા, નિરક્ષર અને અજ્ઞાની હતા. રા. રા. ગોકુલજીભાઈની પદવી જાણે ત્યારે કંઈક આશાને લીધે તે પુસ્તકોની સૂચી બતાવે, પણ પુસ્તકનું દર્શન ન કરાવે. એક બેના ઘરમાં

પુસ્તક હતાં તે બહુ નિર્ધન થઈ ગયા હતા તેથી તેમણે પુસ્તક વેચવાની લાલચે ગ્રંથોનાં દર્શન કરાવ્યાં. તેમાં એક યોગવાસિષ્ઠનું પુસ્તક વિશાળ અને સુંદર અક્ષરથી લખેલું જોઈ સુજ્ઞ ગોકુલજીભાઈ બહુ પ્રસન્ન થયા. પણ પછી તે ત્રુટક જણાયું.

જે વાડીમાં રેહેતા હતા તે ગામથી બહુ દૂર હતી તેથી પછી ગામમાં એક સારૂ સ્થાન ભાડે રાખી ત્યાં આવ્યા. નાદોદના રાજાના સંબંધી અને આપ્ત બાપુસાહેબમેઢ પોતાના કંઈ કામ પ્રસંગે પુને આવ્યા હતા. સચ્ચિદાનંદ પરમહંસના તે શિષ્ય હતા. તેમની સાથે પુનામાં મેળાપ થયો. તેઓ મૂલ્યવાન્ વસ્ત્રો પેહેરી સુવેશ રાખતા. તેમણે એક ચંદેરી પાઘડી લઈ કુસુંબલ રંગાવી હતી. તેઉપર લાલી બહુ સુશોભિત આવી હતી. તે ગયા પછી રા. રા. ગોકુલજીભાઈ કેહેતા હતા કે, 'અમે મંદીલ (પાઘડી) એ ખુ. નવાબસાહેબનું રાજ્યચિન્હ ગણિએ છિયે. અને તે છાકમછોળ લાલ રંગથી ભરેલું અમને ગમે છે. માટે તે એ બાપુસાહેબની પાઘડી જેવું કરાવવું.' લાલ રંગ તેમને એટલો બધો સારો લાગતો કે મંદીલ અને પાઘડીઉપર રંગ કરાવવા તેને મુંબઈ અને પુને મોકલતા.

વિજયાદશમી (દશરા)ને દિને પુનામાં ગવર્નરસાહેબને છેલ્લું મળવાનું ઠરયું હતું. સર સીમોર ફિટ્ઝરલ્ડ ગવર્નર હતા. તેમને મળતાં તેમણે રાજયોગ્ય આદરસત્કાર દીધો. ગણેશખીંડના મહાલયમાંના એક સુંદર ભાગમાં મળ્યા. પોતાના જમણા હાથભણી કોચઉપર રા. રા. ગોકુલજીભાઈને બેસાર્યા અને પછી રાજકીય સભાષણ ચાલ્યું. તેમાં આ લખનાર ભાષાન્તર કરનાર હતો. મોરવીની અપીલનો મુખ્ય ભાગ વાંચી તેમાં જે જે શંકાઓ લાગી તે પૂછી લીધી. એ વિષયઉપર પૂરૂ લક્ષ આપવા વચન આપ્યું. પછી કેટલાક બીજા મુખ્ય પ્રસંગની વાતો થઈ. એટલે અમે આજ્ઞા માગી. ત્યાં અત્તર, ગુલાબ, પુષ્પમાળ અને પાનસોપારી આવ્યાં તે ગવર્નરસાહેબે આપ્યાં. અને રા. રા. ગોકુલજીભાઈયે આજ્ઞા લીધી અને અમે વિદાય થયા. ત્યાંથી તુરત મુંબઈ આવ્યા.

મુંબાઈમાં આ સમયે સુજ્ઞ ગોકુલજીભાઈયે કૃપા કરી પોતાનો ઉતારો આ લખનારના વાસગૃહમાંજ રાખ્યો હતો. દીપોત્સવ મુંબાઈમાંજ કરવાનો વિચાર હતો. પુનામાં અને મુંબાઈમાં વિદ્વાન્ ડાકટર ભાઉ દાજી સાથે પરિચય વધારે રેહેતો. તેઓ રા. રા. ગોકુલજીભાઈની બુદ્ધિ અને સુજ્ઞતા જોઈ તેમનાઉપર ઘણુ ભાવ રાખતા. પ્રસંગોપાત્ત રાવસાહેબ વિશ્વનાથને કામ આપવાની અને તેમની સાથે પરિચય રાખવાની ભલામણ કરતા. તેથી અમે રા. વિશ્વનાથપાસે પણ ગયેલા. તેમની સાથે સંભાષણ થતાં રા. વિશ્વનાથે કેટલાક શ્લોક અને વેદની ઋચાઓ કહિયો. તે સાંભળી સુજ્ઞ ગોકુલજીભાઈ પ્રસન્ન થયા હતા. શ્રીમન્તોમાં શેઠ મંગલદાસ સાથે વધારે પરિચય રેહેતો. શેઠ મંગલદાસની કેટલાક વિષયોમાં જાણ અને બોલવાની શક્તિ જોઈ રા. રા. ગોકુલજીભાઈ કેહેતા કે વણિક શેઠોમાં શેઠ મંગલદાસ જેવા ગૃહસ્થો વિરળા જોવામાં આવે છે. શેઠ મંગલદાસે એક પ્રસંગે પોતાનો ઈતિહાસ કહ્યો તેમાં કહ્યું કે:—ઈંગ્રેજીભાષા રીતપ્રમાણે શાળામાં જઈ શિખ્યો નથી. પણ માત્ર ઘરના અભ્યાસથી અને પરિચયથી બોલી શકુછું. સુજ્ઞ ગોકુલજીભાઈયે સંસ્કૃતવિદ્યા એજ રીતે સંપાદન કરી હતી તેથી તેમને સર મંગલદાસ સાથે સમભાવ થયો. સર મંગલદાસ અને સુજ્ઞ ગોકુલજીભાઈ અન્યોન્ય સારાં સ્નેહમમતા રાખતા.

જૂનાગઢ સંસ્થાનના સંબંધવાળાં મનુષ્યો મુંબઈમાં રા. રા. ગોકુલજીભાઈને સારૂ ભેટ લાવતાં, પરંતુ તેઓ સહજસાજ ફળફૂળાદિકવિના બીજુ કશું લેતા નહિ. અને તેટલું પણ લાવનાર અપમાન ગણી ખોટુ લગાડશે એ ભયને લીધેજ લેતા. રવજી દરબાર નામે એક શ્રીમાન્ મુંબઈમાં હતો. એક દિવસ તેણે હજારેક રૂપિયાનો થોડો સામાન ભેટ આણ્યો અને તે આપવાસારૂ અત્યાગ્રહ લઈ બેઠો. તેને ઘણુ પ્રકારે સમજાવ્યો પણ તે એકનો બે ન થયો. અન્તે રા. રા. ગોકુલજીભાઈયે તેને પૂછયું કે—'તમે મને આપવા ઈચ્છોછો કે બીજાને.' તે કેહે કે, 'તમનેજ.' ત્યાં રા. રા. ગોકુલજી-

ભાઈયે કહ્યું કે, 'તમે આગ્રહ નથી મૂકતા તો હું લઈશ પણ તે બધું જૂનાગઢ સરકારમાં આપીશ. અને ત્યાં કોણ જાણે કોનાએ ઉપયોગમાં આવશે. તેમજ તમારે કરવું હોય તો નિરૂપાય. નહિ તો પાછું લઈ જાઓ. તમોએ મને એથીપણ બમણું આપ્યું હોય એટલું હું મારા મનમાં આપનેવિષે માનીશ.' એ આશયનું કહ્યું ત્યારે તે બીચારો નિરાશ થઈ પાછું લઈ ગયો.

એકવાર અમે સર્વે ગાડીમાં બેશી દીપવાલી જોવા જતા હતા. ત્યાં પ્રસંગોપાત્ત રા. રા. ગોકુલજીભાઈયે કહ્યું કે, 'તમારૂ વાસસ્થાન તમારે જોઈયે તેથી ન્હાનું છે.' તે વેળા એક વાતનું સ્મરણ થઈ આવ્યું તે રા. સુજ્ઞ ગોકુલજીભાઈને કહી કેઃ—

એક રાજાયે કોઈને પોતાનો મંત્રી કરચો. તે એક ન્હાના ઘરમાં રેહેતો. ત્યાં તે રાજા મળવા ગયા. તે વેળા તેને તે ઘર ન્હાનું લાગતાં તે મંત્રીને કહ્યું, કે 'તમારે વાસ્તે આ સ્થાનક ન્હાનું છે.' મંત્રિયે ઉત્તર આપ્યું કે, 'મારે વાસ્તે તો એ મ્હોટુ હતું, પણ આપે મને મ્હોટો કરચો તેથી હવે એ ન્હાનું પડે છે.'

રા. સુજ્ઞ ગોકુલજીભાઈયે પ્રસન્ન થઈ, સાથે રા. રા. બક્ષીજી મથુરાદાસ હતા તેમને કહ્યું કે, કંઈક એ વાતના જેવી પેલી ફારશીમાં શેખશાદીની બેત છે તે કોહો. તેનું પ્રતિક પોતે કેહેતાં બક્ષીજીએ સાંધીને તે બેત પૂરી કરી કેઃ—

"નોમ નાંનીગર ખુરદ મરદે ખુદાય બઝલ દરવેશાં કુનદ નીમીદિગર;
મુલ્ક યકલીમી બગીરદ પાદશાહ હમચુનાં દરબંદ યકલીમીદિગર."

તેનો આશય એવો છે કે, આખા દેશમાં પણ બે બાદશાહ નથી સમાતા, પણ એક કામલામાં અનેક ફકીરો અમનચમનથી રેહે છે. સુજ્ઞ ગોકુલજીભાઈ કેહે કે, 'આપણાં સ્નેહમમતા તો એથી પણ ન્હાના સ્થાનમાં આપણો સમાસ કરે એમ છે.' ઈત્યાદિ.

એજ માસમાં જૂનેગઢથી રાજલેખ આવ્યો કે આ લખનારનું વર્ષાસન આશ્વિન શુક્લ ૧ થી વધારવામાં આવ્યું છે.

કાંદાવાડીમાં મુનિસ્વામી નામે એક યોગી રેહેતા હતા. તે

સમાધિ કરે છે એમ જાણવામાં હતું. તેથી તેમના દર્શનની સુજ્ઞ ગોકુલજીભાઈને બહુ ઉત્કંઠા હતી. અમે સર્વે ત્યાં ગયા. તે વેળા તેઓ ભગવદ્ગીતાનું વ્યાખ્યાન કરતા હતા. ત્યાં શ્રોતા પણ બહુ હતા. શ્રવણ થઈ રહ્યા પછી સુજ્ઞ ગોકુલજીભાઈયે સ્વામીને વિનતિ કરી કે, મહારાજ! અમને સમાધિનાં દર્શન કરવાની બહુ આતુરતા છે. સ્વામિયે ઉત્તર આપ્યું કે,—'કોઈ વેળા મધ્યાન્હે આવશો તો વાત કરીશું.' અમે બીજે દિને તે સમયે ગયા. સ્વામી તે સમયે એકાન્તમાં હતા. અમને ત્યાં જવા આજ્ઞા મળી. સુજ્ઞ ગોકુલજીભાઈયે સમાધિવિષે કેટલાંક પ્રશ્નો કર્યાં. તેના ઉત્તરમાં કેટલીક સૂચનાઓ સ્વામીજિયે કરી અને કેટલાંક પ્રમાણો કહ્યાં તેમાં એક શ્લોક એ કહ્યો કેઃ—

> स्वानुभूतिरसावेशात् दृश्यशब्दावुपेक्ष्यतु
> निर्विकल्पसमाधिः स्यान्निवातस्थितदीपवत्.

સુજ્ઞ ગોકુલજીભાઈ પણ

> शनैःशनैरुपरमेत्.[1]———
> यथा दीपो निवातस्थो नेङ्गतेसोपमास्मृता[2]॥ (६.१९)

એ શ્લોક બોલ્યા એટલામાં સ્વામી સમાધિસ્થ થઈ ગયા. તેમનું શરીર નિશ્ચલ થઈ ગયું. પ્રાયશઃ એક ઘટિકાપર્યન્ત તેઓ હલનચલનવિના રહ્યા. સમાધિથી મુક્ત થયા એટલે અમે આજ્ઞા લઈ ઉઠ્યા. સુજ્ઞ ગોકુલજીભાઈનું એમ મત થયું કે સમાધિનાં પૂર્ણ લક્ષણ તેમાં નોહોતાં. નિમિષરહિત અર્દ્ધોન્મીલિત[3] નેત્ર એ લક્ષણ નોહોતું. સમાધિકાળમાં નેત્ર મીચેલાં હતાં.

સંવત્ ૧૯૨૬ ના આરંભમાં સ્વદેશ જવા રા. રા. ગોકુલજીભાઈ મુંબઈથી નીકળ્યા. આ લખનાર પણ અર્ધેસુધી સાથેજ

---

૧ ધીરે ધીરે ઉપરતી. ૨ જેમ પવનવિનાના સ્થાનમાં દીવો હોય તે ત્યાં હાલતો નથી તેની ઉપમા, સમાહિત ચિત્તવાન્ યોગનું અનુષ્ઠાન કરનાર આત્મૈકાકાર યોગીને છે. ૩ અરધો આંખ ઉઘાડી રેહે તે જરા કે મિચાય નહિ.

હતો. મુંબઈથી વડોદરે ગયા ત્યાં રા. રા. પ્રાણલાલજી પંચમહાલના 'ડેપ્યુટી કલેક્ટર' હતા તે મળ્યા. તેમણે પાવાગઢની કાલિકા માતાએ જવા આગ્રહ કરચો. રા. રા. ગોકુલજીભાઈ જગદંબાના ઉપર ભાવ રાખતા હતા. તેથી તેમણે ત્યાં જવા સ્વીકાર કરચો. અમે સર્વે તેપાસ ગયા. રા. રા. પ્રાણલાલજી ત્યાં અધિકારી હતા તેથી સર્વ પ્રકારની અનુકૂલતા હતી. પાવાગઢની તલેટીમાં બધાં સાહિત્ય સજ્જ કરાવ્યાં હતાં. અમે સર્વે ડોલિયોમાં બેશી પાવાગઢઉપર ચઢ્યા. માર્ગમાં કોટનાં અને મહાલયોનાં ત્રુટિત અને ખંડિત સ્થળો જોઈ અનેક પ્રસંગો નીકલતા. મુસલમાન લોકના આવ્યા પેહેલાં આ દેશમાં દરવાજા ને કમાનો કરવાનો ચાલ ન હતો એમ ક. કીટિંજે કોઈ પ્રસંગે કહેલું. તદનુસાર અનુમાન કરતાં એ સ્થળે છિન્નભિન્ન રહેલાં મહત્તાનાં ચિન્હો મુસલમાનના કાળ પેહેલાંના છે એમ તેઓ કેહેતા. અને આ જગત્માં ઉદયાસ્ત કેવા થાય છે, અને સર્વ કેવું ચળ છે એ આદિ જોઈ સર્વ સમજુઓએ બોધ લેવો જોઈયે. એવી અનેક વાતો નીકળતી. પાવાગઢ ચઢી રહ્યા પછી એક દુધિયુતળાવ આવે છે. તેનું જળ શ્વેત દેખાય છે અને કેહેવાય છે કે તે સદા શીતળ રહે છે. ત્યાં સ્નાનસંધ્યા કરી માતાના મંદિરનાં પગથિયાંએ અમે ચઢ્યા. માતાજીનાં દર્શન કરચાં. રા. રા. ગોકુલજીભાઈયે માતાજીના સાનિધ્યમાં ત્યાં સપ્તસતી-**चण्डिपाठ** કરચો. એટલામાં નૈવેદ્ય તેયાર થયું. તે માતાજીને ધરાવી સર્વેએ પ્રસાદ લીધો. એટલે સાયંકાળનો સમય થવા આવ્યો. તે ઉચ્ચસ્થાન ઉપરથી આસપાસ રમણિક લીલા દેખાતી હતી. નીચે ઉતરી જતાં રાત્રિ થઈ જશે અને અન્ધકારમાં વાઘ વરૂ અને સર્પ વિછી આદિની શંકાથી ભય લાગશે એવી સૂચના થઈ, પણ નીચે ઉતરવાનો અન્તે નિશ્ચય થયો.

ચણ્ડિપાઠ કરચાથી, કે કોઈ બીજા કારણથી, રા. રા. ગોકુલજીભાઈનામાં ક્રોધનો આવેશ આવ્યો હોય એમ તે ચણ્ડ દેખાવા માંડ્યા. ઉતરતાં ઉતરતાં ડોલીવાળા અજ્ઞાની માણસોએ

માંહોમાંહે વાતો કરવા માંડી. તેમાં રા. ગોકુલજીભાઈની ડોલી-વાળાઓએ કહ્યું કે અમારી ડોલીમાં બેસનારનો ભાર બહુ છે. આ શબ્દ સાંભળતાં રા. ગોકુલજીભાઈનો ક્રોધ પ્રદીપ્ત થવા માંડ્યો. વચ્ચે કોઈ વિકટ માર્ગ આવતો ત્યાં અમે સર્વે ડોલીમાંથી ઉતરી ચાલતા. બે ત્રણ ચાર વાર એમ ઉતર્યા ચઢ્યા. એવામાં રા. ગોકુલજીભાઈનો ક્રોધ પૂરો જોષમાં આવ્યો. તેમણે આવેશમાં આવી ડોલીમાં બેસવાની ના કહી. બધાએ બહુ વિનતિ કરી પણ કોઈનું સાંભળ્યું નહિ. ક્રોધમાં ને ક્રોધમાં ચાલ્યા જાય. માર્ગમાં ઝાંખરાં ઝયડાં ભરાય, કાંટા વાગે, અંધારે ઠોકરો ખાય, ખાડામાં પગ પડે, અને ટુંકામાં વિકટમાર્ગની અનેક પીડાઓ વેઠે, પણ વેગમાં ને વેગમાં વહ્યા જાય. માણસોએ પાછળ દોડી નમ્રતાપૂર્વક બહુ વિનવ્યા, પણ કાંતો બોલેજ નહિ, અને બોલે તો તિરસ્કાર કરી બાળતા હોય એમ બોલે. અન્તે તલેટીમાં આવ્યા. ત્યાં કેહે કે, 'મારે ગાડીમાં પણ બેસવું નથી. નાણાં આપતાં આવો કાચો બંદુબસ્ત કેમ થયો.' પછી બહુ રીતે પ્રાર્થના કરી ગાડીમાં બેસવાનું સ્વીકાર કરાવ્યું. એટલામાં બક્ષીજી કંઈ સહજ બોલ્યા. એટલે તેમનાઉપર ઉતરી પડ્યા. બધો રોષ તેમનાઉપર બળવા માંડ્યો. પણ તેમની સહનશીલતા કંઈક અસાધારણ જણાઈ. શાન્ત રહી તેમણે સાંભળ્યાં કર્યું. પોતાનો દોષ કંઈજ ન મળે, તેથી તે રોષ તેમને ઘા કે દાહ કરી શક્યો નહિ. તે ક્રોધ ઘાસના ભડકા જેવો હતો. શલગી ભભુકો થઈ શાન્ત થઈ જાય. થોડીવારે તે ક્રોધ પોતની મેળેજ શાન્ત પડી ગયો.

રા. રા. ગોકુલજીભાઈ સ્વસ્થ થયા. આ લખનારે એવો ક્રોધ પ્રથમજ દીઠો. તેથી તેને બહુ વિસ્મય લાગ્યું. પરંતુ તે ક્રોધ શમી ગયા પછી પાછી સુજ્ઞ ગોકુલજીભાઈની મુખમુદ્રા પૂર્વવત્ અતીવ પ્રસન્ન થઈ ગઈ, અને જાણે તે ક્રોધથી ગ્રહણ થઈ પાછું મુક્ત થયું હોય એમ મુખ જણાવા માંડ્યું. મનુષ્ય પ્રકૃતિમાં એવી અસાધારણ વિકૃતિ ક્વચિત્ જોવામાં આવે છે.

પછી હાલોલકાલોલ થઈ કાર્તિકી પૂર્ણિમાઉપર શ્રીઠાકોરજીમાં આ-

વ્યા. ત્યાં નાગરબ્રાહ્મણો આવ્યા હતા, તેમને જ્ઞાતિભોજન અને અ-ટેકે રૂપિયો દક્ષિણા આપી ભંડારો કરચો. ત્યાંથી નડિયાદ પધારચા.

રા. રા. ગોકુલજીભાઈને દેશવિદેશ પ્રવાસ કરવાનો અને તેમાંના મનુષ્યો અને સ્થાનકો જોવાનો ભાવ બહુ રેહેતો. નવીન પદાર્થ જોવા, સુંગવા, અને ચાખવાઉપર પણ તેમનો અભાવ નહતો. નવી વાત સાંભળી તેની તુલના કરવી અને તેઉપર વિચાર કરવાની રીતિ પણ તેમને બહુ હતી.

સૌરાષ્ટ્રમાં નાગરીજ્ઞાતિનો સમુદાય બહુ છે તેથી અને બીજાં કેટલાંક કારણથી ત્યાંનું જ્ઞાતિભોજન સામાન્ય હોય છે. ગુર્જરાત્રમાં અનેક પ્રકારનાં પકવાન્ન, અને બીજાં સાહિત્યો થાય છે તેનો અનુભવ લેવા તેમની વૃત્તિ હતી. તેમાંથી કેટલાંક તો પ્રથમ મુંબઈમાં કરાવી ચાખ્યાં હતાં. ડુંગરપુરા પ્રદ્યુમ્નકાકાની રસોઈ તેઓ જમ્યા હતા. પણ સુત્રફેણી આદિ પકવાન્ન નોહોતા જમ્યા. તે સાહિત્ય નડિયાદમાં તૈયાર કરાવ્યાં હતાં.

નડિયાદમાં એક શાસ્ત્રીસ્વામીનામે સાધુ રેહેતા હતા. ચકલાશી ભાગોળે એકાન્તમાં દેસાઈ વાઘજીભાઈના ક્ષેત્રમાં એક સ્થાનકે તેઓ વાસ રાખી ત્યાં શ્રવણ કરાવતા. સુજ્ઞ ગોકુલજીભાઈ ત્યાં ગયા. સ્વામીજીની આત્મનિષ્ઠા અને વિરક્તિ જોઈ પોતે બહુ પ્રસન્ન થયા. ત્યાં કેટલાંક પ્રશ્નોત્તર થયાં. પછી યોગવિષેની વાર્ત્તા ચાલી. રાજયોગ જાણવાનો સુજ્ઞ ગોકુલજીભાઈને તીવ્ર અભિલાષ હતો. તેથી તે વિષય દર્શાવવા તેમણે પ્રાર્થના કરી. સ્વામીજી કેહે કે,—તે અભ્યાસ સાધ્ય છે. આરંભમાં ગુરૂસમીપ વસવાની અપેક્ષા છે. જે જે વિક્ષેપ પ્રતિબંધ નડતા હોય તે ગુરૂના જાણવામાં આવે ત્યારે તેને દૂર કરવાના ઉપાય તે બતાવે. જેમ કટાઈ ગયેલા શસ્ત્રને શાણઉપર સ્વચ્છ કરતાં શરાણિયો વારંવાર જૂવે છે કે ક્યાં કાટ છે. પછી જે ભાગમાં કાટ હોય છે તે ભાગ ઘશી કાહાડી ચકચકિત કરે છે. એ રીતે શસ્ત્ર સ્વચ્છ થાય છે અને તેમાં પછી પ્રતિબિંબ પડેછે. રાજયોગની પણ એજ રીતિ છે. ઈત્યાદિ ચર્ચા થઈ હતી.

તે સંધિમાં માધવગિરી સ્વામીજી પણ ત્યાં આવ્યા હતા. તેમને ત્યાં પણ અમે દર્શને ગયા હતા. ત્યાં અનેક પ્રસંગોઉપર સંવાદ થયો. કોઈ વિષયમાં સ્વામીજીએ ભગવદ્ગીતાનું પ્રમાણ આપ્યું. તેમાં પોતાના મતાનુસાર પાઠાન્તર કરચું હતું. સુજ્ઞ ગોકુલજીભાઈએ શુદ્ધ પાઠ હતો તે કહ્યો અને તે પ્રમાણે મત બતાવ્યું. ત્યાં સ્વામીજી હશ્યા અને બોલ્યા કેઃ—'હમ પ્રમાણકું નહિ માનતે હૈં. અમેરા અનુભવમેં આવૈં એ સત્ય. હમ છાપમુદ્રાકા વિશ્વાસ નહિ કરતે હૈં. હમ પરખકર લેતા હૈં. ટંકશાળમેં ખોટાભી નાણા પડ જાતા હૈં. તોડકે રૂપા નીકાલના ઔર દેખના કે રૂપા હૈ કે નહિ. કૃષ્ણવચનમેં દોષ હૈં વાં અમ સુધાર લેતે હૈં.' ઈત્યાદિ બોલ્યા. તેમણે કેટલાંક વાક્યોમાં ફેરફાર કરી નાંખ્યો હતો. તેવિષે સુજ્ઞ ગોકુલજીભાઈનું કેવું એમ હતું, કે, એમ પ્રત્યેક મનુષ્ય ગમતો અન્તર કરચાં કરે, તો મૂળનો નાશ થઈ બાહુ ભ્રમ થઈ જાય.

નડિયાદમાં નારાયણદેવનું મંદિર અને સન્તરામનું સમાધિસ્થાન છે ત્યાં પણ ગયા હતા. સન્તરામના સ્થાનકમાં રેહેતી સ્વચ્છતા જોઈ પોતે પ્રસન્ન થયા હતા.

નડિયાદમાં રા. દેસાઈ વિહારીદાસ આદિ કેટલાક સદ્ગૃહસ્થોને મળી બે ચાર દિવસ રહી પછી વડતાળ માર્ગે ખેડે ગયા. સ્વામીનારાયણનું જૂનાગઢમાં મંદિર છે તેને આશ્રય મળે એમ સમજી મુખ્ય સ્થાનમાં જૂનાગઢના પ્રધાન રા. રા. ગોકુલજીભાઈની આગતાસ્વાગતા કરવા સારૂ ત્યાં લઈ જવા વડતાળના આચાર્યભણીથી બાહુ આગ્રહ થયો. અધિકારી વાહનોસહિત લેવા આવ્યા હતા તેથી ત્યાં ગયા. સુજ્ઞ ગોકુલજીભાઈની કીર્તિ અને શાસ્ત્રનું વ્યસન તેમના જાણવામાં હતું. તેથી ત્યાંના મુખ્ય મુખ્ય પણ્ડિતોને પાસે રાખી ચર્ચા ચલાવી. સંવાદમાં સુજ્ઞ ગોકુલજીભાઈના વિચારને તેઓ અનુસરતા જણાયા. સુજ્ઞ ગોકુલજીભાઈને પ્રિય લાગે એવાજ વિચારો તેમણે કેહેવા માંડચા. પછી પોતાના ધર્મવિષે સ્પષ્ટ પ્રશ્ન પૂછયું. સુજ્ઞ ગોકુલજીભાઈ કેહે કે,—'મહારાજ! આપ હાલ જે

વિચાર આપો છો તે શાસ્ત્રપ્રમાણેજ છે. તેમાં હું બાધ જોતો નથી. એમ છે તો જૂદુ નામ આપવાનું પ્રયોજન જણાતું નથી.' સાધુ બોલ્યા કે,–'અધિકારીપ્રમાણે ઉપદેશ હોય છે. મૂર્ખને મૂર્ખ જેવો અને વિદ્વાન્‌ને તદનુસાર ઉપદેશ કરાય છે.' ઇત્યાદિ. સુજ્ઞ ગોકુલજી-ભાઇનું એ પંથવિષે એમ મત હતું કે:–સામાન્ય સ્થિતિનાં મનુષ્યો–શૂદ્ર, કાઠી, કોલી, ભીલ, આદિ સારૂ એ પંથ બાહુ ઉપયોગી છે. એ પંથ પ્રવર્તકોએ દ્વિજવર્ણ–બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય–એઓને જૂદો પંથ છે એમ દેખાડી, બોધવા ન જોઈયે.

આચારજી મહારાજે પછી એકાન્તમાં લઈ જઈ રા. રા. ગોકુલજીભાઈને વસ્ત્રાભૂષણ આપવા માંડ્યાં. તેમણે સ્પષ્ટ ના કહી, તો પણ અત્યાગ્રહ કરી અનેક યુક્તિયે સમજાવવા માંડ્યું. પરંતુ તે નિષ્ફળ થયું. મહારાજને આશ્ચર્ય લાગ્યું, અને પછી બાહુ પ્રશંસા કરી. રા. રા. ગોકુલજીભાઈયે મહારાજનો મેવા આદિના નૈવેધનો પ્રસાદ સ્વીકારી આજ્ઞા લીધી.

બાહુ સહવાસ અને સત્સમાગમ રહ્યાપછી આ સ્થળેથી સુજ્ઞ ગોકુલજીભાઈની આજ્ઞા લઈ આ લખનારને જૂદાં પડવું પડ્યું. તે સમયે સુજ્ઞ ગોકુલજીભાઈયે ઉપદેશ આપ્યો કે:–'પ્રારબ્ધકર્મ કૂતરો અને આ શરીરરૂપી ચામડું છે. તે તેને ગમે તેમ ચૂંથે. આપણે અખંડ જ્ઞાનમાં સાક્ષીવત્ રેહેવું, અને વૃત્તિ સચ્ચિદાનંદમાં મગ્ન થઈ રેહે એવું સદા પ્રયત્ન કરવું.'

રા. રા. ગોકુલજીભાઈ ખેડે રા. રા. મુકુંદરાય હતા તેમને મળી સ્વદેશ ગયા.

આ સહવાસમાં અનેક વિષયોઉપર ચર્ચા ચાલેલી. તેમાં એક ન્યાયાધીશ અને એક વૈદ્ય–ડાકટર–ને જૂનેગઢ મોકલવાનો નિર્ણય થયો હતો.

તે બેમાં તે તે સંબંધી જ્ઞાન સાથે બીજી પણ કેટલીક યોગ્યતાની અપેક્ષા અને અગત્ય દેશી રાજ્યોમાં હોય છે, તેથી યથેચ્છ ગૃહસ્થ મળવા દુર્લભ હતા. પરંતુ અન્તે બે ગૃહસ્થો મળ્યા. તેમાં પ્રથમ

ડાક્ટર અમીદાસ મનજી, એલ. એમ., અને જસ્ટિસ-આવ-ધી-પીસ ને જૂનાગઢ સંસ્થાનમાં ડાક્ટર રાખવા ઠરાવ થયો. આ પ્રસંગે આ લખનારે કેહેવાની અગત્ય છે કે ડા. અમીદાસે—પોતાની વિદ્યા અને યોગ્યતાથી ત્યાંના લોકોને સંતોષ આપી તથા ઘણાની પ્રીતિ-મમતા સંપાદન કરી, પોતાની ભલામણ કરનારને યશ અપાવ્યો છે; અને પોતે સારી કીર્ત્તિ મેળવી છે.

ન્યાયભાગસારૂ જે ગૃહસ્થને માન્ય કરવામાં આવ્યા હતા તે રા. રા. મણિભાઈ વિદ્યમાન જસભાઈ હતા. અમદાવાદમાં ન્યાયાધીશની 'આફીસમાં' તેઓ 'હેડ ક્લાર્ક' હતા; અને ન્યાયાધીશની પરીક્ષામાં તેઓ પાસ થયા હતા. તેમને સુરાષ્ટ્ર (જૂનાગઢ) સંસ્થાનના ન્યાયભાગના અધિકારીનું પદ આપ્યું. તેઓએ એક વર્ષના બંધન સાથે સ્વીકાર કર્યું.

આપણાં મહારાણી વિક્ટોરિયાના ઉપયુવરાજ 'ડ્યુક આવ એડિનબરો' એ વર્ષમાં ભરતખંડમાં આવવાના ઠર્યા. અંગ્રેજી રાજ્યકુટુંબનો કુમાર તે રાજ્ય થયા પછી પ્રથમજ આ દેશમાં આવનાર હતો, તેથી તેને સર્વોપરી માન આપવા બહુ જનો ઈચ્છતા. પ્રત્યેક પ્રાન્તમાંના દેશી રાજાઓને આમંત્રણ મોકલી રાજધાનીમાં તેડ્યા હતા. જૂનાગઢના નવાબસાહેબ પણ તે પ્રસંગસારૂ વેરાવળથી જળમાર્ગે 'સ્ટીમરમાં' (બાષ્પનૌકામાં) મુંબઈ આવવા નીકળ્યા. રા. રા. ગોકુળજીભાઈ પણ તે પ્રસંગે મુંબઈ આવ્યા. મહાલક્ષ્મીઉપર 'ફ્રામજી હાલ' નામે બંગલામાં ખુ. નવાબસાહેબે ઉતારો રાખ્યો હતો. તે સામેની દામુલશેઠની વાડીમાં રા. રા. ગોકુળજીભાઈ ઉતર્યા હતા. ખુ. નવાબસાહેબ પણ પ્રથમજ મુંબઈ પધાર્યા હતા. તેમના વઝીરસાહેબ બહાવદ્દીન તથા મુખ્ય મન્ત્રદ (councillor) જ. સાલેહહિંદી અને નૃસિંહપ્રસાદ આદિ સર્વ મંડળ સાથે હતું. આ સમયે બહુ ઉદારતાથી તેમણે ધન વાપર્યું હતું. અને સારાં સારાં કામોમાં બહુ નાણાં આપી ઉત્તેજન આપ્યું હતું.

રા. રા. ગોકુલજીભાઈ કેહેતા કે,—'રાસ્તગોફતાર અને સત્યપ્રકાશ' પત્રના સારા લખાણથી અમારો ભાવ તે પત્રઉપર બહુ હતો. તેથી તેના તંત્રી શેઠ કેખુશરો નવરોજજી કાબરાજીને આમંત્રણ મોકલી બોલાવ્યા, અને ખુ. નવાબસાહેબની તરફથી માનવસ્ત્રના કરી રૂ ૧૦૦૦ આપવા માંડચા. પરંતુ તેમણે ઉપકાર માની તે લેવાની સ્પષ્ટ ના કહી. બહુ આગ્રહ કરચો તોપણ તેઓ ચળ્યા નહિ. તે તંત્રીની આ નિર્લોભતા અને તેથી ઉપજતી સ્વતંત્રતા જોઈ આશ્ચર્ય લાગ્યું. અને જે મૂળ ભાવ હતો તેમાં બહુજ વૃદ્ધિ થઈ. આ કેવળ ગુપ્ત વાત હતી પણ ન્યાય અને સત્યને અર્થે અત્રે પ્રસિદ્ધ કરવામાં બાધ ગણ્યો નથી. સદ્ગુણ કેટલાક સમય સુધી કદિ ઢંકાઈ રેહે પણ અન્તે તે વિશેષ તેજ સાથે પ્રકાશવો જોઇયેજ, અને તેમ પ્રકાશે છે.

ખુ. નવાબસાહેબને ઘણા ગૃહસ્થો પોતાને ત્યાં એ વેળા પધરાવતા. એક દિવસ રા. રા. ધીરજલાલને ત્યાં ખુ. નવાબસાહેબને પધરાવ્યા. તે વેળા એક નાયકાને તેમણે બોલાવી હતી. તે નૃત્ય ગાન કરતી હતી. પણ તેથી પ્રસન્નતા થઇ હોય એમ ન દેખાયું. એટલે ઉદાર ધીરજલાલે 'તાની' નામે બીજી નાયકાને બોલાવી. તે વિશેષ ચતુર, ગાયનકલામાં કુશળ, અને સલુણી હતી. હિંદુસ્થાની, ફારશી, અને સંસ્કૃત પણ શુદ્ધ ગાતી હતી. સમયોચિત બોલી પણ જાણતી. તેથી સર્વે પ્રસન્ન થયા. રા. રા. ગોકુલજીભાઈને નવ વાગે સૂવાની ટેવ હતી. કારણ નિરન્તર તેઓ ચાર વાગે ઉઠતા હતા. ઉપરને દિવસે અગિયાર-બાર વાગતા સુધી જાગ્યા. પણ પછી ઉઠી ગયા. બીજા મંડળને તો ગમત પડી તેથી બહુ મોડીવાર સુધી બેઠા. બીજે દિવસે કંઈ પ્રસંગ નીકળતાં રા. રા. ગોકુલજીભાઇયે ગાયનના સુખવિષે કહ્યું કેઃ—

'યોગ્ય ગાયન હોય તો સર્વને તે પ્રિય લાગે છે, અને તેનું કારણ છે. શબ્દની ઉત્પત્તિ આકાશથી છે, અને ઈશ્વરે આકાશનેજ પ્રથમ ઉત્પન્ન કરચું છે. એટલે આકાશને ઈશ્વરનો પુત્ર

ગણિયે અને તે આકાશનો પુત્ર શબ્દ છે. તે શબ્દ ઈશ્વરનો પૌત્ર થયો. અર્થાત્ ઈશ્વરનો શબ્દ સમીપનો સંબંધી હોવાથી, તે નિર્દોષ યથાર્થ મનહર રૂપમાં હોય તો, તે સર્વને અતિપ્રિય થાય તેમાં આશ્ચર્ય નથી.'

જે ગૃહસ્થોએ ખુ. નવાબસાહેબને પોતાને ત્યાં પધરાવી ભેટ આપેલી, તે ગૃહસ્થોને માનવસ્ત્રાદિ આપવા ખુ. નવાબસાહેબના મંડળે નિર્ણય કર્યો હતો. તેમાંથી કેટલાકને તો ખુ. નવાબસાહેબની સાનીધ્ય આપવામાં આવ્યાં. બાકીનાને આપવા રા. જાદવજી મૂળજીને નીમી સામાન તેને સ્વાધીન કરવામાં આવ્યો હતો. તેઓ કેટલાકને આપી આવ્યા. તેમાંથી એક મેમણ ગૃહસ્થે તે માન વસ્ત્રો પાછાં મોકલ્યાં, અને કાહાવ્યું કે એટલું બધું હોય નહિ. માણસ તે પાછાં મૂકી ચાલતો થયો. રા. રા. ગોકુલજીભાઈયે તે વસ્ત્રાદિ મૂળની ટીપ સાથે મેળવ્યાં. તો એક ભારે વસ્ત્ર ખૂટ્યું. પેલા ગૃહસ્થે બધાં વસ્ત્ર પાછાં મોકલ્યાં હતાં એવું તેમના સમજવામાં હતું. રા. જાદવજી પોતાના પૂર વિશ્વાસુ મનુષ્ય હતા. તેમ છતાં એક વસ્ત્ર ખૂટ્યું એટલે રા. રા. ગોકુલજીભાઈના મનમાં એમ શંકા આવી કે એ વસ્ત્ર રા. જાદવજીએ રાખ્યું અને વિશ્વાસઘાત કરચો. તુરત આવું અનુમાન ન કરવાને પણ બાહુ કારણ હતાં, પણ તે તેમના મનમાંજ ન આવ્યાં. વિશ્વાસએ ઘાત કરચો એમ માની લીધું અને તેથી એક પળમાં તેમને વિશેષ ક્રોધ વ્યાપી ગયો. અને રા. જાદવજીને 'જાદવજુ' કહી તિરસ્કાર કરવા લાગ્યા. અને એકાએક વિરૂદ્ધ મત કરી દીધું. આ જોઈ આ લખનારને આશ્ચર્ય લાગ્યું અને સૂચના કરી કે:—તેને પૂછ્યાવિના મત બાંધવું ઉચિત નથી. ભૂલથી તેની પાસે તે વસ્ત્ર રહ્યું હશે કે બીજા કોઈને ત્યાં વધારે ગયું હશે; લાવનારની ભૂલ હશે, એવાં અનેક કારણનો સંભવ છે; તેનું યોગ્ય સમાધાન હશે. ઈત્યાદિ કહ્યું પણ તે પ્રદીપ્ત સમયે તેની કંઈ આસર થઈ નહિ. ક્રોધ પછી શમી ગયો ત્યાં રા. જાદવજી આવ્યા. તેમને પૂછતાં એમ નીકળ્યું

કે તે બીજાને ત્યાં આપવા સૂચવ્યું હતું તેમ આપ્યું છે. અન્તે રા. જાદવજી નિર્દોષ ઠરયા. વચ્ચે રા. રા. ગોકુલજીભાઇ ક્રોધાવેશમાં ક્લેશ પામ્યા તે નિરર્થક ગયું. તેમની વિદ્યા અને બુદ્ધિ જોતાં, કોઈક પ્રસંગે એવો અકારણ અવિશ્વાસ અને ક્રોધ જોઈ, સશોકાશ્ચર્ય પમાતું. અને રાજપ્રસંગમાં તેઓ રજતમગુણી થઈ જતા એ સ્પષ્ટ દેખાતું. તેમની સદાની સાત્વકી પ્રકૃતિને લીધે, કોઈ પ્રસંગે રજોગુણ કે તમોગુણ વ્યાપતો ત્યારે વિલક્ષણ વિપરીતતાથી તે અધિક ભયંકર અને વિરૂપ દેખાતો.

તેઓ આ વેળા જળમાર્ગે પાછા ગયા. રા. મણિભાઈને મુંબઈ તેડાવી પોતાની સાથે લેતા ગયા.

પ્રુ. નવાબસાહેબ અને મંડળ મુંબઈ આવ્યાથી તેમના મન ઉપર સારી મુદ્રાઓ પડી. પ્રજાના સુખ સારૂ શું શું કરવું યોગ્ય છે, રાજ્યવિભુતિ શામાં છે, કેવા કેવા સમર્થ લોક જગત્માં છે, મહત્ અને વિકટ કાર્યો રીતિપૂર્વક નિયમસર કરેથી કેવાં સુલભ થાય છે એ આદિ તેમણે પ્રત્યક્ષ દીઠું, અને તેમાંથી બની શકે તેનું અનુકરણ કરવા તેમની વૃત્તિ થઈ હતી.

જૂનેગઢ જઈ તેમણે જ્યેષ્ઠમાસમાં ઔષધશાળા સ્થાપી. રાજમહાલય આગળ જે જૂનાં ઝુંપડાં હતાં અને માર્ગ ન હતો તે દૂર કરી વિશાળ દ્વાર કરવાનો સંકલ્પ કરચો અને કેટલાંક નવાં સ્થાનકો બાંધવા ધારચું.

સુજ્ઞ ગોકુલજીભાઈ મુંબઈ આવવા વેરાવળ આવ્યા તે સમયે ત્યાં શ્રીમત્કૈલાસપર્વત સ્વામીનાં પ્રથમ દર્શન થયેલાં. તે સમયે કેટલીક શાસ્ત્રચર્ચા થયેલી. રા. રા. ગોકુલજીભાઈ જેવા ગૃહસ્થ, રાજાના પ્રધાનપદઉપર છતાં, વેદાન્તશાસ્ત્રમાં પ્રવીણ છે એમ જોઈ સ્વામીને બાહુ સાનંદાશ્ચર્ય થયું. અને પ્રસન્ન થયા. સ્વામીશ્રીની વિદ્વત્તા જોઈ સુજ્ઞ ગોકુલજીભાઈને પણ ઈચ્છા થઈ કે એ સ્વામીનો અધિક સમાગમ થાય તો સારૂ. તે ઉપરથી જીર્ણદુર્ગ પધારવા પ્રાર્થના કરી. સજ્જનના દુર્નિવાર્ય સ્નેહના બળથી સ્વામી

ખેંચાયા. અને કોઈ પ્રસંગે જીર્ણદુર્ગ જવાનો સંકલ્પ થઈ ગયો. તેમપ્રમાણે ચાતુર્માસમાં જીર્ણદુર્ગ આવ્યા. સ્વામી બ્રહ્મનિષ્ટ હતા તેમ શ્રોત્રિય પણ હતા. પ્રારબ્ધયોગે વલી તેઓનો સત્કાર રાજ્યોમાં પણ હતો. તેથી તેમના પ્રવાસમાં એક રાજાનો આશ્રય મળતો. પોતે સમર્થ તેથી અભ્યાસ કરવા તેમની સાથે શિષ્યવર્ગ પણ રેહતો. તેવા બાહ્યોપાધિ સાથે સ્વામીશ્રી જીર્ણદુર્ગ પધારચા. સુજ્ઞ ગોકુલજી-ભાઈ પોતે ઉપાધિમાં હતા પણ નિરૂપાધિને શ્રેષ્ઠ ગણતા હતા. સ્વામીશ્રી સાથે મંડળી જોઈ તેમનાઉપર રા. રા. ગોકુલજીનો જરા અનાદર થયો હતો. કોઈ રાજ્યકર્મના પ્રસંગથી તે સંધિમાં તેમને રાજકોટ જવું થયું. ત્યાં વ્યાસજી જયકૃષ્ણજીનું પત્ર એજ સ્વામી-શ્રીની પ્રશંસાનું આવ્યું તેના ઉતરમાં સુજ્ઞ ગોકુલજીભાઈ લખે છે કે:—

"સ્વસ્તિશ્રી સકળ વેદાન્તાર્થાવલોકનેન સ્ફુટીકૃતાત્મબોધતયા, 'તદ્દેવાસુપ્તેરામૃતિકાલં' ઈત્યાદિ વાક્ય સાફલ્યકૃત બહિર્વ્યવહારવર્ત્તમાન શ્રીવ્યાસ મૂર્તિ વ્યાસશ્રી જયકૃષ્ણજી, ચરણસમીપે રાજદુર્ગેઽધુના સ્થાયિ સેવારહિત ગોકુલજી સંજ્ઞકેન કૃતાનંતનતયોગી કૃતા:સન્તુ.

"આપનું પ્રિયદર્શક કૃપાપત્ર આજ રોજ પોહોંચ્યું તે વાંચી આપનાં દર્શનતુલ્ય આલ્હાદ થયો. આ શરીરને આરબ્ધ યોગ-થી એક સ્થાને સ્થિતિ નથી. હાલ અહિ છે. બે ચાર દિવસમાં જૂનાગઢ જવું થશે.

"જે સમયે શિવરાત્રી કરી વેરાવળ માર્ગે મુંબઈ અમારૂં આવવું થયેલ તે સમયે શ્રીત્રિવેણીસંગમ પ્રભાસ તીરે સ્વામીજી વિરાજમાન હતા. તેમનું સહજ દર્શન થયું. પાસે વિચારમાં **'मुक्तावली'** ગ્રંથ હતો. તેથી વિદ્વાન્ જાણી,—અવકાશે જૂનાગઢ પધારશો તો સમાગમ થશે—એમ ભાષણ માત્ર થયેલ. અને જે સેવા ચીંધી તે કરેલ. એજ સ્વામી જૂનાગઢ પધારચા છે. ૮ આસામી છે. પ્ર-વાસાદિ મહાન્ કાર્ય વ્યવસાયથી જૂનાગઢમાં દર્શન લેવાણું નથી, સીધા સામગ્રીથી જે સેવા તે બને છે. હવે જૂનાગઢ જઈ જરૂર દર્શન લેશું. નામ જાણતો નથી. પણ તમે પત્ર બીડ્યા છે તે

હશે તો તેને દેશું. અને ઉત્તર લઈ બીડીશું. ટાણું જાણી સ્વામીનો સમાગમમાં અનાદર રહ્યો. હવે આપ લખોછો જેથી અવશ્ય સમાગમ લેશું.

સાંપ્રત વિચારમાં **સૂત્રભાષ્ય** પુનરાવૃતિ ચાલે છે. **આત્મપુરાણ મૂળ** પણ અવલોકન કરૂં છું. ઘણું અશુદ્ધ, શ્લોક ત્રુટિત છે સટીક શુદ્ધ ત્યાં લખાવવા બને તો મનસુખરામને બતાવશો.

ઋગ્વેદનાં આઠ મંડળનું વેદભાષ્ય (છે). યજુસ્સંહિતા 'ભાષ્ય' નથી પણ 'દીપીકા' છે. શતપથબ્રાહ્મણ, કાત્યાયન શ્રૌતસૂત્ર, સામવેદ મૂળ, એટલું આવેલ છે. જૈમિનિસૂત્ર વ્યાખ્યા ઈચ્છિત હતી તે આવી નથી.

રાજશ્રી ગગાભાઇ તથા સામળભાઈ, આપ સાથે તકરાર કરી, તેજ અમારા સાથે કરે છે. અમો ચોખ્ખું કહું છું જે અમે તો મુકત સ્વરૂપ છઉં. તે વાતથી આશ્ચર્ય માને છે. જે વારે ગણેશશાસ્ત્રી જૂનાગઢ થઈ ભાવનગર ગયા તેવારે પણ પત્રદ્વારા અમારે ગગાભાઈ સાથે ઘણા પ્રશ્નોત્તર થયા. તે પછે તેમના અમારા પત્ર ભારતીસ્વામીને શ્રીકાશી બીડેલ. તે સ્વામીયે મારો મત વધારે પસંદ કરેલ છે. મુક્તાભિમાની ઈત્યાદિ શાસ્ત્રવાક્યની સ્પષ્ટ વ્યકિત રામમહારાજ (જેવા) પ્રકાશકરનાર આ જગતમાં દુર્લભ છે. એ ગણેશજી અમને પુંડરિકનાથમાં મળ્યા. 'પંચદશી' વાંચતાં અમારી બુદ્ધિ વખાણતા; (પણ) નિષ્ઠા માનતા નહિ. હાલ રામનાથ ગયા છે.

એજ વિનતિ કૃપા છે તેવી રાખી સ્મરણમાં લાવી અવકાશે સુબોધપત્રિકા લખાવશો,—જેના દર્શનથી આનંદ થાય છે તે લખી શકતો નથી. હું પણ જૂનાગઢ જઈ પત્ર લખીશ. આપને પત્ર નથી લખી શકતો એ ખેદકારક છે. દૈવેચ્છા. શ્રાવણ શુદિ ૧૦ શનિવાર. સર્વ સજ્જન મંડળીને જય સચ્ચિદાનંદોહં કેહેશો.

---

સકલગુણગુણાલંકૃત, વ્યાસમૂર્ત્તિ વ્યાસજી શ્રીજયકૃષ્ણજી,
શ્રીમુંબઈ.

સેવામાં શ્રીજૂનાગઢથી લિ. દર્શનાભિલાષી ઝાલા ગોકુલજી વિ. સંપત્તિરામના સાષ્ટાંગ નમસ્કાર. વિશેષ વિનતિ જે પત્ર એક રાજકોટથી આપને લખેલ છે તે પોહોતો હશે. કૃપા કરી તેની પોહોંચ લખશો. અહિં આવીને સ્વામીશ્રી કૈલાસપર્વતની સેવામાં નિત્ય પ્રાતઃકાળે જવા અમે નિયમ કર્યો છે. સ્વામીશ્રી અપૂર્વ વિદ્વાન્ તેમ મારાઉપર બહુજ કૃપા રાખે છે. એક માસપર્યંત સ્વામીશ્રી પાસે જવા મારે કોઈ પ્રકારે અવકાશ ન આવ્યો તેનો હવે પસ્તાવો થાય છે. પ્રારંભમાં સ્વામીશ્રીયે **सिद्धान्तमुक्तावली** શ્રવણ કરાવી. તેમના આગ્રહથી **तर्कसंग्रह** તથા **न्यायकारिकावली**નો અભ્યાસ કરૂંછું; અને **वेदान्तपरिभाषा** પણ જોઉંછું. સ્વામીશ્રીની વિદ્વત્તા અપૂર્વ છે. તેમજ મુમુક્ષુને દૃઢ નિષ્ઠા થાય તેવોજ બોધ છે. આ શરીરને બહુકરી બહિર્ગમન પ્રારબ્ધ છે જેથી ઘણા આગ્રહથી સ્વામીશ્રીને રોકી શકતો નથી. નહિ તો વર્ષવટોળ સમાગમ લેવા પૂરી ખુશી મને થઈ છે. હવે અહિંથી સ્વામીશ્રી ત્યાં આપના તરફ પધારવા ઇચ્છા કરે છે. આપનો બીડેલ પત્ર તેમને આપ્યો. તેનું ઉત્તર પરબારૂં તેણે લખી મોકલ્યું છે. એજ વિનતિ. કૃપા રાખવી. **सटीकआत्मपुराण**નો યોગ થાય તો કરશો. સં. ૧૯૨૬ ના ભાદ્રપદ શુદિ ૭ ભૃગુવાર વિ. ગોકુલજીના અભિન્નરૂપે સચ્ચિદાનંદોહમ્ વાંચશો. તે સર્વ સજ્જન મંડળીને કહી અમારૂ સ્મરણ કરજો. એજ વિનતિ.

---

સર્વ શુભોપમા વિરાજમાન રાજશ્રી ૫
મનસુખરામ સૂર્યરામ. મુંબઈ.

શ્રીજીર્ણગઢથી લિ. ઝાલા ગોકુલજી વિ. સંપત્તિરામના નમસ્કાર. ઉપરાન્ત સ્વામીશ્રી કૈલાસપર્વતજી પોતાની મંડળીસહિત અત્રે હાટકેશ્વરજીની જગામાં ચાતુર્માસ નિવાસ રાખી હાલ નર્મદાતીર

થોડા કાળ રેહેવાની ધારણાથી તે તરફ પધારચા છે. એ સ્વામી બહુ વિદ્વાન્ વેદાન્તશાસ્ત્ર નિપુણ છે. અમારે તેમના સત્સંગ સમાગમનો લાભ ઘણોજ થયો છે. આપ તેમનાં દર્શન લેશો. એટલે તેમની વિદ્વત્તા અનુભવમાં આવશે. એ સ્વામીજીને જરૂર મળજો. કંઈ કામ કાજની આજ્ઞા કરે તો બજાવી દેજો. સ્વામીજી સર્વ પ્રકારે સેવા કરવા યોગ્ય છે. તમને વધુ ભલામણ લખવા પ્રયોજન નથી. એજ. સં. ૧૯૨૬ ના આસુની શુદિ ૧૦ ભોમવાર.

વિ. ગોકુળજી.

સ્વામીશ્રી કૈલાસપર્વતવિષે સુજ્ઞ ગોકુળજીભાઈ કેહેતા કેઃ—તેમનું ટોળું જોઈ પ્રથમ અનાદર થયો તેથી મળવાજ ન ગયો. પછી રાજકોટ ગયો. ત્યાંથી આવીને પણ થોડા દિવસ ન ગયો. એટલે સ્વામીશ્રિયે કાહાવ્યું કેઃ—તમને અવકાશ ન મળતો હોય તો હું તમારી પાસે આવું. પછી એક દિવસ પ્રાતઃકાલમાં આન્હિક કરી ત્યાં ગયો. સ્વામીશ્રી તે વેળા એકાન્તમાં હતા. શિષ્યવર્ગે કહ્યું કે એક અર્ધ ઘટિકામાં બાહેર પધારશે. થોડીવારે શિષ્યે જઈ મારૂ નામ કહ્યું. મને એકાન્તમાંજ બોલાવ્યો. અને એમજ પ્રશ્ન કર્યું કે—આપના મનમાં કંઈ સંશય આવ્યો કલ્પાય છે. તેના ઉત્તરમાં મેં સ્પષ્ટ કહી દિધું કેઃ—મહારાજ! ઉપાધિથી તો અમે પૂરા ઘેરાયલા છિયે. પ્રપંચમાં મગ્ન છિયે તેને નિરૂપાધિ હોય તે તારી શકે. આપની ઉપાધિ જોઈ મનમાં અનાદર થયો હતો. સ્વામીશ્રી પ્રસન્ન થયા અને હસીને બોલ્યા કેઃ—આપનું કેહેવું યથાર્થ છે. પરંતુ બાહ્યોપાધિ ઉપરથી અન્તર્‌ની કલ્પના કરવી એ યથાર્થ નથી. વ્યવહારમાં અને પરમાર્થમાં ઉભયમાં તે અયથાર્થ છે. હું તો એવો સમર્થ નથી. પરંતુ ખરા સમર્થ તો તેજ છે કે જેઓ ઉપાધિસ્થ છતાં નિર્લિપ્ત રેહેછે. અન્તર્ સ્વચ્છ છે તો બાહ્યોપાધિ બાધકારક નથી. તમારી બુદ્ધિ જોઈ સ્નેહાકર્ષણ થયું અને વેદાન્તશાસ્ત્રની વૃદ્ધિ ઈચ્છી તમ જેવાને પરિપૂર્ણ કરવાની અભિલાષાથી અહિં આવ્યોછું. ખરૂ રૂપ સમાગમથી જણાય છે. ઉપરના દેખાવથી ભૂલાઈ મત

બાંધવું નહિ, આદિ કહ્યું. પછી સમાગમ થતાં શાસ્ત્રમાં તેમનો પ્રચાર, સૂક્ષ્મબુદ્ધિ અને વિરાગ એ બધાં અપૂર્વ લાગ્યાં. ઉપર ઉપરના દેખાવથી મત ન બાંધવાવિષેનો તેમનો બોધ યથાર્થ લાગ્યો, ઈત્યાદિ.

સ્વામીશ્રી કૈલાસપર્વત મુંબઈ પધારચા. તેઓ વાલુકેશ્વરઉપર ઉતરચા હતા. ત્યાં કુટુંબી અને મિત્રોસહિત આ લખનાર દર્શને ગયો હતો. ઘણા ભક્તો ત્યાં ભેળા થયા હતા. તેમાં કેટલાક તો છેકજ સામાન્ય હતા પણ ભાવિક બહુ હતા. એક ભક્તે પૂછ્યું કેઃ—મહારાજ! પ્રારબ્ધ મ્હોટું કે કર્મ મ્હોટું? સ્વામીશ્રીએ ઉત્તરમાં કહ્યું કેઃ—એનો ઝગડો ભારેછે. એઉપર વાદવિવાદ બહુ છે. તો-પણ અત્રે એક સમાધાન કહુંછું. પ્રથમ કોહો કેઃ—કારણ મ્હોટું કે કાર્ય અથવા પિતા મ્હોટો કે પુત્ર. ભક્ત કેહે કે—પિતા મ્હોટો. હવે કોહો કેઃ—પ્રારબ્ધ ઉત્પન્ન થાયછે શાથી? ભક્ત કેહેઃ—કર્મથી. જેવાં કર્મ કરિયે તેવું પ્રારબ્ધ બંધાય, અને જેવાં કર્મ કર્યાં છે તેવું પ્રારબ્ધ બંધાયું છે. સ્વામી કેહે કેઃ—તમારા કેહેવાપ્રમાણેજ કર્મથી પ્રારબ્ધ બંધાય છે એમ જણાય છે. તો કર્મ પિતા સ્થાને થયું અને પ્રારબ્ધ પુત્ર સ્થાને થયું. તેથી કર્મ જેને 'પુરૂષપ્રયત્ન' પણ કેહેછે, તે પુરૂષપ્રયત્ન પ્રારબ્ધથી મ્હોટું છે એમ તમારા કેહેવાપ્રમાણેજ સિદ્ધ થાય છે. માટે તેમ માનવું સારૂં છે. ઈત્યાદિ ચર્ચા ચાલી હતી. સાયંકાળે સ્વામી ફરવા નીકળ્યા. માર્ગમાં એક બાષ્પયંત્ર પડ્યું હતું. તેમાં કેમ શક્તિ આવે છે એ વાત સ્વામિયે પૂછી. તે સમજ કેહેતાં સ્વામીશ્રી તત્કાળ સમજી ગયા. તેમની બુદ્ધિ એવી સૂક્ષ્મ હતી કે ગમે તે વિષયમાં તેનો પ્રચાર થઈ શકતો હતો. તેમના વ્યવહારસંબંધમાં વિચાર પણ એવા વિવેક ભરેલા કે, પૂર્વે કોઈ સારા રાજ્યપ્રસંગમા તેઓએ અનુભવ લીધો હોય એમ દીશી આવતું હતું.

સંવત્ ૧૯૨૭ ના આરંભમાં મુંબઈના ગવર્નર સર સિમોર ફિટ્ઝ્‌ગિરાલ્ડ સૌરાષ્ટ્રમાં આવ્યા. તે પ્રાન્તના સર્વ સંસ્થાનના રાજા, ઠાકુરો, ભૂમિયા આદિને રાજકોટમાં આમંત્ર્યા. ત્યાં સારો મેળો થયો. આ લખનાર પણ તે પ્રસંગે પ્રથમજ સૌરાષ્ટ્રમાં ગયો. ત્યાં મળેલા

રાજવર્ગી લોકે ગવર્નરસાહેબને એક માનપત્ર આપી સારી આગતાસ્વાગતા કરી.

રા. રા. મણિભાઈ વિ. જશભાઈએ એ માનપત્રની રચના કરી લખ્યું હતું અને સભામાં તે વાંચ્યું પણ તેમણેજ. તેમની લખવાની શક્તિ અને શૈલી તેમ વાંચવાની છટા જોઈ સર્વે પ્રસન્ન થયા. જૂનાગઢસંસ્થાનમાં રા. રા. ગોકુલજીભાઈ એક રત્ન લાવ્યા છે, એમ સમજતા ગૃહસ્થો કેહેવા લાગ્યા. એક બીજા કામમાં રા. રા. મણિભાઈએ લખાણ કરયું હતું. તે પોલિટિકલસાહેબને ત્યાં જતાં, તેનાં પણ વખાણ થવા માંડયાં. રા. રા. મણિભાઇની કુશળતાની કીર્ત્તિ સૌરાષ્ટ્રમાં પ્રસરવા લાગી.

ગવર્નરસાહેબ રાજકોટમાં સર્વેને મળ્યા પછી, પ્રથમ વર્ગનાં સંસ્થાનમાં પણ મળવા ગયા. જૂનેગઢ પણ તેઓ આવ્યા. ત્યાં તેમની રાજયોગ્ય આગતાસ્વાગતા કરવામાં આવી. ગવર્નરસાહેબે કહ્યું કેઃ—જૂનાગઢનું મંડળ જોઈ હું બહુ પ્રસન્ન થયોછું. ગિરિનાર જઈ આવી ગવર્નરસાહેબ વિદાય થયા.

આ લખનાર થોડા દિવસ જૂનાગઢમાં રહ્યો. સુજ્ઞ ગોકુલજીભાઈનાં સ્નેહમમતા કેવાં અપૂર્વ, સાત્વિક, અને શુદ્ધ હતાં તે અનુભવવાના પ્રસંગ અત્રે બહુ આવ્યા. આ લખનારને પોતાના કનિષ્ઠ બંધુવત્ ગણી પરોક્ષે એવી પ્રશંસા કરી હતી કે બહુજનની મમતા થયાવિના રેહે નહિ. વિશેષેકરી તેમના સંબંધમાં લોકને એવી વાત અપરિચિત હતી તેથી તેમને આશ્ચર્ય લાગતું. રા. મણિભાઈ અને ડા. અમીદાસવિષે પણ જૂનાગઢી ગૃહસ્થોનું મત ઉચ્ચ હતું. આ વાતનું સુજ્ઞ ગોકુલજીભાઈનેજ માન ઘટતું હતું અને તે પ્રમાણે તેમની ગુણજ્ઞતાની પ્રશંસા થતી. પોતે પણ તેનું અભિમાન રાખતા. ઉપરના બંને પરદેશી ગૃહસ્થોવિષે તેમને આશાનુરૂપ સંતોષ થયો હતો, અને બહુ પ્રસન્નતા બતાવતા હતા. રા. મણિભાઈ એક વર્ષના બંધનથી ગયા હતા. તેમને સદાને સારૂ રાખી લેવા ગોકુલજીભાઈનો પૂર્ણ ભાવ થયો હતો. વઝીર બહાવદીનભાઈ આદિ

મંડળનો ભાવ પણ તેવોજ હતો. રા. મણિભાઈ કેહે તેવો ઠરાવ કરી આપો તેમને રાખવાની જૂનાગઢના મંડળની વૃતિ હતી. વર્ષમાં થોડા માસ શેષ હતા તેથી તેમાં વિચાર કરી પછી નિર્ણય કરવા ઉપર એ વાત રાખી રા. મણિભાઈ તથા આ લખનાર સોરાષ્ટ્રમાં પ્રવાસ કરાવા નિસર્યા. રા. દુલેરાય વિ. મંગળજી બુચ અમારા સંગાતમાં આવ્યા. તેઓ તે દેશના જાણીતા હતા અને અમારા ઉપર સ્નેહભાવ રાખતા તેથી બહુ ઉપયોગી થઈ પડ્યા. ગોંડળ, રાજકોટ થઈ પ્રથમ નવાનગર ગયા. ત્યાં મહારાજા જામસાહેબે સારો આદરસત્કાર કરી જે વિવેક અને ઉદારતાસારૂ તેઓ પ્રખ્યાત છે તે બતાવ્યાં. ત્યાંથી ખંભાલીએ થઈ પછી શ્રીદ્વારિકા ગયા. દ્વારિકામાં શંકરસ્વામીનો 'શારદામઠ' છે. ત્યાંના સંપ્રદાયનું નામ 'કીટવાર' છે. દેવતા સિદ્ધેશ્વર, આચાર્ય વિશ્વસ્વરૂપ અને તીર્થ ગોમતિ છે. આ પવિત્ર સ્થળનો ઉદયાસ્ત જોઈ અમને સશોકાશ્ચર્ય લાગ્યું. ત્યાં વિપરીત દશાજ દીઠી. ત્યાં એક નામનો સન્યાસી રહેતો હતો. તે દ્વારિકાનાથના દેવાલયના સિંઘાસામનના ભંડારીનું કામ કરતો હતો. તે કેવળ નિરક્ષર હતો. શારદામઠની પૂર્વની અનેક સંપતિમાંથી માત્ર ભગવાં વસ્ત્રરૂપી એકજ ચિન્હ ત્યાં હતું. આ જોઈ બહુ ખેદ થયો અને વિચારતરંગ ઉછળવા લાગ્યા. કાળ સર્વને કેવો વિરૂપ કરી દે છે તેનું એ પ્રત્યક્ષ દૃષ્ટાન્ત હતું.

દ્વારિકાથી અમે બેટ ગયા. ત્યાંથી કચ્છભૂજ ગયા. તે દેશ જોઈ મહાશિવરાત્રીઉપર જળમાર્ગે વેરાવળ આવ્યા. માર્ગમાં તોફાન લાગ્યું અને બુડતે બુડતે વંચી ગયા. ત્યાંથી સોમનાથપત્તન ગયા. જગત્પ્રસિદ્ધ સોમનાથવિષે ઈતિહાસોમાં અમે થોડું વાંચેલું હતું. તેની પણ પ્રાચીન સમૃદ્ધિ તથા સંપતિ અને આધુનિક છિન્નભિન્નતા, ક્ષય તથા વિપતિ એ કંઈ વિલક્ષણ લાગ્યાં. 'જાણુમાં હાણુ' એ વાકય અત્રે અનુભવ્યું. એવા કાળમાં જેમ જાણ વધારે તેમ શોક દુઃખ અધિક થાય છે. ત્યાંથી જૂનેગઢ ગયા. રા. મણિભાઈ ત્યાંજ રહ્યા. આ લખનાર પાલીતાણા, વળા, ભા-

વનગર આદિ સ્થળે થઇ મુંબઈ આવ્યો. ત્યાં જૂનાગઢના રાજ્ય મંડળે અપ્રાર્થિત છતાં વર્ષાસન વધારી પ્રસન્નતા બતાવી તેનો રાજ્યલેખ ફાલ્ગુન માસમાં મોકલ્યો. રા. મણિભાઈની રજા પૂરી થતી હતી તેથી તેઓ પણ તેજ માસના ઉત્તરભાગમાં પાછા આવ્યા. તેમને જૂનેગઢ રાખવા ગોકુલજીભાઈનો અતિ આગ્રહ ચાલતોજ રહ્યો હતો. પરંતુ એકવાર દેશમાં જઈ ત્યાંથી મિત્રોનું મત લઈ નિર્ણય લખી મોકલવાનું કહી રા. મણિભાઈ મુંબઈ માર્ગે અમદાવાદ ગયા.

એજ વર્ષના વૈશાખ શુદિ ૧૨ મંગળવારના ચિરંજીવ ઈચ્છાકુમારીના શુભ વિવાહ નિર્ધાર્યા અને તે સંબંધમાં જગદંબાની સહસ્રચંડી કરવાનો નિર્ણય ગોકુલજીભાઈએ કરયો. જૂનાગઢની નાગરી જ્ઞાતિમાં સર્વોપરી અને રાજ્યના મુખ્ય પ્રધાન હોવાને લીધે એ વર્ષના વિવાહમાં તેઓ અગ્રણી હોય એ તો કેહેવું પડે એમ નથી. બ્રહ્મભોજન કરાવવામાં તેઓ ઉદાર હતા, તેથી ધનબળ અને રાજબળ ઉભયનો ઉપયોગ થયો જેથી તે સમારંભ ભવ્ય અને પ્રતાપી થઈ પડ્યો. એ સંધિમાં લખેલા પત્રોઃ—

---

પરમસ્નેહી રાજશ્રી મનસુખરામભાઈ.

આપના કૃપાપત્ર બે ખાનગી પૂગ્યા. મણિભાઇ ખુશીથી દાખલ થયા લખ્યું તેથી ખુશી થઈ; પણ પૂરી ખુશી તો તેઓ તથા તમે સહકુટુંબ વિવાહઉપર આંઈ પધારશો એટલે થવાની છે, સામન કપડ શીકે વદિ ૨ સુધી પોહોચે તો ઠીક, હજી વેરાવળથી કંઈ ખબર નથી. અવેજ એક હફતામાં પોહોચાડીશ. ભાવના ફેરફારથી શેકત થઈ તે માફ કરશો, કાથરોટ બે તથા સોનેરીપત્ર પૂગા છે. નાતની તકરારને લીધે ઉતાવળ નથી, પણ કદિ તાંબાની કથરોટ ૧ ૩ ૧ ૪૦ ભાર તોળની કરાવિયે તો શું કિમ્મત બેસશે તે તલાસ કરી લખજો. એજ વિ. બાકી ખબરીના પત્રથી જાણશો એજ વિ. ચૈત્ર શુદિ ૯, વિ. ગોકુલજીના ન,

---

મૂ. જૂનાગઢ, (સં. ૧૯૨૭) ચૈત્ર વદિ ૧૪ સોમ.

રાજમાન્ય રાજશ્રી ૫ મનસુખરામ સૂર્યરામ.—મુંબઈ.

આપના પત્ર ૨ ચૈત્ર વદિ ૨-૫ ના લખેલા પૂગા. વર્ત્તમાન જાણ્યાં. હાલમાં આપણે ત્યાં શ્રીજગદંબાનું આરાધન સહસ્રચંડીનો આરંભ થયેલો છે. ઘણુંકરી દેવાર્ચન તત્પર રેહેવામાં આવેછે.

* * * *

આપનાં દર્શનની વધુ લાલસા રહે છે. સકુટુંબ વેહેલા પધારવું.

વિ. ગોકુલજી.

---

વિવાહની કુમકુમ પત્રિકા રા. રા. સંપત્તિરામના નામની આવી તે સાથે પોતાનું પત્ર હતુ તેમાં લખે છે કેઃ—

"વૈશાખ શુદિ ૧૨ ભોમવારે વિવાહ ઠરયા છે. તેઉપર રા. મણિભાઈ તથા આપે સકુટુંબ અવશ્ય પધારવું. તે વાતમાં બીજો ઉતર ચાલશે નહિ."

---

રા. મણિભાઈને ન્યાયવિભાગ સારૂ બોલાવ્યા તે સાથે રા. હરિદાસ વિ. વિહારીદાસને સુરાષ્ટ્રના આયવિભાગ (વસુલાતી અથવા રેવિન્યુખાતા) સારૂ બોલાવવા વિચાર ચાલતો થતો. કેટલાક કારણને લીધે તેઓ તુરતમાં જઈ શક્યા ન હતા. પણ રા. રા. ગોકુલજીભાઈનો આગ્રહ ચાલતોજ હતો. તેમાં રા. મણિભાઈ બહુ સંતોષ આપી પાછા આવ્યા તેથી મમતા વધી બહુ આતુરતા થઈ. રા. મણિભાઈએ ત્યાં સર્વનું મન એવું હરણ કર્યું હતું કે એ વર્ગના ગૃહસ્થોઉપર ત્યાંના રાજમંડળનો બહુ વિશ્વાસ વધી ગયો હતો. પરગ્રામી છતાં તેવા ગૃહસ્થોથી રાજ્યનું અનેક પ્રકારે કલ્યાણ અને વૃદ્ધિ થઈ સુખ શોભા વધશે એમ તે મંડળે માનવા માડ્યું. તેમાં રા. રા. ગોકુલજીભાઈ અગ્રેસર હતા. રા. હરિદાસનું બીજુ પ્રખ્યાત નામ રાવસાહેબ છે. તેમનાવિષે વિવાહ જેવા કામના દિવસોમાં પણ આતુરતાને લીધે લખે છે કેઃ—

પરમસ્નેહી રાજશ્રી મનસુખરામજી. મુ. મુંબઈ.

આપનું કૃપાપત્ર નડિયાદથી આવેલ. તે બાદ નથી તે લખાવશો. આંઈથી પત્ર ૨ રેજીસ્ટર લખ્યા છે. તેની પોહોચ નથી તે લખશો. આપના તરફથી સામાન છેવટ આજસુધી આવ્યોછે. પ્રથમારંભમાં ૯૨ દાગીના પછે જાદવજી તથા દયાશંકર ક્ષત્રી સાથે લખ્યાપ્રમાણે સામન પોહોતો છે................એ સામાનપેટે રૂ ૧૨૫૦ ની હુંડી અમે બીડી છે. બાકી કુલ આંકડો હવે તુરત લખજો એટલે અવેજ બીડી દેશું. તેમાં ઢીલ ન કરવી.

* * * *

આપે રાવસાહેબ ખાતે શી રીતે છેવટ ઠરાવ્યું તે કૃપાકરી લખજો. અમારે મણિભાઈની જગો ખાલી પડતાં ઘણીજ હરકત. આપ જાણોછો. તે બાબત પૂરી ફીકર રાખી તુરત ઠરાવજો.

આપે શાદીઉપર આવવા વિચાર મોળો પાડ્યો, એમ લાગેછે, કારણ ત્રણ રોજ બાકી છે તેઉપર હજી તમારા કશા ખબર નથી. આ વાત આપે પૂરી ગેરવાજબી કરી છે. આ પત્રનો સર્વ ઉત્તર પત્ર પોહોચતાં તુરત લખાવશો. એજ વિ. ગોકુલજીના ન.

વૈશાખ શુદિ ૯ શનિ.

---

નૈષ્ઠિક ગોકુલજીભાઈનો વિચાર એમ હતો કે સ્વતંત્ર વ્યવહાર ચાલે એટલું ધનનું સાધન મળે એટલે નિવૃત્તિ ગ્રહણ કરવી; અને વિદ્યાનંદ અને બ્રહ્માનંદમાં અવશેષ દિવસ નિર્ગમન કરવા. તેમાં અધિક પ્રેમ રેહેવા સારૂ બીજુ કંઈ સામાન્ય કાર્ય પણ કરવું. કે જેથી ઉભયનું તારતમ્ય નિરંતર લાગ્યાં જાય. જન સ્વભાવ બહુ કરી એવો છે કે અતિપ્રિય કામ પણ નિરંતર કરી શકતુ નથી. મધ્યે વિશ્રામ લેવાની અગત્ય છે. તે સમયે કોઈ વિજાતિ કાર્ય અધિક ઉપયોગી થાય છે. સુજ્ઞ ગોકુલજીભાઈનો એમ વિચાર હતો કે રાજ્યકારભાર મૂક્યા પછી તેમાં કિન્ચિત્ પણ મન ઘાલવું નહિ. નિજપ્રિય વિષય-તત્ત્વજ્ઞાન-ના અભ્યાસમાંથી વિશ્રાન્તિનો જે થોડો

કાળ અવશેષ રેહે તેમાં કોઈ શાસ્ત્રોક્ત કર્મજ કરવું સુતર છે. એ વિચારથી અને બીજાં પણ કેટલાંક કારણને લીધે, અગ્નિહોત્ર લેવાનો તેમને સંકલ્પ હતો. તે આ સંધિમાં સિદ્ધ કરયો. વૈશાખ કૃષ્ણ પક્ષની સપ્તમીને દિને તેમણે અગ્ન્યાધાન અને સ્માર્ત્તાધાન કરી આવસથ્ય લીધું. પછી શ્રૌતાધાનપણ કરયું અને અગ્નિહોત્ર લીધું. એ વિષયમાં પ્રવીણતા મેળવ્યા પછી પોતે કેહેતા કે એ વિષય પણ બહુ રસિક છે. તેમાં અનેક સંકેતો છે. તે યથાર્થ સમજાય તો તેમાંથી જ્ઞાનફળ થાય એમ છે. તેના શાસ્ત્રીય પ્રયોગો, સૂક્ષ્મ અભિપ્રાય, અને લાક્ષણિક તથા સાંકેતિક બોધ બુદ્ધિમાનોને આનંદ આપે એવા છે.

ચૌદ પ્રકારના 'શ્રૌત-યજ્ઞ' છે. તેમાં—અગ્ન્યાધેય, અગ્નિહોત્ર, દર્શપૌર્ણમાસૌ, આગ્રયણી, ચાતુર્માસ્ય, નિરૂઢપશુબન્ધ, અને સૌત્રામણી-એ સાત હવિર્યજ્ઞમાં છેઃ અને અગ્નિષ્ટોમ, ઉકથ, ષોડશી, વાજપેય, અતિરાત્ર, અને આપ્તોર્યામ એ સાત સોમયજ્ઞમાં છે.

ગોકુલજીભાઈને ત્યાં યજ્ઞશાળામાં પાંચ કુણ્ડ હતા. ઋગ્વેદરૂપ ગાર્હપત્ય, યજુર્વેદરૂપ દક્ષિણાગ્નિ, સામવેદરૂપ ઉત્તરાહવનીય. એ ત્રણને 'ત્રેતા' કહે છે, અને તેને ત્રયીવિદ્યારૂપ પણ ગણે છે. બીજા બે કુણ્ડ સભ્ય અને આવસથ્યના હતા. ગોકુલજીભાઈયે ચાતુર્માસ્ય સુધી યજ્ઞો કરયા હતા. પિટેષ્ટિ કરી બીજા યજ્ઞો કરવાનો વિચાર ચાલતો હતો, એટલામાં શરીર પડી ગયું. યજ્ઞકર્મ સારૂ સંહિતાનો બહુ ભાગ પાઠે કરી ગયા હતા. અને ગૃહ્યસૂત્રાદિ જોઈ સર્વ કર્મમા કુશળતા મેળવી હતી.

પોતે એ વિષય જાણ્યા પછી એમ કેહેતા કે, કોઈ વાત જાણ્યા વિના તેવિષે બહુ લોકો મત બાંધી દે છે, એ ખેદકારક છે. સમજણાં મનુષ્યોને સર્વ સ્થળેથી બોધ મળે છે. આહુણાં વિદ્યા ભણે છે તે લોકો પણ અજ્ઞાત વિષયઉપર તુરત મત આપેછે એ વધારે આશ્ચર્યકારક છે. વિદ્યાના સંસ્કાર થયાનું ચિન્હ એ છે કે અમુક વિષય જાણ્યાં પછીજ તેવિષે મત બાંધવું, ઈત્યાદિ.

એ સમયે કર્નલ અેન્ડરસનસાહેબ પોલિટિકલ હતા. તેઓ દેશી લોકોપ્રતિ ઉદાર પ્રકૃતિના હતા, પણ દૃઢતા અને બુદ્ધિમાં સામાન્ય હતા. તેઓ મહારાજ્ઞીના પ્રતિનિધિરૂપે આધુનિક દેશી રાજાના ઉપરી હતા, તે, તે ઉપરીના યથાર્વિધિ અર્થમાં હતા એમ કહીયે તો ચાલે. સમીપસ્થ મનુષ્યો જેમ દોરે તેમ તેઓ દોરાતા. તેમની મમતાની મર્યાદામાંનાં એક બે મનુષ્યો બહુ યુક્તિવાળાં, કુશળ અને વળી અદેખાં પણ હતાં. કોઈ રાજ્યમાં પણ, કુસંપ કે અસ્વસ્થતા થાય તો, તેમાં તેમને લાણ હતું, તેથી તેઓ સમાધાનના શત્રુ હતા. જૂનાગઢ પ્રથમવર્ગનું રાજ્ય, તેમાંજ શાન્તિનો ભંગ થાય તો સારૂ એમ તેઓ ઈચ્છતા. તેઓએ ધાર્યું કે રા. રા. નૃસિંહપ્રસાદ જેવા પ્રવીણ રાજનીતિજ્ઞ અને કુશળ ગૃહસ્થ જૂનાગઢ રાજ્યમાં છે ત્યાં સુધી તેમની ધારણા પાર નહિ પડે. તેથી પ્રથમ તેમને તોડવા સંકલ્પ કરચો. તે સારૂ પ્રથમ રા. રા. ગોકુલજીભાઈ સાથે બહુ મમતા દેખાડવા માંડી હતી. ગોકુલજીભાઈ કેહેતા કેઃ—પછી આ વર્ષ (સં. ૧૯૨૭)માં તેમણે તેમને પોતાપણું બતાવી સૂચના કરી કે,—તમારા સંસ્થાનમાં તમને બાધકર્ત્તા એક માત્ર નૃસિંહપ્રસાદજ છે. તેમને દૂર કરેથી તમે પૂરો અધિકાર ભોગવી શકશો. હાલ તમે માત્ર નામના પ્રધાન છો; કામ તો તેના સ્વાધીનમાંજ છે. તમે બહુ સારા ગૃહસ્થ છો તેથી તમારૂ શુભ ઈચ્છી તમને પોલિટિકલ સાહેબનો સંપૂર્ણ આશ્રય અપાવવા ઈચ્છિયે છિયે અને તમારા માર્ગમાં કંટક છે તે કાહાડી નંખાવીયે, ઈત્યાદિ આશયનું તેમને મીઠું લાગે એવું કહ્યું. કોઈ સામાન્ય, લોભી, સ્વાર્થી, કે ઓછા પ્રામાણિક મનુષ્યને એ લાલચ, પાશમાં નાંખવા પૂર્ણ હતી. પરંતુ ગોકુલજીભાઈ જેવા દીર્ઘદષ્ટિમાન્ પ્રામાણિક ગૃહસ્થને, એથી પણ બહુ અધિક લાભની વાત ન ચળાવી શકતી તો, એ કપટી વાત તો ચળાવે જ શાનીજ! વિશેષમાં શાસ્ત્રના દૃઢ નિશ્ચયો તેમના જાણવામાં હતા. તેઓ સન્માર્ગેજ વિચરનારા હતા. મહાભાર-

તમાંના અનેક પ્રસંગો તેમના જાણવામાં હતા. તેમાં પાંડવ કૌરવના યુદ્ધ પેહેલાં, સન્ધિની આશા શ્રીકૃષ્ણને ન રહી ત્યારે, તેમણે કર્ણ આગળ મોહજાળ નાંખી જે પ્રલોભ બતાવ્યો હતો, તે પ્રસંગ સ્મરણમાં આવવાનાં તેમને બહુ કારણ હતાં. ગોકુલજીભાઈએ તે છળકુશળ અને મુખે ગળ્યા પણ અન્તરમાં વિષભરચા[1] લોકને એટલુંજ ઉત્તર આપ્યું કે:—'એવાં કામને હું નીચ, દુષ્ટ અને ઘાતકી ગણું છું. યશલોભી અને પ્રામાણિક પુરૂષો તો ગમે તેવી હાનિ થતી હોય તોપણ તેને છાંયડે પણ ન જાય. જેનું હિત મનમાં હોય, તે એવા અધમ માર્ગે ચડે એમ કદાપિ ન ઈચ્છવું. સર્વ લાભ કરતાં સન્માર્ગસ્થ રેહેવું એ શ્રેષ્ઠ લાભ છે. સર્વ પ્રકારની સમૃદ્ધિ છતાં સુલક્ષણવિનાના મનુષ્યનું જીવતર વૃથા છે. એવા આશયનાં વચન સાંભળી પેલા પ્રપન્ચિ લોક નિરાશ થયા; એટલુંજ નહિ પણ કોઈ બીજે માર્ગે ત્યાં કુસંપ કરાવવાની યુક્તિમાં પડ્યા. તેમની નીચતા સુજ્ઞ ગોકુલજીએ જાણી અને ધાર્યું થયું નહિ, તેથી તેમના મનમાં ભય અને દ્વેષ રેહેવા માંડ્યાં.

એજ મંડળે એક એવી પ્રપંચરચના રચી કે જેથી અંગ્રેજી રાજ્ય અને સૌરાષ્ટ્રનાં સર્વ દેશીરાજ્યો વચ્ચે તાણખેંચ થાય. દેશીરાજ્યોમાંના ભાયાતો અને ગ્રાસિયાઓ સ્વરાજ્ય સામા ઉશ્કેરાય અને તેમના દ્વારાયે દેશીરાજ્યમાં અસમાધાન રેહે એમ યુક્તિ થઈ, તેનો ન્યાય પોલિટિકલસાહેબ કરે અને સંભાળ પણ તેજ રાખે એમ વિચાર કરાવ્યો. રાજાઓને એ વાત બહુ વિષમ અને ભારે લાગી. તેમનામાં કુસંપ કરાવવા બહુ પ્રયત્ન થયા. પરંતુ ઈશ્વરેચ્છાથી રાજાઓ અને તેમના કારભારિયો એક સંપ રહ્યા. બહુકરી પોતાના પ્રતિનિધિઉપર સર્વને વિશ્વાસ હોય એ સ્વાભાવિક છે. એટલે મુંબઈસરકારને પોલિટિકલ લખે તેજ માર્ગે અને વિચારે તેઓ ચઢે એ સ્વાભાવિક છે. મુંબઈ સરકારનું મત પણ પોલિટિકલના મત જેવું થયું. અને પોલિટિકલસાહેબને એક આ-

---

૧ મ્હોઉપર મીઠાશ અને અંદર ઝેર ભરેલું.

સિસ્ટન્ટ આપી તેમને ત્યાં ભાયાત, ગ્રાસિયા આદિ સર્વનાં કામ ચાલે એમ ધારણા થઈ. તેમાં વળી જેની પાસે ન્યાય માગવા જવું તેજ પક્ષકારરૂપે થયા એમ કઠિણ પ્રતિકૂળતા આવી પડી. પરંતુ સંપ શું કરી શકે છે, એ વાત તે સમયે જણાઈ આવી. દેશી રાજ્યોમાંથી પ્રથમવર્ગનાં રાજ્યોના કારભારિયોએ મુંબઈ જઈ, એ રીતિથી કેટલો અનર્થ થશે એ—ઉપરી સરકારને નિવેદન કરવું એવો નિર્ણય થયો. તેમાં અગ્રણી રા. રા. ગોકુલજીભાઈ અને રા. રા. ગૌરીશંકરજી સાથે રા. રા. ભગવાનજી અને રા. રા. મકનજીભાઈ પણ હતા. અને બીજા વર્ગોનાં સંસ્થાનો પણ તે એક સંપમાં પૂરી રીતે હતાં. તે ઐક્ય બહુ બલવત્ થઈ પડ્યું. પ્રથમવર્ગના સંસ્થાનોના મુખ્ય પ્રધાનોને મુંબઈ આવવાનું ઠર્યું.

એજ સંધિમાં ગોકુલજીભાઈને એક બીજી પીડા આવી પડી હતી.

રા. રા. ગોકુલજીભાઈ નાણાના વ્યવહારમાં બહુજ સાવધાન હતા. કોઈનો પણ વિશ્વાસ કરે એવા નહોતા. ધનસંબંધમાં યુવાવસ્થામાં દુઃખ દીઠેલું તેથી તેનું મૂલ્ય તેમના મનમાં જોઈયે તેથી પણ અધિક અંકાઈ ગયું હતું. તેમને ધનનો લોભ કિન્ચિત્ પણ નહતો, પરંતુ સન્માર્ગે મળેલા ધનનું રક્ષણ કરવા ઉપર પૂરૂ લક્ષ હતું. અને તેનું સંરક્ષણ કરી તેને પાછું સન્માર્ગે વાપરવાની પણ ઇચ્છા રાખતા.

તેમની મમતાવાળા એક બે યુવાનોએ સૂચના કરી કે,—એક સારા વિદ્યાવૃદ્ધિના કામમાં થોડાં નાણાં ધીરે તો તેને આશ્રય મળશે અને આપને વાજ મળશે. એ વાત ગોકુલજીભાઈને ગળે ઉતરી, તેથી એક સારી રકમ ધીરી. ગોકુલજીભાઇ કેહેતા કે,—તે ઋણલેનાર અયોગ્ય નીકળ્યો; અને તેમની નિંદા થાય એવા ઉપાય તેણે સાધવા માંડ્યા. આ પ્રસંગથી ગોકુલજીભાઈ ખેદિત થયા; અને પોતે વિનાકારણ વિડંબનામાં આવી પડ્યા એમ તેમને લાગવા માંડ્યું. રા. રા. ગોકુલજીભાઈના સામા પક્ષવાળાઓએ તે સંધિનો લાભ લઈ તે ઋણકરનારને ઉશ્કેર્યો. તેણે નિંદા કરવા

માંડી. ગોકુલજીભાઈનાં તો નાણાં જવા બેઠાં અને નિંદાનું ભય, તેથી બહુજ ક્લેશ પામી સન્તાપમાં પડી ગયા. મહન્તજનોની અતિપ્રિયા કીર્ત્તિ તે તેમને પણ પ્રિય હતી. નાણાં જતાં પણ એવા લોકના સંબંધમાં પોતાનું નામ ન આવે એમ તેઓ ઇચ્છતા. એ સંબંધમાં પોતે આ લખનાર ઉપરના એક પત્રમાં લખે છે કેઃ—"સર્વ "દૈવ વશ છે. મનુષ્યની ચાતુરી કોઈ પ્રકારે ભાવિ આગળ ચાલતી "નથી. તેનો દાખલો એ છે જે અમે દ્રવ્યના સંકોચમાં પ્રથમથી, "તેને લીધે લેણદેણ ધંધો વધારે કરવા તાકત નથી. તે છતાં—— "ની પ્રેરણાથી તથા સ્વતંત્ર વર્ત્તમાન અને નવીન પુસ્તકોના શોકથી "રૂપીઆ———ધીર્યા. તેમાં———તથા———સાથે અમારો પરિ- "ચય વધુ, અને તે સાચાં માણસ એવી ખાતરી. પરંતુ તેમણે— "—નો ભરૂસો કર્યો ·······અમારાં નાણાં તેને સોંપ્યાં·······તેમને "પરસ્પર તકરાર પડી છે. તેથી આપ પૂરા વાકફ છો·······તમે લ- "ખશો તો અમે પૈસા જાહનંમ કરશું····અમારી પ્રતિષ્ઠાને કોઈ વાતે "કેહેણ ન આવે. સર્વથી પેહેલી એ વાત નજરમાં રાખજો તેમાં "તમને વધુ લખવા કારણ નથી.·······અમને લાજશિવાય પૈસાની "ગરજ નથી. એ વાતઉપર પૂરો વિચાર કરજો."

---

"પરમસ્નેહી રાજશ્રી મનસુખરામભાઈ.

"સેવામાં વિ. ગોકુલજીના ન. આપના કૃપાપત્ર પૂગ્યા. ખાનગી "પત્રમાં આપે કેટલાક પ્રકારે દિલાસો લખ્યો તે તરફ ખરી ફિકર "રાખનાર આપના તરફ શિવાય અમારે બીજી દિશા નથી.

"·························································

"તેણે ખામુખા મારી રીતભાત જાણ્યા છતાં મારી પાસેથી નાણાં "કઢાવ્યાં છે. હું લાલચુ નથી. હરામનું નાણું રાખતો નથી. તે "છતાં એ રીતનો બખેડો—એ અમારે વાસ્તે ઉભો કરેલો છે···· "···········આપને એટલીજ વિનતિ કે હલકા લોકથી મારો સંબંધ "દૂર કરજો······················ "બીજા ભાદ્રપદ વદિ ૭."

---

એ વર્ષના આશ્વિન માસમાં રા. રા. ગોકુલજીભાઈ આદિ પ્રથમ વર્ગના સંસ્થાનોના સર્વ કારભારિયો મુંબઈ આવ્યા. રામલાલની વાડીમાં ઉતારો રાખ્યો હતો.

સરકારે જે મતઉપર ચડી જે ધારણા કરી હતી તે વિરૂદ્ધ વિચાર સરકારના મનમાં ઉતારવા એ કઠિણ કામ હતું. તે વિષે મુંબઈમાં ભેળા મળી સર્વેએ વિચાર ગોઠવવા માંડ્યા. તે વેળા મુંબઈના ગવર્નર સર સીમોરફિટ્ઝજિરાલ્ડ હતા. અને રાજપ્રકરણી ભાગના મંત્રી મિ. વેડર્બર્ન જેવા ન્યાયી ગૃહસ્થ હતા. તેઓ પુને હતા ત્યાં સર્વેને જવાનું હતું. મુંબઈમાં ભેળા થઈ સામગ્રી સજ્જ કરી પુને જવું એમ સંકલ્પ હતો. રામલાલની વાડીમાં અનેક વિષયો ચર્ચાતા. પ્રાતઃકાળમાં સુજ્ઞ ગોકુળજીભાઈ પોતાનું નિત્ય કર્મ દેવાર્ચનાદિ કરી પછી ગ્રંથ વાંચતા. ત્યાં રા. રા. ગૌરીશંકરજી પણ આવતા. તેઓને પણ શાસ્ત્રના સંસ્કાર પૂરા અને વળી બુદ્ધિ સૂક્ષ્મ તેથી ગહન વિષય યથાર્થ સમજતા. કોઈ કોઈ પ્રસંગે તે વ્યાખ્યાન કરતાં સુંદર સંવાદ પણ થતો. ભોજનોત્તર રાજ્યપ્રસંગનું જે કામ હતું તેઉપર ચર્ચા ચાલતી. તે સંબંધમાં અનેક વિષયો નીકળતા. તેમના જેવા અનુભવી અને ધુરંધર પ્રધાનોના વિચારો અને ચર્ચા સાંભળવાનો અને તેમાં સામીલ રેહેવાનો અલભ્ય લાભ બીજાઓને પણ મળતો. તેમાં મુખ્ય રા. રા. સામળદાસ, નૃસિંહપ્રસાદ, નગર ધરાંગધરાના બે પોપટભાઈઓ, અને આ લખનાર હતા.

એ સમયના એક પ્રસંગવિષે લખતાં રા. રા. સામળભાઈ લખે છે કેઃ—

"સંવત્ ૧૯૨૭ ની સાલમાં પોલિટિકલ એજન્ટસાહેબે,
"રાજાઓના તાબાના ભાયાતો તથા મૂળ ગ્રાસિયાઓના તકરારોના
"કામોમાં, વચ્ચે પડવાની ધારણા કરેલી. તે વેળા કેટલાંક સં-
"સ્થાનો તરફથી,—પોતાના હકો સાચવવાના હેતુથી—પોલિટિકલ
"સાહેબની સામે સરકારમાં લખાણ કરવાની તથા ફર્સ્ટ-ક્લાસના

"સ્ટેટોના મુખ્ય કારભારિયોને—નામદાર ગવર્નરસાહેબના સમક્ષ
"મોકલવાની જરૂર પડી હતી. એ કામની ચર્ચા મુંબઈમાં તેમજ
"પુનામાં ઘણા દિવસ લગી ચાલેલી હતી. જે સમયે હું પણ ત્યાં
"ભેળો સામીલ હતો. એ પ્રસંગમાં રાજશ્રી ગોકુલજીભાઈએ બે
"શ્લોકો બહુ ઉતમ કહ્યા હતા. તેમાં એક તો આપણા મધેના કોઈ
"ગૃહસ્થના બોલવામાં એમ આવેલું કે,—આ તકરારનું નિરાકરણ
"મુંબઈ સરકારથી સંતોષકારક થાય નહિ તો આપણે શું કરવું?
"તેના ઉત્તરમાં રાજશ્રી મોસુફે કહ્યું કે:—આ તકરાર આપણે ખુલ્લી
"રીતે કરી ચુકા છિયે. તો તેનું પરિણામ—વિલાયત સરકાર સુધી
"કામ લઈ જઈને ન્યાય માગવો જોઈયે. આપણા પ્રાચીનકાળના
"વિદ્વાનોનું એવું મત છે કે:—

अनारंभो मनुष्याणां प्रथमं बुद्धिलक्षणं।
आरंभस्यान्तकं गच्छेत् द्वितीयं बुद्धिलक्षणं[1]॥

"એજ પ્રસંગમાં બીજી વાર કોઈ ગૃહસ્થે એવું કહ્યું હતું કે:—
"કદાપિ આ તકરારમાં છેવટસુધી બીજાં રાજસ્થાનો સામીલ રેહે
"નહિ તો પછી આપણને અડચણો થવા સંભવ છે. તેથી આ
"બાબત ઘણો વિચાર કરવા જેવું છે. તેના ઉત્તરમાં પણ રાજશ્રી
"મોસુફે ઘણી હિંમત સાથે, (વિચાર કરી ઉઠાવેલા આ નીતિવાલા)
"કામમાં કદિ બીજા કોઈ સામીલ નહિ થાય તોપણ, પોતાને એક-
"લાનેજ માથે રાખવાવિષેનો નીચેનો શ્લોક કહ્યો હતો.

एकोऽहमसहायोऽहं कृशोऽहमपरिच्छदः।
स्वप्नेऽप्येवंविधा चिन्ता मृगेन्द्रस्य न जायते[2]॥"

---

૧ (પૂરા વિચાર કર્‍યાવિના કોઈ કામનો) આરંભ ન કરવો, એ મનુષ્યની બુદ્ધિનું પેહેલું લક્ષણ છે; પણ આરંભ કર્‍યા પછી તેનો અન્ત લેવો એ બુદ્ધિનું બીજુ લક્ષણ છે.

૨ હું એકલો છું, મારે કોઈ સહાય નથી, પાતળો છું, પરિવાર હીન છું, એવા પ્રકારની ચિન્તા સ્વપ્નમાં પણ સિંહને થતી નથી.

મુંબઈથી સર્વ પ્રધાન મંડળ પુને ગયું. ત્યાં શેઠ કેશવજી નાયકની વાડીમાં ઉતારો રાખ્યો હતો. ગવર્નરસાહેબને તથા કાઉન્સિલર ટકરસાહેબને મળ્યા. તેમની સાથે સંવાદ થતાં સંતોષ થયો. મિ. વેડર્બર્નસાહેબનો સુશીલ, ન્યાયી, અપક્ષપાતી અને સમાધાનકર સ્વભાવ જોઈ સર્વ મંડળ રાજી થઈ ગયું. તેઓ મંત્રી હતા તેથી સર્વને એમ આશા થઈ કે તે દ્વાર શુભકર છે તેથી ન્યાય મળશે. તેમનો વિશ્વાસ સર્વને એટલો બધો આવ્યો કે, તેઓ જે સૂચના કરશે તે ન્યાયીજ કરશે એમ સર્વનો ભાવ થઈ ગયો. એમ થયેથી સમાધાનનું કામ સરળ થઈ તેનું દ્વાર ખુલ્લુ થયા જેવું થઈ ગયું. મિ. જાર્ડનસાહેબ પણ તે સંધીમાં ત્યાં હતા. રા. રા. ગોકુલજીભાઈઆદિએ એવી સરસ રીતે ચર્ચા કરી કે સરકારને પોતાનો વિચાર ભૂલ ભરેલો લાગ્યાવિના રેહેજ નહિ. અને તેમ થયું. એ બધો પ્રશ્ન ફરીથી વિચારવો એમ ગવર્નરસાહેબઆદિનું મત થયું. તેમણે કહ્યું કે અમે પોલિટિકલ એજન્ટને લખિશું કે, એ વિષયનો તમારી સંમતિ લઈ ફરી વિચાર કરે. કારભારિયો કેહે કે, પોલિટિકલ સાહેબને રાગદ્વેષ કરાવનાર સ્વાર્થી લોકો ત્યાં છે, તે હશે ત્યાં સુધી તેમના મનમાં વાત નહિ ઉતરે. માટે તેઓસાહેબને એકલાને આપ સમક્ષ બોલાવો તો સારો માર્ગ આવશે. એ સૂચના માન્ય થઈ. પોલિટિકલ સાહેબને તેડાવવાનું ઠર્યું. તેઓ આવતા સુધીમાં પરસ્પર ચર્ચા કરી કામનું પૂર્વાંગ ઉભુ કરવા યત્ન ચાલ્યો. ઉભયપક્ષઉપર ચર્ચા ચાલી, સમાધાનો થવા માંડ્યાં. તે વિષયના વિચારો સર્વ સાથે બેશી કરતા પણ પછી તેને સારો આકાર આપી રચના કરવાનું કામ ઉપકારભારિયોને સોંપાતું.

રા. રા. સામળભાઈને અને આ લખનારને આ અવસરે સહવાસ બહુ રેહેવા માંડ્યો. કેટલાક કારણથી પરસ્પર આકર્ષણ થઈ નિકટ સ્નેહ થઈ ગયો. તેમની બુદ્ધિ અને વિદ્યા, તેમનું વ્યવહારજ્ઞાન અને શાસ્ત્રજ્ઞાન, તેમનો ગુણરાગ, તેમનો સુંદર વિચાર

સંગ્રહ, તેમનો પ્રસ્તાવિક તથા સુભાષિત સાહિત્યના શ્લોકનો સંગ્રહ અને મનોહર વાર્તાસંગ્રહ, તેમની સ્નેહુવિષેની સમજ, તેમની સૂક્ષ્મ વિચારો સમજી સમજાવવાની શક્તિ, તેમનાં ધૈર્ય અને ગંભીરતા, એઆદિ તેમના સારા ગુણો છે તેવા લાગ્યા. તેમની સાથે સંવાદ અને વાગ્વિનોદ કરવાની સમજુઓને અભિરૂચિ થાય એવી તેમનામાં કુશલતા છે. તેમના સમાગમમાં એવા ઉચ્ચ પ્રકારના વિચારનું સંઘર્ષણ થઈ આનંદ ઉત્પન્ન થાય છે કે પ્રસન્નતા રહ્યાવિના રેહેજ નહિ. અમારા એ સુખદસંબંધના આરંભમાંના એક પ્રસંગવિષે અત્રે લખ્યાવિના રેહેવાતું નથી.

પુનામાં અમે સર્વે એક દિવસે ફરવા નિકળ્યા. એક ગાડીમાં રા. રા. ગૌરીશંકર, ગોકુલજીભાઈ, સામળદાસ અને આ લખનાર હતા. બીજી ગાડીયોમાં બીજા ગૃહસ્થો હતા. કોઈ વિષય ચર્ચતાં રા. સામળદાસે સુજ્ઞ ગોકુલજીભાઈને પ્રશ્ન કર્યું કેઃ—

वक्तुरेव हि तज्जाड्यं यत्र श्रोता नबोध्यते

(જ્યાં સાંભળનારને બોધ ન થાય ત્યાં કેહેનારનુંજ તે જાડ્ય અથવા ખામી સમજવી.)

એવિષે આપનું શું મત છે? તેના ઉત્તરમાં સુજ્ઞ ગોકુલજીભાઈએ કહ્યું કેઃ બીજુ એક વાક્ય એમ પણ છે કેઃ—

विज्ञप्तेःकारणं राम शिष्यप्रज्ञैव केवलं

(હે રામ! શિષ્યની બુદ્ધિ એજ જ્ઞાન થવામાં કેવળ કારણ છે.)

એ વાક્ય પૂરૂ થતામાં 'રેલવેસ્ટેશન' આવ્યું. એટલે અમે સર્વેએ ઉતરી સ્ટેશનઉપર ચાલવા માંડ્યું. ત્યાં રા. સામળદાસ અને આ લખનાર થોડાં પગલાં સાથે ચાલ્યા. ત્યાં તેમણે આ લખનારને પ્રશ્ન કર્યું કેઃ—એ બે વિરૂદ્ધ વાક્યો છે. તેના કથનારા પણ સમર્થ છે. તો કયું વાક્ય યથાર્થ માનવું? આ લખનારે એ સંબંધમાં એક વિદ્વાનના વિચાર વાંચેલા હતા, તે એ સમયે સ્ફુરી આવ્યા અને કહ્યું કેઃ—

તે અનુભવિયોનાં એ બે વાક્યો યથાર્થ છે. તે બેની વિવેકથી એકતા કરી તેને યથાવિધિ સમજેથી સમાધાન થાય એમ છે. તેનું એક દૃષ્ટાન્ત છે. તેથી તત્કાળ સમાધાન થઈ જાય છેઃ—

ગુરૂ શિષ્ય છે તે શિલ્પી (સલાટ) અને શિળા (પથરની છાટ) જેવા છે. બોધ કરી મનુષ્યમાં મનુષ્યત્વ આણવું એ શિળામાંથી પ્રતિમા કાહાડવા જેવું કર્મ છે. શિલ્પી બહુ વિચક્ષણ અને વિશારદ હોય પરંતુ શિળા નીચી જાતિની ખરી જાય એવી અને પોચી હોય તો, તેમાંથી યથેચ્છ પ્રતિમા તે કોતરી કહાડી શકતો નથી. તેમ શિળા ઉચ્ચ જાતિની અને કઠિણ (આરસપાણની) હોય, પરંતુ શિલ્પી પ્રવીણ ન હોય તો તેમાંથી પણ સુંદર પ્રતિમા નીકળતી નથી. શિલ્પી અને શિળા બે યોગ્ય હોય છે ત્યાં મનોહર પ્રતિમા પ્રકટે છે. સર્વ વિદ્યાકળામાં એ નિયમ લાગુ પડે છે. શિક્ષક અને શિષ્ય ઉભયઉપર યથેચ્છ ફળનો આધાર રહ્યો છે.

ઉપરનાં સંસ્કૃત વાક્ય ભિન્ન પ્રસંગનાં છે. તેનો સંયોગ કરતાં વિવેક વાપરેથી અવિરૂદ્ધ જણાય છે. ઈત્યાદિ.

એ વિવરણ સાંભળી સામળભાઈ બહુ પ્રસન્ન થયા. તેઓ કેહે કે ઘણા વિદ્વાનોને હું એ પ્રશ્ન કરતો. તેઓ બેમાંથી કોઈએક વાક્ય પ્રતિપાદન કરતા. પણ મારા મનનું સમાધાન ન થતું. ઈત્યાદિ.

**सतां सप्तपदी मैत्री**

કેહેવાય છે તેમ અમારે આ પ્રસંગે થયું. થોડા પગલાં સાથે હીંડા ત્યાં, સજ્જનની મૈત્રીવિષે પંડિતોયે કહ્યું છે કેઃ—

**लध्वी पुरा वृद्धिमती च पश्चात्**

(પ્રથમ ન્હાની પણ પાછળથી વધતી જતી) એવી મૈત્રીનો અમારે સુજ્ઞ ગોકુલજીભાઈદ્વારાએ આરંભ થયો.

પુનામાં થોડા દિવસ રહી બધુ મંડળ પાછુ મુંબઈ આવ્યું. કર્નલ એન્ડરસનને આવવામાં વિલંબ હતો. અમે કામ કરી રહ્યા હતા. તેથી નૈષ્ઠિક ગોકુલજીભાઈએ એમ સૂચના કરી કે આપણે એક અઠવાડિયામાં યાત્રાનો લાભ લઈ આવિયે.

સંવત્ ૧૯૨૮ ના કાર્તિકમાસમાં રા. રા. ગોકુલજીભાઈ, નૃસિંહભાઈ, ભગવાનજી કામદાર, પોપટ વેલજી અને આ લખનાર અલ્પકાળમાં મહાયાત્રા કરવા નિકળ્યા. મુંબઈના નિકળ્યા જબલપુરમાં ભોજન કરી પ્રયાગ ગયા. ત્યાં મુંડન, સ્નાન, શ્રાદ્ધાદિ ક્રિયા કરી. પ્રયાગથી તુરત કાશી જવા નીકળ્યા. તે અવસરે પ્રયાગમાં રામલીલા થતી હતી. અમે સર્વ 'સ્ટેશન' ઉપર જતા હતા ત્યાં માર્ગમાં રામભરતના મેળાપના પ્રસંગનો પ્રયોગ ચાલતો હતો. સહસ્ત્રાવધિ લોકો ભરાયા હતા. એક ગૃહસ્થના દ્વાર આગળ રામભરતનો મેળાપ થયો. તે સમયે રામની પાદુકાસહિત ભરત હાથીઉપર હતા. રામચંદ્રજી અને સીતાજીઆદિ વનવેશમાં સન્મુખ આવતાં હતાં. તેમનાં દર્શન થતાંજ ઉત્સાહમાં આવી જઈ ભરતે હાથીઉપરથી પ્રિયતમ રામમલનની આતુરતામાં પડતુ નાંખ્યું. તે એવા જોષમાં આવી ગયેલ કે જેનો વેશ ભજવેલો તન્મયન હોય એમ દેખાયું. એટલે ઉંચેથી ત્રુટી પડેલ પરંતુ પ્રેમના આવેશમાં તેને કશું લાગ્યું વાગ્યું જણાયું નહિ અને રામનાંચરણમાં જઈ ઢળી પડ્યા. આ સમયે ત્યાં કોઈપણ મનુષ્યપ્રાણી નહિ હોય કે જેની આંખમાંથી હર્ષનો અશ્રુપાત નહિ થયો હોય. અનેક વિચાર સંગતિથી એ દર્શને અમારી દશા એવી કરી નાંખી કે તે અત્રે વર્ણવતાં સંકોચ થાય છે. બે ચાર દિવસ સુધી તેનીજ ભ્રમણા રહી અને હજી પણ તે પ્રસંગ તાદશ ભાસે છે.

ત્યાંથી વારાણસી ગયા. ત્યાંપણ મુંડન, મણિકર્ણિકામા સ્નાન, ગંગાતીરે શ્રાદ્ધાદિ કરી કાશીવિશ્વેશ્વરનાં દર્શન કર્યાં. ત્રણ રાત્રિ ત્યાં રહ્યા. સ્થાપીતીર્થ—કાશીમાંનાં મુખ્ય મુખ્ય દેવસ્થાનાદિની યાત્રા કરી એટલુંજ નહિ, પણ તે તીર્થો મૂર્તિમાન્ થઈ રહેલાં એવા મહાત્માજ્ઞાનીનાં શરીરોનાં દર્શનનો લાભ પણ લેતા.

काशीक्षेत्रं शरीरं त्रिभुवनजननी व्यापिनी ज्ञानगंगा।
भक्तिश्रद्धा गयेयं निजगुरुचरणध्यानयोगः प्रयागः॥

त्रिश्वेशोयं तुरीयः सकलजनमनःसाक्षिभूतोन्तरात्मा ।
देहे सर्वं मदीये यदि वसति पुनस्तीर्थमन्यत्किमस्ति ॥

(શરીરરૂપી કાશીક્ષેત્ર છે. ત્યાં જ્ઞાન (શુદ્ધ ચૈતન્ય) રૂપી ત્રિભુવનજનની વ્યાપિની ગંગા છે; શ્રદ્ધા ભક્તિ એ ગયા છે; નિજગુરૂ ચરણના ધ્યાનનો યોગ એ રૂપી પ્રયાગ છે; સકળજનના મનના સાક્ષિભૂત તુરીય અન્તરાત્મા એ રૂપી વિશ્વેશ્વર છે; એરીતે મારા દેહમાં સર્વ જો વસે છે, તો પછી બીજું તીર્થ શું છે?)

મણિકર્ણિકાના તીરઉપર રા. રા. ચુનીલાલ વેણીલાલ નાગરે સ્થાપેલા મહાદેવના સ્થાનમાં જ્ઞાનઘનાનંદ નામે એક મહાત્મા વસતા હતા. નડિયાદવાળા શાસ્ત્રીસ્વામી પણ તે સમયે કાશીમાં હતા. તેમણે એ સન્યાસીની પ્રશંસા કરી દર્શન લેવા સૂચવ્યું. તેઓ બહુ ઉચ્ચ સ્થાનમાં રેહેતા હતા ત્યાં અમે પ્રાતઃકાળમાં ગયા. તે સમયે **બ્રહ્મસૂત્ર**નું વ્યાખ્યાન ચાલતું હતું. શાસ્ત્રીસ્વામીઆદિ ચાર પાંચ શ્રોતા હતા. અમે ત્યાં જઈ પોહોચ્યા. પરંતુ વિદેશીને જોતાં સ્વાભાવિક રીતે મન જરાવાર પણ ચંચલ થાય છે, તેવું અત્રે કંઈ ન દેખાયું. વ્યાખ્યાનનો પ્રવાહ અખંડ ચાલતો રહ્યો. અમે થોડીવાર બેશી પ્રણામ કરી ઉઠ્યા. નીચે આવી મહાત્માના અવકાશનો સમય પૂછી લીધો. તે પ્રમાણે બીજે દિવસે મધ્યાન્હે અમે ફરી ગયા. ત્યાં જ્ઞાનઘનાનંદસ્વામી એક નાની કુટડીમાં ધ્યાનસ્થ વિરાજતા હતા. 'જયસચ્ચિદાનંદ' એમ શબ્દ કરી અમે પ્રવેશ કરચો ત્યાં તેઓ સન્મુખ થયા. પછી સુજ્ઞ ગોકુલજીભાઈની યોગ્યતાવિષે આ લખનારે થોડા શબ્દ કહ્યા. એટલે જ્ઞાનગોષ્ટી ચાલવા માંડી. પછી ગોકુલજીભાઈએ પ્રશ્ન કરચું કેઃ—કેટલાક મહાત્માઓ અધિકારીને યથાર્થ સાધનસંપન્ન દીઠાવિના જ્ઞાનોપદેશ સારૂ યોગ્ય ગણતા નથી. કેટલાક ગણે છે. એવિષે સમાધાન જાણવા ઈચ્છા છે. એ આશયનું પ્રશ્ન સાંભળી સ્વામીજી વધ્યા કેઃ—એ બે પક્ષ છે. જ્ઞાન સંપાદન કરવું એ રાજ્ય સંપાદન કરવા કરતાં પણ કઠિણ છે અને તેજ પ્રમાણમાં તે સુખદ અને મહિમા-

વાળું છે. રાજ્ય સંપાદનના બે માર્ગ છે. કેટલાક જેતા (જીતનારા) પ્રથમ દેશના પ્રાન્તભાગો જીતતા જીતતા આવી રાજધાની લે છે અને પછી નિષ્કંટક થઈ સુખશાન્તિ ભોગવે છે. કેટલાક જેતા પ્રથમ રાજધાની સ્વાધીન કરવા યત્ન કરે છે. અને તેમ થયા પછી આસપાસનો દેશ જીતી સુખશાન્તિ ભોગવે છે. જ્ઞાન સંપાદન પણ કંઈક એવા બે પ્રકારે થાય છે. તેઉપર દૃષ્ટિ રાખી પોતાની રૂચિપ્રમાણે મહાત્માઓ ઉપદેશ કરે છે. ઈત્યાદિ સવિસ્તર કહ્યું. ગોકુલજીભાઈની શંકાનું સમાધાન થઈ ગયું. પછી કેટલીક જ્ઞાનચર્ચા થઈ આજ્ઞા માગતાં સ્વામીશ્રીયે કહ્યું કેઃ—આપને મળી હું બાહુ પ્રસન્ન થયો છું. જ્ઞાન સંપાદન કરવું એ અમારા જેવા ચતુર્થાશ્રમીનો તો અવશ્ય ધર્મ અને વૃત્તિજ છે. અમે તો તેમ ન કરિયે એમાં પ્રત્યવાય છે. પરંતુ આપ જેવા ગૃહસ્થ, વળી રાજકારભારી, તેમ છતાં આપે જે જ્ઞાન સંપાદન કર્યું છે એ આશ્ચર્યજનક, અને બાહુ પ્રશંસનીય છે. આપે જન્મસાર્થક કર્યો છે. સંસારની સંપત્તિ સાથે જ્ઞાનનો ઉત્તમોત્તમ પુરૂષાર્થ સંપાદન કરવો એ સંયોગ મહાભાગ્યવિના થતો નથી. તમને ધન્ય છે. ઈત્યાદિ ઉત્તેજક વાક્યો સ્વામીશ્રીયે કહ્યાં. ભાવનગરવાળા રામકૃષ્ણભારતીસ્વામીએ પણ કાશીવાસ કર્યો હતો. તેથી ત્યાં તેમનાં દર્શન લેવાને પણ અમે તેમના આશ્રમસ્થાનમાં ગયા. ત્યાં પણ કેટલીક જ્ઞાનવાર્ત્તા થઈ. રા. ગગાભાઈ તથા ગોકુલજીભાઈ વચ્ચે જ્ઞાનવિષેનો સંવાદ ચાલતો હતો તેવિષે સુજ્ઞ ગોકુલજીનું મત પ્રમાણ કરી કાશીવાસી મહાત્માઓએ સંમતિ આપી છે એમ રામકૃષ્ણભારતી કેહેતા હતા.

કાશીમાં મહાત્માઓ બાહુ હોય એ સ્વાભાવિક છે. ઘણાનાં દર્શન લેવાની ઈચ્છા હતી પણ અવકાશ ન હોવાથી તેમ બન્યુ નહિ. ત્રીજે દિવસે મુંબઈ આવવા નીકળ્યા. ગંગાઘાટનો પુલ ઉતરચા ત્યાં અગ્નિરથની શીશોટી વાગી. સંગાતના બીજાં મનુષ્યો વેળાસર પોહોચી શકે એમ ન જણાયું. ગોકુલજીભાઈની ઈચ્છા

વિંધ્યવાસનીમાતાએ જવાની હતી તેથી સર્વ મંડળને બીજી ગાડીમાં આવવાની સૂચના કરી પોતે દોડ્યા, અને આ લખનારને સાથે લીધો. અને ટિકેટ કરાવી ગાડી જરા થોભાવી ચઢી બેઠા કે ગાડી ચાલી. મુર્શિદાબાદ ઉતરી એક શીગ્રામ ભાડે કરી વિંધ્યવાસનીમાતાએ ગયા. તે દેવ્યાલય આગળ ગંગાજી ગંભીરતાથી વહે છે. ત્યાં ઘાટ બાંધેલો છે. ત્યાં માર્જન કરી માતાજીનાં દર્શન કરચાં. ગોકુલજીભાઈને માતાજીઉપર બહુ ભાવ હતો એ આપણે જોતા આવ્યા છિયે. માતાજીને વસ્ત્રાદિ ચઢાવી નૈવેદ્ય ધરાવ્યું; અને સ્તુતિના કેટલાક શ્લોક બોલ્યા. પછી આજ્ઞા માગી 'સ્ટેશન' ઉપર આવ્યા. થોડીવારે બીજી ગાડી આવી તેમાં પાછળ રહેલું મંડળ હતું. તેમાં અમે સામીલ થઈ ગયા. એક અઠવાડિયામાં એ બધી યાત્રા કરી મુંબઈ આવ્યા.

ત્યાં ગવર્નર સર સીમોર ફિટ્ઝજિરાલ્ડ પણ પછી તુરત મુંબઈમાં આવ્યા. પોલિટિકલ એજન્ટ ક. ઍન્ડર્સન પણ આવી પોહોચ્યા. વાલુકેશ્વરઉપરના રાજમહાલયમાં ઉભયપક્ષના ગૃહસ્થો મળ્યા. અંગ્રેજસરકાર ભણીના ગવર્નરસાહેબ, મંત્રી મિ. વેડર્બર્ન અને ક. ઍન્ડરસન; દેશી રાજ્યભણીના ચાર કારભારી અને ચાર ઉપકારભારી હતા. આ લખનાર દ્વિભાષીરૂપે હતો. અંગ્રેજસરકારના પ્રતિનિધિ ગવર્નરસાહેબજ વકતા હતા. દેશી રાજભણીથી રા. ગોકુલજીભાઈ વકતા હતા. થોડા દિવસ પ્રસ્તુત વિષયઉપર ચર્ચા ચાલી. તેમાં પોષણ શોષણ અને શંકા સમાધાન થવા લાગ્યાં. કુશળ ગોકુલજીભાઈની વાદવિવાદ કરવાની ઉતમ રીતિ જોઈ ગવર્નરસાહેબને આશ્ચર્ય લાગ્યું. ક. ઍન્ડરસને જે પક્ષ પકડ્યો હતો તેના દોષ પ્રવીણ ગોકુલજીભાઈએ સ્પષ્ટ કરી બતાવ્યા. તેનું નિવારણ કરવા એક દિવસે ઍન્ડરસનસાહેબના સામુ ગવર્નરસાહેબે જોયું. પરંતુ તેમને તો એવો સભાક્ષોભ થયો હતો કે તેઓ એક શબ્દ પણ ન બોલી શક્યા. ગવર્નરસાહેબ સમજી ગયા. તેઓ વાદયુદ્ધમાં અનુભવી અને કુશળ હતા.

તેમણે તત્કાળ તે વાત ઉચકી, અને તે પક્ષ પકડી પોતે સંવાદ કરવા માંડ્યો. ઉભયપક્ષથી ખંડનમંડન થવા માંડ્યાં. અન્તે સમાધાનને માર્ગે વલન થયું. ત્યાં માત્ર બે ત્રણ ભાગમાં વાદ રહ્યો. તેમાં એક સ્થળવિષે ગવર્નરસાહેબે ગોકુલજીભાઈને કહ્યું કેઃ—પોલિટિકલ એજન્ટનું એ સભાઉપર ઉપરીપણું ગણવાનો આગ્રહ તેઓ કરેછે, તે ધારેલા નિબંધથી માત્ર નામનોજ રેહેશે. માટે તે વાત આપ માન્ય કરો. સમજુ ગૃહસ્થો એવા માત્ર નામના પ્રસંગસારૂ તાણખેંચ કરતા નથી.—તેનો રસિક વકતા ગોકુલજીએ એવો સમયોચિત ઉત્તર આપ્યો કે, ગવર્નરસાહેબ જેવા વાદવિશારદ પ્રસન્ન થયાવિના રેહેજ નહિ. ગોકુલજીભાઈએ તત્કાળ કહ્યું કેઃ—સાહેબ, અમારા કરતાં પોલિટિકલ સાહેબ વધારે સમજુ અને વિદ્વાન્ છે. કારણ પોતાના પ્રતિનિધિરૂપે સરકારે ત્યાં મોકલ્યા છે તે તેમ સમજીનેજ. આપે અમને જે કહ્યું તે વાત તેઓ સાહેબને વિશેષ લાગુ પડે છે. અને અમને આશા છે કે આપની સૂચના માન્ય કરી તેઓ એવી વાતમાં તાણખેંચ નહિ કરે, અને સમજુ છે એમ આ પ્રસંગે બતાવશેજ. ગવર્નરસાહેબના મુખઉપર સ્મિત આવ્યું અને બીજો પ્રસંગ ચર્ચવા માંડ્યો તેમાં એવાં કારણો બતાવવાનું મૂકી દીધું.

બે ચાર બેઠકો થઈ. તેમાં ઘણા ભાગનું નિરાકરણ થઈ ગયું. દેશીરાજ્યના અધિકારને દોષ આવે અને તેમાં વિરોધ પડે એવી એક વાત હતી તેઉપર બહુ સંવાદ થયો પરંતુ સમાધાન ન થયું. ઉભયપક્ષવાળા તેમાં દૃઢ રહ્યા. ગવર્નરસાહેબ મહાબલેશ્વર જવાના હતા, તે એજ કામસારૂ રહ્યા હતા. બહુ પ્રકારે પ્રયત્ન થયો પણ તે મર્મસ્થળ હતું તેથી નિકાલ ન થયો. ગવર્નરસાહેબે એ પ્રસંગે ધૈર્ય ખોયું અને રોષ બતાવી, ઉઠ્યા, અને કહ્યું કેઃ—એક વાત સારૂ આખો વિષય પડી ભાગે છે અને આટલા બધા દિવસનો શ્રમ મિથ્યા થાય છે. તમે દુરાગ્રહથી હઠ કરોછો. મારે મહાબલેશ્વર જવું છે તોપણ તમારેસારૂ હું ખોટી થયો. તમે માનતા નથી તો

નિરૂપાય. સરકારની ઈચ્છાપ્રમાણે ન્યાયી લાગશે તે માર્ગ લેશે. એમ કહી ક્રોધ દર્શાવી ચાલ્યા ગયા. કારભારીમંડળે અન્યોન્યમાં વિચાર કરવા માંડ્યો. મંત્રી વેડર્બર્નસાહેબ અને આ લખનાર પણ જૂદા જઈ એ પ્રસંગની વાત કરવા લાગ્યા. ગમે તેવી સ્થિતિમાં પણ ન્યાયમાર્ગથી ધીર સજ્જનો ચળતા નથી એનું પ્રત્યક્ષ દૃષ્ટાંત, વેડર્બર્નસાહેબ સાથે વાત કરતાં, દીઠું. ગવર્નરસાહેબ તેમના ઉપરી હતા અને પોતે તેજ પક્ષના હતા તોપણ ન્યાયઉપરજ તેમનું લક્ષ હતું. કોનો દોષ અને દુરાગ્રહ છે તે તેઓ તુલના કરી સમજી ગયા હતા. ગવર્નરસાહેબના આમાત્ય (પ્રાઈવેટ સેક્રટરી) તેમના પુત્રજ હતા. તેઓ ત્યાં આવતાં પછી વેડર્બર્નસાહેબે તેમને વાતનો સાર સમજાવ્યો. અને કહ્યું કે ગમે તેમ કરી ગવર્નરસાહેબને આજ રેહેવાનું ઠરે તો સુતર. તેમને શાન્તિ થયા પછી યથાર્થ શું છે તે સૂઝી આવશે. ઈત્યાદિ કેહેતાં તેમણે પોતાના પિતાને વિનતિપૂર્વક કહી માન્ય કરાવ્યું કે તે દિવસે રેહેવું. અમને સર્વેને બીજે દિને બોલાવ્યા. કારભારિયો બહુ ખેદ પામ્યા. તેમનો તો કેટલાક માસનો શ્રમ નિષ્ફળ થવા વેળા આવી એટલુંજ નહિ પણ જે હાનિથી રક્ષણ શોધવા આવ્યા હતા તે હાનિ વિશેષ બલવતી થવાનો સંભવ થયો. પોલિટિકલ એજન્ટ વિરૂદ્ધ હતા, અને ગવર્નરસાહેબવિરૂદ્ધ થયા. એટલે ન્યાયની આશા પણ ગઈ. તેઓએ બહુ વિચાર કરવા પણ કોઈ મધ્યમમાર્ગ સૂઝ્યો નહિ. બીજે દિને નિયમેલે સમયે અમે ગયા.

ન્યાય અને સત્ય, ધૈર્ય અને દૃઢતા, એઓનો મહિમા ઈશ્વરે રાખ્યો. ગવર્નરસાહેબ સ્વસ્થ થયા હતા. પ્રામાણિક વેડર્બર્નસાહેબ જેવાની મધ્યસ્થિથી ન્યાયવાર્તા હતી તે તેમના મનમાં ઉતરી હતી. જે સુશોભિત સભામંડપમાં અમારૂં મળવું થતું હતું ત્યાં ગવર્નરસાહેબ આવ્યા. તેમની મુખમુદ્રાઉપરથી અમે અનુમાન બાંધી શકતા હતા કે કાલથી આજની પ્રસન્નતા કંઈક અવરજ છે. તેમણે પૂછ્યું કેઃ—તમે શો નિર્ણય કર્યો? અમે કહ્યું કેઃ

અમે સર્વ બહુ શોકાન્વિત છિયે કે બીજો કોઈ મધ્યમ અને ન્યાયી માર્ગ અમને જડતો નથી. આપ જેવા મહાન્ પુરૂષને શ્રમ આપ્યો અને કાર્ય સિદ્ધ ન થયું એ અમને ઓછું ખેદકારક નથી. આપની મહત્તાઉપરથી અમને વિશ્વાસ છે કે આપ ક્ષમા કરશો. ઈત્યાદિ વિનયપૂર્વક કેહેતાં તેમણે કહ્યું કે બહુ સારૂ. એમ છે તો હું તમારી વાત માન્ય કરૂંછું. પણ બીજી એક સાધારણ સૂચના છે તે તમે પણ માન્ય કરશો એમ હું વિશ્વાસ રાખુંછું. પછી તે સૂચના કરી તે— બહુ બાધકારક નહુતી તેથી માન્ય કરી. અને એ કામનો નિસ્તાર આવી કાર્ય સિદ્ધ થયું. પરસ્પર સર્વે પ્રસન્ન થયા. આજ્ઞા દેવાલે- વાની સંધિમાં ગવર્નરસાહેબે કહ્યું કેઃ—તમારા સમાગમથી હું બહુજ રાજી થયો છું. તમારી શક્તિ, કુશળતા, અનુભવ, અને રાજનીતિમાં પ્રવીણતા એઆદિ ગુણો પ્રશંસનીય છે. તમારા સર્વેના પ્રતિનિધિ વક્તા ગોકુલજીસાહેબના જેવા વિષય ચર્ચવામાં અને સવાદમાં કુશળ થોડાજ ગૃહસ્થો મેં જોયા છે. તેમની બુદ્ધિ કંઈ અસાધારણ અને સંવાદ કરવાની યુક્તિ અને રીતિ મનોહર છે. મહાજનો સાથે સંવાદ કરવાના મારે પ્રસંગો આવ્યા છે. તેમ છતાં ગોકુલજીસાહેબ સાથે સંવાદ કરી હું પ્રસન્નતા અને સંતોષ પામ્યો છું. આ રાજપ્રસંગે થયેલો આપણો મેળાપ મને સદા સ્મરણમાં રેહેશે. એવા આશયનું કહી સ- ર્વેની સાથે સ્નેહથી કરાલિંગન કર્યું. અમે સર્વે બહુભાગે આશાનુરૂપ નિબંધ બાંધી સાયંકાળ પછી ઘેર આવ્યા.

તેજ દિને શેઠ મંગળદાસ નથુભાઈને ત્યાં કોઈ શુભ અવસરને લીધે ઉત્સવ હતો. ત્યાં અમારા આખા મંડળને મુખ્યત્વેકરી આમંત્રણ હતું. અમને આચિન્તિત વિલંબ થયો તેથી બહુ આ તુરતાથી ત્યાં અમારી વાટ જોવાતી હતી. ત્યાં સર્વે પ્રસન્ન મુખે આવી પોહોચ્યા. ભોજન પણ ત્યાંજ કરવાનું હતું. શેઠ મંગળ- દાસને ત્યાંની રચના, સર્વે કામની વ્યવસ્થા, રાજકીય આદરસ- ત્કાર, રાજોચિત પદાર્થો અને શોભા એઆદિ જોઈને રાજકારભા- રિયો પણ વિસ્મય પામ્યા.

કાર્ય સિદ્ધ કરી ઇપ્સિત જય મેળવી સર્વે પોતપોતાનાં રાજ્યમાં ગયા. એકસંપે પોતાની અનિવાર્ય શક્તિ દેખાડી. પોલિટિકલસાહેબ અને તેમને ઉશ્કેરનારા તો ચકિતજ થઈ ગયા. તેમની નિરાશાનો અને કોપનો તો પાર ન રહ્યો. રાજ્યકાર્યભારિયોની કીર્તિ તે બીજા પક્ષની અપકીર્ત્તિ જેવું થઈ પડ્યું. એ કાર્ય સાધવામાં મુખ્ય મુખ્ય જે હોય તેને વીણીવીણી બીજે કોઈ માર્ગે તેમનું અનિષ્ટ કરવા તેમાંના કેટલાકે સંકલ્પ કરચો. તેઓએ પોલિટિકલ એજન્ટને સમજાવ્યું કે, જે મંડળ ગયું હતું તેમાંના બે ત્રણ મુખ્ય ગૃહસ્થોએ અધિકારીયો પાસે આપની નિન્દા કરી આપનાવિષે વિરૂદ્ધ મત કરાવી દીધું છે. એવું તેમાંનાજ એકથી જાણવામાં આવ્યું છે. આ છળે એજન્ટસાહેબને કોપાયમાન કરચા. રા. રા. ગૌરીશંકર અને મિ. પર્સિવલ ભાવનગર રાજ્યના સહાધિકારી હતા. કારણ રાજા બાળ દશામાં હતા. એટલે રા. ગૌરીશંકરઉપર પોલિટિકલ એજન્ટનું બળ ચાલી શકે એમ ન હતું. અર્થાત્ બધો રોષ રા. ગોકુલજી ભાઈભણી વળ્યો. તેમને હાનિ કરવાના ઉપાયો યોજાવા માંડ્યા. પરંતુ અન્તેઃ—

નિર્દોષને નામ માત્ર પણ રોષ શ્યામ કરી શકતો નથી. સર્વોપરી રાજ્યના અધિકારી, તેથી પીડા કરી શકે એતો સ્વાભાવિકજ છે, પરંતુ અન્તે **धर्मोजय** છેજ. એની સત્યતા આ ચરિત્ર વાંચતાં આગળ જોવામાં આવશે.

સુરાષ્ટ્રના રાજ્યકારભારઉપર પ્રસન્ન થઈ મહારાણી વિક્ટોરિયાએ જુ. નવાબસાહેબને 'નાઈટ કમાન્ડર આવ્ ધી સ્ટાર આવ્ ઈન્ડિયા'નું રાજચિન્હ અને માન આપ્યાં. તે સંબંધની શુભક્રિયા સંવત્ ૧૯૨૯ના વર્ષમાં તા. ૨૭મી ડિસેમ્બર સન ૧૮૭૧ ને દિને રાજકોટમાં થવાની હતી. એ મહામાન મળ્યાના સમાચાર જાણી અભિનંદક પત્રમાં પોલિટિકલ એજન્ટસાહેબે જુ. નવાબસાહેબને સન ૧૮૭૧ ના મે માસમાં લખ્યું હતું કેઃ—

" To your Ministers Ajam Bâudin, Gokulji Zâlâ and "Sâleh Hindi, and let me add, Narasinhaprasâd you "are under obligations for the manner in which "they have conducted the affairs of your State, "to the satisfaction of the Bombay Government, "enabling the latter to recommend your Highness' "name to the favourable consideration of Her " Most Gracious Majesty."

ખુ. નવાબસાહેબ સર્વ મંડળને લઈ રાજકોટ પધાર્યા. ત્યાં એક ભવ્ય રાજસભામાં મહારાણીના હસ્તાક્ષર સહિતનું પત્ર ખુ. નવાબસાહેબઉપરનું તથા માનચિહ્ન આદિ, પ્રતિનિધિ ક. એન્ડરસને સારૂ ભાષણ કરી આપ્યાં. રા. રા. ગૌરીશંકર તથા સામળદાસ આદિ બહુ ગૃહસ્થોને આ પ્રસંગે મળવું થયું હતું. આ લખનાર પણ ત્યાં હતો.

એ વર્ષમાં આપણા પ્રખ્યાત, દેશ કલ્યાણકારી અને ડાહ્યા દાદાભાઈશેઠ સૌરાષ્ટ્રમાં પ્રવાસ કરતા હતા. ડાક્ટર પાલનજી પેસ્તનજી સાથે હતા. વિલાયતમાં 'ઈસ્ટ ઈન્ડિયા આસોસિયેશન' નામે સભા એ શેઠ દાદાભાઈ નવરોજીના પ્રયત્નથીજ તેવામાં સ્થપાઈ હતી. તે દ્વારાએ આ દેશના લાભનાં કેટલાંક કામ થવા માંડ્યાં હતાં. તેમાં દેશપરદેશના સંભાવિત ગૃહસ્થો સભ્ય હતા. રાજ્યાધિકારિયોમાં એ સભાના વિચારનો ભાર પડતો હતો. આ દેશનું અને વિલાયતનું ઉભયનું કલ્યાણ પરસ્પર ગુંથાયલું છે. તે ઉભયનું કલ્યાણ ઈચ્છનાર પરદેશી ગૃહસ્થોના શ્રમ સમજવામાં આવે છે, એવું આ દેશના સમજુઓએ અવશ્ય દેખાડવું જોઈયેજ. ઉદાર પુરૂષો તેનેજ પ્રતિકૂળ માને છે. એઆદિ કારણથી શેઠ દાદાભાઈ એમ ઈચ્છતા હતા કે દેશીરાજાઓ પણ કોઈ પ્રકારે આશ્રય આપી પોતાની ગુણજ્ઞતા બતાવે તો તેમાં તેમને શોભા છે અને ઉપકારકોને ઉત્તેજન છે. એ સત્યતા આ લખનારના લક્ષમાં તેમણે સજડ કરી હતી. તેણે પોતાની શક્તિપ્રમાણે તેનું પરાવર્ત્તન કરી

પોતાનાઉપર મમતા રાખનાર રાજ્યાધિકારિયોને એ શુભ ઉદ્દેશ સિદ્ધ કરવા વિનયપૂર્વક પ્રાર્થ્યા હતા. તેઓ પણ શેઠ દાદાભાઈની પ્રામાણિકતા, સ્વદેશવત્સલતા, નીઃસ્વાર્થતા, અને સરલતા જોઈ બહુ પ્રસન્ન થયા; અને નાણાંની સારી સંખ્યા આપી તેનું વાજ વિશ વર્ષ-સુધી તે સભાને મળ્યાં જાય, એમ નિબંધ બાંધ્યો. શેઠ દાદાભાઈવિષે ગુણરાગી ગોકુલજીભાઈ આ લખનારને માઘમાસમાં લખે છે કેઃ—

"તે સાહેબ (શેઠ દાદાભાઈ નવરોજી) બહુ નજર પોહોચવાળા, "તેમજ સૌમ્ય સ્વભાવના (છે). તેના મેળાપથી આપની રીતે "અમે ખુશી થયા છિએ."

સત્યતાસારૂ આ પ્રસંગે એક ઉત્કૃષ્ટ કથા પ્રસિદ્ધ કરવાની અગત્ય છે કે,—ખુ. નવાબસાહેબ શેઠ દાદાભાઈને પોતાના વિલાયતના 'એ-જન્ટ' કરવા ઈચ્છતા હુતા. આ લખનારદ્વારાએજ તેવિષેની વાત થઈ હતી. ત્રણ ચાર હજાર રૂપીયાનું વર્ષાસન બાંધી આપવાની ઈચ્છા હતી, અને તેમાં વધારો પણ થાત, કારણ ખુ. નવાબસાહેબનું રાજ્ય ઉદાર છે. એમ હતું તે છતાં શેઠ દાદાભાઈએ એ લાભદાયક અને માનવાન્ પદ લેવા ઉપકાર સાથે ના કહી. તેનું કારણ મુખ્ય એટલુંજ કે, સ્વદેશની સેવા કરવાની તેમની ઉત્કૃષ્ટ ઉત્કંઠા અને મહાશયતા, તેમાં સ્વાર્થ પણ સાધે છે એવું ગુણઘાતી અને અપવાદી મનુષ્યો બોલી શકે, અને તેથી જન્મસફલકર કાર્યમાં કિન્ચિત્ પણ ન્યૂનતા કોઈનીએ દષ્ટિથી આવે, એમ ન થવા દેવું, એવો તે ઉદાર શેઠનો નિશ્ચય હતો. શેઠ દાદાભાઈની દેશભક્તિ, ઉદારતા, નિર્લોભતા, અને તજ્જન્ય સ્વતંત્રતા, કંઈક અદ્ભુત દીઠામાં આવ્યાં. શ્રમ કરી ન્યાયથી સન્માર્ગે આવતો ધનનો લાભ, દેશની સેવા કરવામાં, નિન્દકલોક ખોટી પણ ખામી કાહાડી શકે એટલા ભય સારૂ, પોતે શ્રીમાન્ નહિ છતાં, ન લેવો, એ વિરલ પુરૂષજ કરી શકે એવી વાત છે. ખરૂ કલ્યાણ તે એવાજ પુરૂષો કરી શકે છે, અને અન્તે અક્ષય કીર્ત્તિ પણ એવાજ મહાશયીયોની રેહે છે. ધન્ય છે એવા પુરૂષોને અને તેમના માતપિતાને. આ

દેશમાં એવા વિશેષ પુરૂષો થશે ત્યારે આ દેશનો ઉદયકાળ બહુ સમીપ આવશે એ નિઃસંશય છે. એવા બહુ પુરૂષો ઈશ્વર આ દેશમાં સત્વર આપો.

---

(રાજકોટ, સં. ૧૯૨૮) ફાલ્ગુન વદિ ૮ ચંદ્ર.

રાજશ્રી મનસુખરામ સૂર્યરામ.

તમારા પત્ર ગઈકાલ તથા આજ પુગ્યા. એક ઉત્તર ગઈકાલ લખ્યું છે. આજ આ પત્ર લખી રાત્રિયે જૂનાગડ તરફ જનાર છું.

* * * * * *

દેસાઈને (રા. હરિદાસ વિહારીદાસને) જૂનાગડ રાખવા હું વધુ ખુશી છું. મારી પાસે એ રીતના બે ગૃહસ્થો હોય તો બહુ સંતોષી થાઉ. પરંતુ તે સ્વતંત્ર મનુષ્ય, અને દેશીરાજની.......રીતોથી ગભરાય તેમ થવું ન જોઈયે. તેણે અમારા વિશ્વાસથી રેહેવું. કોઈ કામ ધાર્યું ન થાય તોપણ હઠવું નહિ. આજ નહિ તો કાલ પણ સુધારો આહસ્તે થઈ શકે એમ હિમ્મત તથા આનંદથી રેહેવું. એ વાતથી એવા સારા મનુષ્ય કંટાળી ઉલટા નારાજ થાય તે ઠીક નહિ. માટે એ વાત બાતે પેહેલેથી વાકફ કરી આપ ખાતરી લખશો, કે તેનો રૂકો લખાવશું. આ બાબતમાં હવે દેર નથી.

* * * * * *

'એક સંપી સભા' બાતે દીનશાહ શેઠને વાસ્તે ગઈકાલે સર્વ ભેળા થયા અને એ કામ બાતે કેટલાક ઠરાવ થયા, તેપ્રમાણે હાલ ચારે તરફથી તૈયારી કરી જુનની તા. ૨૦ મીએ સભા ખોલવા ઠરાવ થયો છે.

* * *

આપનો અભ્યાસ વેદાન્તવિષે ચાલતો હશે. હાલમાં કાંઈ પ્રશ્ન આવતાં નથી તે લખશો. અહિં ઘણી નિવૃત્તિથી રહ્યા. તે પ્રસંગે આપકૃત **બ્રહ્મોદય** તથા **राज्यनीति (देशीराज्य)** ગ્રંથ વાંચતાં આપની કુશાગ્રબુદ્ધિ બાતે ઘણેબરે પ્રકારે ખાતરી થઈ. આપજેવાની

બુદ્ધિથી એમજ ખાતરી થાય જે પૂર્વજન્મ શુભ સંસ્કારિત બુદ્ધિ છે. નીકર આ રીતના શુભ વિચાર કેમ સ્ફુરે. અને તમારા જેવાજ જ્ઞાનાધિકારી કહી શકાય. કારણ ખરો અભ્યાસ કરી શકો જેથી સમાધિપર્યંત બોધ થવા અશક્ય નહિ.

એજ વિ. ગોકુલજીના સા. ન.

---

રાજશ્રી પરમસ્નેહી ભાઈ શ્રી ૫

સામળદાસ પરમાનંદદાસ. નિ. ભાવનગર.

સેવામાં જૂનાગઢથી દર્શનાભિલાષી ઝાલા ગોકુલજી વિ. સંપત્તિરામના સા. દંડવત્ નમસ્કાર પોહોચે. અત્ર કુશલ છે. તમારી કુશલતાનાં કૃપાપત્ર વડિલ ગગાભાઈના સમાધાન પત્રસહિત પોહોતાં. વાંચી પરમ આનંદ થયો. સદા સ્મરણમાં લાવી શુભ બોધપૂર્વક એ રીતનો પરિચય જારી રેહેવા આશા બંધાણી છે. આપના તરફથી પ્રશ્નોત્તર આવવું બાકી છે તે કૃપાકરી અવકાશે લખાવશો. આપે શાસ્ત્રીજીને મળી લખવા ધારેલું તે અયોગ્ય નથી. પરંતુ સહજ પ્રસંગમાં આપને મનમાં જે અયોગ્ય આવતું હોય તે લખવુ જોઈયે.

મારૂ લખવું એમ નથી જે શાસ્ત્રીજી ફરમાવેછે તે વગર પાયાનું છે; તેમજ વડિલ ગગાભાઈના સ્મરણમાં એક વાક્ય પણ અશાસ્ત્રથી છે. જે શાસ્ત્રપ્રમાણ છે તેજ તે સાહેબોનો સિદ્ધાન્ત છે. તેમાં હું અક્ષરેઅક્ષર મળતો છું. વાંધો લેવા ચાહાતો નથી. પરંતુ એક વાતે અભિનિવેશ કરી બેસવામાં શાસ્ત્ર આશ્રય આપે નહિ એમ તો લાગેછે.

સાધનવિના સિદ્ધ થવાતું નથી, એ વાત પ્રસિદ્ધજ છે, એટલે સાધન હોવાંજ જોઈયે. પૂર્વજન્મસંબંધી હોય તેનું ચિહ્ન હાલમાં પ્રત્યક્ષ દેખાવું જોઈયે, એ ખરી વાત છે. પણ પરમહંસાશ્રમ સ્વીકારવિના અધિકાર નથી.—सन्यस्य श्रवणं कुर्यात्[1] ઈત્યાદિ શ્રુતિવાક્ય છે,

---

૧ સન્યાસ (સર્વનો ત્યાગ) કરીને શ્રવણ કરવું જોઈયે.

અને તેજ વાક્ય ગ્રહણ કરિયે તે વારે विद्वत्सन्यास[1] પ્રતિપાદન કરનાર વાક્યમાં બાધ આવે કે નહિ? એ વિચારવું (એમ વચન વિરોધ આવે) તે વારે ઉપરનાં વાક્યનો અર્થ વ્યવસ્થાએ સમજવો પ્રાપ્ત થાય છે.

તેમજ શ્રીમત્શંકરાચાર્ય સ્વામીનું વાક્ય ઉપદેશ સહસ્રીમાં ગદ્ય પ્રકરણને વિષે: परमहंसपरिव्राज्याय ब्रूयात्[2] ઈત્યાદિ છે. તેથી અધિકારી સન્યાસી હોવો જોઈયે, એમ સ્પષ્ટ સિદ્ધાન્ત થાય છે. માંડૂક્યોપનિષદ્ (કારિકા) ભાષ્યના ચતુર્થ પ્રકરણમાં अजेसाम्ये तु ये केचिद्[3] ઈત્યાદિ વાક્યનું વ્યાખ્યાન કરતાં (તેજ મહાત્મા) ભાષ્યકારે येकेचिद् નો અર્થ स्त्र्यादयोपि લખ્યો છે.

(એમ પ્રસંગવશાત્ ઉભયપક્ષનાં વાક્યો છે.) હવે આપ્તવાક્યમાં તો યથાર્થજ રહેલ છે, પણ આપણી સમજણમાં ફેરફાર છે. શ્રીભગવદ્ગીતાના ત્રયોદશાધ્યાયમાં असक्तिरनभिष्वंग:पुत्रदारागृहादिषु[4] ઈત્યાદિ શ્લોકના ભાષ્યમાં સરળ રીતે વ્યાખ્યાન છે. (પરંતુ) શ્રીશંકરાનંદસરસ્વતીયે એજ સ્થળમાં ખેંચીને સન્યાસીપર અર્થ કરચો છે. તો એ બેએ પ્રમાણ છે. પરંતુ એમ વ્યવસ્થા લાગે છે કે,—જેમ, જે ઔષધિથી જેને રોગ નિવૃત્તિ થઈ, તેની અધિક પ્રશંસા તે કરે. તેમજ સન્યાસાશ્રમસમાધિનિષ્ઠ પુરૂષો પોતાની અવસ્થામાં જે લખાણ કરે તે વધુ આગ્રહથીજ હોવું જોઈયે. તેમાં આશ્ચર્ય નથી. (પરંતુ) તેથી ગૃહસ્થાશ્રમે જ્ઞાન થવા અસંભવ

---

૧ ગૃહસ્થાશ્રમમાં વિદ્વાન્ થઈ પછી સન્યાસ કરવો તે. ૨ સન્યાસીને ઉપદેશ કરવો. ૩ જો કોઈ સ્ત્રિઆદિ પણ અજન્મા સમભાવ (પરમાર્થ તત્વ) વિષે 'આ તત્વ આમજ છે' એમ યથાર્થ જાણે તો તેપણ લોકવિષે મહાત્માની છે. (શ્લોક ૨૨૨.) ૪ નવમો શ્લોક છે તેમાં ક્ષેત્રજ્ઞનું જ્ઞાન થવાના સાધનમાં શ્રીમત્શંકરાચાર્ય લખે છે કેઃ—પુત્ર, સ્ત્રી, ઘર આદિમાં અસક્તિ, એટલે સંગનિમિત્ત વિષયમાં પ્રીતિનો અભાવ, અને અનભિષ્વંગ એટલે અનન્ય ભાવનાનો ત્યાગ, અર્થાત્ પુત્રાદિના સુખ દુઃખથી પોતે સુખી દુઃખી માનવું એ વાતનો ત્યાગ; ઇષ્ટ કે અનિષ્ટની પ્રાપ્તિ થતાં નિત્ય સમચિત્તતા. એ આદિ સાધન કહ્યાં છે તેમાં સન્યાસ કરવો એમ કહ્યું નથી.

લાગતો નથી. તે (જ્ઞાન) ની અપ્રતિબદ્ધતા સિદ્ધિસારૂ નિરન્તરાભ્યાસાદિ સાપેક્ષ છે. અને શાસ્ત્રશૈલી પણ ઘણી જગો અવિરૂદ્ધ છે તેમ લાગે છે.

અર્જુનને ગીતા બોધ પછી સમગ્ર વ્યવહાર છે. શ્રીરામને વસિષ્ઠજીના બોધાનન્તર પણ પ્રારબ્ધયોગે વ્યવહાર પ્રસિદ્ધ છે. કદિ તે ઈશ્વરકોટી ગણિયે, તો ચુડાલાદિ[1] આખ્યાન પણ ઘણાં નીકળી આવે છે. પ્રત્યક્ (અન્તરાત્માકાર) વૃત્તિ પ્રવાહ અવશ્ય જોઈયે. તે અભ્યાસ સાધ્ય છે. અસ્મદાદિને 'રાગાભાસ નજ માનવો' (અદઢરાગ પણ નજ જોઈયે) એમજ અભિનિવેશ તે શા કારણથી ઘટે. અજ્ઞજન કરતાં (જ્ઞાનિયોને) કેટલેક પ્રકારે વ્યવહારમાં પણ સમજણ પ્રત્યક્ષ સાહાય કરે છે. અમને તો અનુભવ સિદ્ધ છે. પંચદશીકારે પણ વૈરાગ્યાદિ (=વિરાગ, બોધ અને ઉપશમ) વિભાગ નિઃસંશયાર્થજ લખેલ છે. 'સંવાદિભ્રમ'[2] ઈત્યાદિથી પણ સ્વાત્મવિચાર સર્વોત્તમજ લાગે છે. તેજ જે રીતે બને તેમ પોથી વાંચી સમાગમથી કર્ત્તવ્યજ છે. અને બાકી આ વિદ્યાને નિવૃત્તિ તો પ્રધાન ભૂષણ છે. એ અમારે સ્વીકારજ છે. એજ વિનતિ. કૃપાકરી ઉત્તર લખશો. જ્યેષ્ઠ શુદિ ૧૨ રવિ. રાજકોટથી.

---

એજ સંવત્ ૧૯૨૮ ના વર્ષમાં કોઈ નીચ વર્તમાનપત્રમાં કોઈ દ્વેષી તેમની નિન્દા છપાવતો અને તે વેળા તેમની શરીર પ્રકૃતિ પણ મંદ હતી અને આ લખનારને પણ એકવાર તે નિન્દામાં ભાગ આપેલો હશે તેથી વિશાદિ મન થયે જ્યેષ્ઠમાસમાં લખે છે કેઃ—"સાંભળ્યું છે જે નાટકથી તમારી અમારી જૂઠી વાતો "........માં છાપી હશે. અમે તો બ્રહ્મવિદ્યાત્રિના સ્વાર્થિક સ્નેહ

---

૧ યોગવાસિષ્ટના છઠા પ્રકરણમાં ચુડાલનું આખ્યાન છે. તેમાં તે સ્ત્રીને જ્ઞાન થયું હતું. તેણે તેના સ્વામીને ઉપદેશ કર્યો અને ગૃહસ્થાશ્રમ પણ ચલાવ્યો હતો. એવા આશયની વાત છે. ૨ સફળ પ્રવૃત્તિ જનક ભ્રાન્તિ.

"તમથી રાખ્યો નથી (અને) રાખવો નથી. ઘરના દરિદ્રી છઉં જેથી "આ દરબારી કામ ગમે છે. નીકર તેથી પણ ઉદાસ છું."

એ વર્ષમાં ગોકુલજીભાઈની શરીરપ્રકૃતિ તાવથી બગડી હતી, અને તેમાં વળી, ક. અન્ડરસનસાહેબના કોપના પ્રયોગ, માત્ર તેમનાઉપરજ ચાલી શકે એમ હતું તેથી, તેમનાભણી તાપ પડવા માંડ્યો. રા. રા. ગોકુલજીભાઈયે રાજ્યના કલ્યાણસારૂ અનેક પ્રસંગે દેખાડેલી સ્વતંત્રતા, રા. મંગળજી બુચસંબંધનો પ્રસંગ, અને છેલો પણ સર્વથી પેહેલો લાગે એવો મુંબઈમાં મેળવેલો જય, એ આદિને સારૂ, પોલિટિકલના અગ્રકર જે પોતાને ગણતા હતા તેમણે એમ ધાર્યું કે—એવું કરવું કે, પોલિટિકલ સાહેબની ઇચ્છા વિરૂદ્ધ થયેથી કેવું કટુફળ થાય છે, એ સર્વ લોક જાણે. થોડાજ સમયઉપર પોતે સારૂ લખેલું તે કોપમાં પડેથી વિસરી જઈ ક. અન્ડરસનસાહેબે વાર્ષિક વૃત્તાન્તમાં જૂનાગઢ સંસ્થાનનું અને મુખ્યત્વે રા. ગોકુલજીભાઈનું સરકારમાં ખોટું લખ્યું. એ બીજ નાંખી અન્તે ગોકુલજીભાઈને દૂર કરાવવા એમ મંડાણ હતું. એવો ગોકુલજીભાઈના મનને ભાસ લાગતો હતો. તેમાં પ્રથમ, પોતાની પાસે રેહેનાર વકીલ રા. ભાણજીભાઈને ગોકુલજીભાઈનું મનુષ્ય ગણી, તેનાઉપર પોલિટિકલ એજન્ટસાહેબે ઘા કરચો. કોઈ કામમાં અપમાન કરચું ગણી તેને દૂર કરચા. એથી અસમજુ અને બીકણ લોકમાં ત્રાસ બેશી ગયો, અને તેઓ કેહેવા લાગ્યા કે ગોકુલજીભાઈઉપર હવે ચક્ર ફરે છે.

સંવત્ ૧૯૨૯ ના કાર્તિકમાસમાં લાર્ડ નાર્થબ્રુક વાઈસરાય મુંબઇ પધારવાના હતા. તેઉપર મુંબઈપ્રાન્તના દેશી રાજાઓને અંગ્રેજ સરકારનાં આમન્ત્રણ થયાં હતાં. બ્રુ. નવાબસાહેબ પણ પધારચા હતા, અને ખંભાળાઉપર 'આલ્ટામાન્ટ' નામે જે મહાલય છે ત્યાં ઉતરચા હતા. તેમનું આખુ મંડળ આવ્યું હતું તેમાં રા. ગોકુલજીભાઈ પણ હતા. મહારાણીના પ્રતિનિધિ સંબંધમાં જે જે ઉત્સવો થયા તે તેમાં સામીલ રહી, બ્રુ. નવાબસાહેબને

પગે વાળો નીકળ્યો હતો તેથી તેઓ તુરત સ્વદેશ ગયા. પરંતુ રા. ગોકુલજીભાઈ પાછળ રહ્યા હતા. અશ્વારીસંબંધિ કામકાજ પૂરાં થતાં તેઓ તથા રા. સામળદાસ, વિદ્યારામ, અને આ લખનાર નાસિકત્ર્યંબકની યાત્રાયે ગયા. નૈષ્ઠિક ગોકુલજીભાઈયે યથાવિધિ યાત્રા કરી. તે સમયે પ્રખ્યાત હરિદાસ ત્ર્યંબકબાવા નાસિકમાં આવ્યા હતા. તેમની કથા અમારા ઉતારામાં કરાવી. ત્ર્યંબકબુવાનું વક્તૃત્વ, બાહુશ્રુતતા, અનેક વિષયને અને રસને આકારી કરવાની અને ખડા કરવાની શકિત, તેમનાં સાધનો, એ આદિથી મનને બહુ આકર્ષણ થતું. રા. ગોકુલજીભાઈ વેદાન્તી છે જાણી તેણે વેદાન્ત પ્રસંગજ ચર્ચ્યો. પરંતુ તે એવી છટાથી છેડયો કે સુજ્ઞ ગોકુલજીભાઈ પ્રસન્ન થઈ ગયા. પછી ત્ર્યંબકેશ્વર ગયા. યાત્રા પરિપૂર્ણ થયે નાસિકભણી પાછા વળ્યા. સુજ્ઞ ગોકુલજીભાઈ, સામળભાઈ અને આ લખનાર એક 'તાંગા' નામે વાહનમાં હતા. માર્ગમાં અનેક પ્રસંગઉપર ચર્ચા ચાલતી. સુજ્ઞ ગોકુલજીભાઈને અધ્યાત્મરામાયણના ઉત્તરકાંડના પંચમ સર્ગથી આરંભાતી **રામગીતા** કંઠસ્થ હતી. કારણ ભોજન સમયે તેનો તેઓ પાઠ કરતા. તે રામગીતા સાર્થક વિવરણ[1] સહિત અમને શ્રવણ કરાવી. જગન્મંગળ રઘૂત્તમ ભૂપાલભૂષણ મહાત્મા **રામે** પોતાના કનિષ્ટ બાંધવ **લક્ષ્મણને** જેમ અતિ પ્રેમથી રહસ્ય વિજ્ઞાનનો ઉપદેશ તેમાં કરચો છે, તેજ રીતે જાણે તેઓ અમને ઉપદેશ કરતા ન હોય એવું અમને લાગતું હતું જ્ઞાનચર્ચા સમયે તેમની સાત્વિક બુદ્ધિ વૃત્તિ અનુપમ અને અનુકરણીય થતી હતી. એક પણ્ડિત અન્યોકિત કહે છે કે:—

केचित्प्रवालमिव रागभृतः स्वयं स्युः केचिच्च चूर्णकणवत्पररागयुक्ताः।
कश्मीरजातमिव सौरभरागयुक्ता धन्याः पुनः स्वपररंजनतां भजन्ति ॥

કેટલાક પ્રવાળાની પેઠે પોતે લાલચોળ રંગવાળા હોય છે પણ

---

૧ સાધારણ અર્થ અને ગૂઢાર્થ અથવા અન્તર્ભૂત અર્થને ટીકાસહિત ખુલ્લો કરવો તે.

તે રંગે બીજાને રંગવું હોય તો તે બની શકતુ નથી; કેટલાક છે, તે પોતે તો ચુના જેવા ધોળા શ્વેત હોય છે, પણ હળદર કે કોઈ એવાજ બીજા પદાર્થના રંગથી રંગાઈ જાય છે:—એમ કેટલાક માત્ર સ્વરંગી અને કેટલાક માત્ર પરરંગી હોય છે. પરંતુ કેશર જેવા સુગંધ અને રંગ એ ઉભય ગુણથી પોતે યુક્ત અને વળી બીજાને પણ રંગ અને સુગંધ આપે એવા—પોતાને અને બીજાને રંજનતા આપનાર—ને ધન્ય છે.

સુજ્ઞ ગોકુલજીભાઈ જ્ઞાનસંબંધમાં કેશર જેવા હતા. પોતે જ્ઞાનના સુગંધ અને રંગ યુક્ત હતા, અને બીજાં પાત્રોને પણ તેવા કરવા સમર્થ હતા. જ્ઞાનવિષયમાં ગોકુલજીભાઈનાં સારતા અને સૌંદર્ય મનોહર હતાં. સાત્વિક અંતઃકરણમાંથી નિકળી સામાનાં તેવાં અંતઃકરણને સ્નેહદ્વારા તે વિજ્ઞાન એવું સિંચતું કે તેથી પુષ્ટિ મળ્યાવિના રેહેજ નહિ.

કર્નલ એન્ડરસન પછી તુરત ૧૪ માસની રજાઉપર ગયા અને તેમના સ્થાનકે મિ. પીલસાહેબ નિમાયા. તેઓ સમર્થ, સ્વતંત્ર, અને સત્યવાદી પ્રામાણિક અને સમજુ ગૃહસ્થોઉપર મમતા રાખનાર હતા. ક. કીટિંજની પેઠે તેમણે પણ સારા ગૃહસ્થોસાથેજ પરિચય રાખ્યો. પ્રપંચી અદેખાં માણસો પોતાની મેળે મોળાં પડી ગયાં. આખા સૌરાષ્ટ્રમાં સમાધાનીનો આરંભ થઈ વિશ્રાન્તિ મળવા માંડી. કેટલીક રાજ્યપ્રસંગી વાતોનો નિકાલ કરવા અને કેટલીક જાણ મેળવવા મુખ્ય કારભારીઓને તેમણે રાજકોટ બોલાવ્યા. તેમાં રા. રા. ગોકુલજીભાઈ અને ગૌરીશંકરજી અગ્રેસર ગણાવા માંડ્યા. એ સંબંધમાં રા. રા. ગૌરીશંકરજી લખે છે કે:—

"સં. ૧૯૨૯ માં મે. પીલસાહેબ પોલિટિકલ એજન્ટ થઈને "આવ્યા. તે વેળા પોલિસના બંદુબસ્ત વગેરે બાબતનું નકી "કરવા સારૂ સહુને બોલાવતાં એકઠા થયેલા હતા. તે સમયે પણ "ઘણી મુદ્દત સાથે રેહેવું થયું હતું. અને એ કામો પણ અમારી "બંનેની સલાહથી પાર પડ્યાં હતાં."

એ વેળા રા. રા. ગૌરીશંકરજી વેદાન્તનું કોઈએક સુંદર સંસ્કૃત પુસ્તક સાથે લાવ્યા હતા. સુજ્ઞ ગોકુલજીભાઈ પાસે તેનુ શ્રવણ કરવા તેમની ઈચ્છા હતી. તેપ્રમાણે થતું. વયોવૃદ્ધ ગૌરીશંકરજીઉપર સુજ્ઞ ગોકુલજીભાઈ પોતાના વડિલ જેવો ભાવ રાખી આદરસત્કાર દેતા. તેમ કૃપાળુ ગગાભાઈ પણ તેમનાઉપર બહુ સ્નેહમમતા રાખતા; એટલુંજ નહિ પણ ગોકુલજીભાઈની જ્ઞાનસમૃદ્ધિને લીધે પુજ્યબુદ્ધિ પણ રાખતા. રાજકોટમાંથી છૂટા પડતાં ગૌરીશંકરજી પાસે ગોકુલજીભાઈ આજ્ઞા લેવા ગયા. તે વેળા કૃપાળુ ગગાભાઈએ ગોકુલજીભાઈના જ્ઞાનની બહુ પ્રશંસા કરી અને વિયોગપ્રસંગને લીધે ગદ્‌ગદ્ કંઠ થઈ ગયા. પછી નીચે નમી પ્રણામ કરયા. ગોકુલજીભાઈને એ કૃપાળુ ગગાભાઈની ક્રિયા વિપરીત લાગી અને પોતે લજ્જાવાન્ થઈ વિનતિ કરી કેઃ—આપની તો મહત્તા છેજ, પરંતુ એમ થયે પ્રત્યવાય[1] માની મારૂ મન સંકોચાઈ પોતાને દુષિત ગણે. આપની કૃપાદષ્ટિ અને આશીર્વાદમાંજ અમારૂ કલ્યાણ છે. ગગાભાઈએ ઉત્તર દીધું કેઃ—આપ જ્ઞાનવૃદ્ધ છો, તેથી ગુરૂપદ પાત્ર છો. ઈત્યાદિ.

એજ સંવત્ ૧૯૨૯ ના ફાલ્ગુનમાસમાં અનાયાસે આ લખનારના વર્ષાસનમાં સુરાષ્ટ્ર રાજ્યમંડળે ફરી વૃદ્ધિ કરી આપી અને તે સાથે આરૂ પારિતોષિક આપ્યું.

કર્નલ કીટિંજના ગયા પછી રા. ગોકુલજીભાઈ જંપીને બેશી શકયા નહિ. રાજસંબંધી અનેક પીડાઓ અચિન્તિત ઉભી થવા લાગી; તેમાં પોલિટિકલ એજન્ટનો વિરૂધ્ધ ભાવ. એઆદિ કારણોથી પોતે રાજપ્રસંગથી દૂર થવા ઈચ્છતા હતા. મિ. પીલ સાહેબ આવતાંજ તેમની મમતા ગોકુલજીઉપર બહુ દેખાઈ; તેથી સર્વેએ મળીને તેમનો પ્રપંચથી નિવૃત્ત થવાનો વિચાર ફેરવ્યો. તો પણ કેટલાંક કારણથી તેમનું મન ઉદ્વેગમાં રેહેતું; તેથી તેમનો આશય પ્રતિષ્ઠાસહિત રાજકાર્યથી મુક્ત થવાઉપર વિશેષ રેહેતો. ફાલ્ગુન વદ ૬ ના પત્રમાં લખે છે કેઃ—

---

૧ જોઇએ તેથી ઉલટો માર્ગ.

"આપ પધાર્યા પછે એક પત્ર નથી એ તાજુબ છે. આજ ભા-
"ણુજીઉપરના પત્રથી એમ જાણ્યું જે આપ નડિયાદ છો, અને
"ભાવનગર વધુ રોકાણા. અસ્તુ. આપના આડત આશ્રયથી અમે
"એટલુંજ ચાઈયે છિયે જે અમે આખરશીકે નિવૃત્તિ પામિયે

* * * * *

"પણ તમારી મરજી અમને કામમાં રાખવાની છે તો ........
"બે શક્તિવન્ત ગૃહસ્થોનું નકી કરી મોકલજો, નીકર લાજશીકે
"રાજીનામાની સલાહ લખજો. એજ વિનતિ."

તેઓ સારા ગૃહસ્થોનો ઉપયોગ અને મૂલ્ય કેવું સમજતા હતા તે, તેવા ગૃહસ્થો જૂનાગઢ રાજ્યમાં મોકલવા તેઓ વારંવાર લખે છે તેઉપરથી સ્પષ્ટ જણાય છે. સજ્જનોનાઉપર તેમનો અંતઃકરણથી કેવો ઉચ્ચ ભાવ રેહેતો તેસંબંધિ આ લખનારના સમક્ષ વાર્તા થતી તે તો જૂદી.

---

(રાજકોટ, સં. ૧૯૨૯) ફાલ્ગુન વદિ ૮.

રા. મનસુખરામભાઈ.

આપનો કૃપાપત્ર ભાવનગરથી લખેલ જૂનાગઢ થઈ કાલ રોજ પોહોતો. આપને (ભાવનગરમાં) વધુ રોકત થઈ, અને તે અમારી પાસે રોકત થવા ખુશી નોતી અને ત્યાં ગયા. તે એમજ થવું ઘટિત હતું. ભાઈ સામળભાઈની જાત દુર્લભજ છે. આપણે તેનો સંતોષ પત્રે લખવાથી બને તેમ નથી. પણ તેના વધુ સહવાસથી ઈર્ષ્યાવાળા લોકોએ અમને ભાવનગરખાતે રેહેવાનો નિશ્ચય માનેલ. આપણે તો સ્વપ્ને પણ એવી વાત હતી નહિ..........

માણસ ૧ ન્યાયસારૂ, ૧ રેવિન્યુસારૂ, અને ૧ પોલીસસારૂ જોઈશે. તે જેમ બને તેમ ગોતશોધ જલદી કરશો.

ફરી એકવાર (પીલ) સાહેબને મળ્યો. તે સારા ગૃહસ્થ છે એટલે કોઈનો દોષ જોતા નથી.

વોડહાઉસસાહેબને બે ત્રણ વાર મળ્યો. તેપણ સારા લાગે છે. હાલ પૂરી સમાધાની છે. વિ. ગોકુલજીના ન.

શ્રી

રા. રા. પરમસ્નેહી ભાઈ મનસુખરામ સૂર્યરામ,

શ્રીમુંબઈ.

શ્રીજીર્ણગઢથી વિ. ઝાલા ગોકુલજી વિ. સંપત્તિરામના નમસ્કાર. અત્ર કુશલ છે. આપનું કુશલ નિરન્તર લખવું. વિશેષ ખુદાવંદ પાટવી કુમારસાહેબની શાદી મુબારકના શુભ સમારંભઉપર આપને અહિં આવવા કંકોતરી લખાતાં તે આવશે. સિવાય અમારે લખવાનું કે એ મુબારક શાદીમાં આપે સકુટુંબ આવવા અમારા સાથે વચનથી આપ બંધાયલા છો; તેપ્રમાણે રાખી જરૂર પધારવું જોઈયે. રા. માધવરામભાઈ પોતે આવી શકે તો તેમનાં દર્શનની વધુ ઉત્કંઠા છે. કદાપિ તેઓથી નજ નીકળી શકાય તો તેમના ચિરંજીવને સાથે લઈ આપે તો સકુટુંબ અવશ્ય આવવું. શાદીનો મેળાવડો બાહુ જોવાયોગ્ય બનવાનો તેમાં આપ પ્રિયમિત્રનો મેળાપ થાશે એ વધુ લાભ છે. અહિં સાહુ સરકારી મંડળ આપના આવવાથી અતિ ખુશી થાશે. તે સર્વનો પણ તેમજ આગ્રહ છે. શાદીનું શુભમુહૂર્ત્ત વૈશાખ વદિ ૧૧ ગુરૂનું છે. તે મુદત હવે સમીપ છે તો આવવાની તક જાણી આ પત્ર વાંચી જેમ બને તેમ આ તરફ તૈયારી રાખવી. એજ વિનતિ. સં. ૧૯૨૯ ના ચૈત્ર વદિ ૫, ગુરૂવાર. વિ. ગોકુલજીના ન.

---

ઉપરના પત્રમાંની ઈચ્છાનુસાર આ લખનાર એ વિવાહના શુભ પ્રસંગઉપર જૂનેગઢ ગયો હતો. પત્રમાંની સૂચનાપ્રમાણે ચિ. ગોવર્ધનરામ વિ. માધવરામને પણ સાથે લીધેલ.

રા. ગોકુલજીભાઈએ પોતાના શયનગૃહમાં અમને ઉતારો આપ્યો હતો. અને બહુ ભાવથી અમારી સંભાળ રાખતા. સુજ્ઞ ગોકુલજીભાઈ **आत्मपुराण** વાંચતા તે સાંભળવા જે શ્રોતાઓ આવતા તેમણે, આ લખનારને મળતાં કેહેવા માંડ્યું કે,—ગોકુલજીભાઈ જેવા તમારૂ નામ મુખમાંથી મૂકતા નથી. એ તે શું છે? ઈત્યાદિ.

આત્મપ્રશંસા સર્વેને પ્રિય હોય છે. એ એક મનનો વિકાર અને દુર્બળતા છે એ ખરૂં, પરંતુ બીજા વિકારો કરતાં એ ઉપયોગી અને સારાં છે. અનેક લોકોને મુખેથી કૃપાળુ ગોકુલજીભાઈના ભાવ અને મમતાનાં દર્શક એવાં કથન સાંભળી મનમાં ગોકુલજીભાઈના ઉપકારનો ભાર વધે એમાં શો સંદેહ ! સુજ્ઞ ગોકુલજીભાઈએ પોતાના કનિષ્ઠ બાંધવવત્ ગણી આ લખનારનું જેવું અપ્રેરિત હિત કર્યું છે, તેવું અનુભવી, સંતોષાનન્દ પામવાનો અવસર વિરળનેજ આવતો હશે.

તત્ત્વદષ્ટિ ગોકુલજીભાઈ જેવા પુત્રની શુભસન્તતિ જેને એવા સંપત્તિરામજીની સાથે એ પ્રસંગે આ લખનારને સારો સમાગમ થતો. વૃદ્ધોની મર્યાદામાં પિતાપુત્રને સંભાષણ કરવાનો પરિચય પૂર્વે ન પડેલો, તેમનું તેમજ પછી ચાલતું રહેલું. તેથી પરસ્પર બહુ થોડુજ બોલવું થતું. સંપત્તિરામજીના વિચાર અને ગોકુલજીભાઈના વિચારમાં બહુ અન્તર પડી ગયું હતું. શુ. સંપત્તિરામ એમ ધારતા કે આગળના કારભારિયો પોતાના સંબંધિયોને મ્હોટા મ્હોટા અધિકાર આપી બહુ બળવન્ત કરતા. ગોકુલજી તો તેથી વિરૂદ્ધ માર્ગેજ ચાલે છે. કારભારનો ભાર માથે છે અને તેનો લાભ કે સુખ તો કંઈ ભોગવતાજ નથી, એમ ધારી પોતે અસન્તોષ રાખતા. આ લખનારઉપર ગોકુલજીભાઈનો ભાવ અને વિશ્વાસ છે એમ માની તેદ્વારા તેમને બોધ કરવા ઈચ્છતા હતા. પરંતુ પોતે અતિ નૈષ્ઠિક હતા તેથી દેવાર્ચનમાં બહુજ સમય જતો એટલે તે વાત કરવાનો પ્રસંગ આવતાં બહુ દિવસ વીતિ ગયા. અન્તે જવાના થોડા દિવસ પેહેલાં વાત કરી સન્તોષિત થયા.

એ અવસરે આ લખનારને સુજ્ઞ ગોકુલજીભાઈના કુટુંબમાં બહુ દિવસ રેહેવું થયું. તેમણે પણ સ્નેહમમતાથી એવી સારી આગતાસ્વાગતા કરી કે તે વિસરાય નહિ. ગૃહસ્થની સાંસારિક શોભાનો આધાર કુટુંબઉપર અધિક રેહેછે. જે ગૃહસ્થને સ્ત્રીઆદિ કુટુંબ પણ યોગ્ય હોય છે તેના પ્રાપંચિક સુખનો પાર રેહેતો નથી. તેમની પ્રજામાંથી સૌભાગ્યવતી. સૂર્યબેહેનઉપર તેમની વિશેષ

મમતા દેખાતી. કારણ તેઓ સારૂ ભણેલાં અને સમજુ હોવાથી, બહુ વિવેક સાથે પત્રો લખતાં અને પુજ્ય પિતાનો પૂર્ણ પ્રેમ સંપાદન કરવા યોગ્ય યત્ન કરતાં. ગોકુલજીભાઈને ક્રોધાવેશ આવતો એ આપણે જાણ્યું છે. તેવે કોઈ પ્રસંગે પણ રૂચિકર યુક્તિથી સૌ. સૂર્યબેહેન સમાધાનનું સાધન થતાં. ગોકુલજીભાઈને શ્રીમુખેથી ચિ. સૂર્યબેહેનની સુશીળતાની પ્રશંસા આ લખનારે અનેકવાર સાંભળી છે.

રા. ગોકુલજીભાઈ પાસે કેટલાંક અસમજુ અને સ્વાર્થી મનુષ્યો એવામાં આવતાં જતાં થવાં માંડ્યાં હતાં. તેઓ પ્રથમ તો કોઈને કાનજ આપતા નહિં. પણ ક. એન્ડરસનસાહેબના વારામાં પાછળથી વૈમનસ્ય થતાં થોડુ થોડુ સાંભળવા માંડ્યું, એટલે કેટલાક, અસમજુ તેથી શત્રુ જેવા, મિત્રોએ તેમના મનમાં રાજ્યમંડળમાંના સંબંધિયોવિષે બહુ વિક્ષેપો નાંખ્યા હતા. એકવાર સ્નેહીસંબંધીમાં વૈમનસ્ય થયું, એટલે વિરોધ વધી અન્તે સંપ ત્રુટે છે. તેમાં અન્તે તેનાં કટુફળ ઉભયપક્ષને ચાખવાં પડે છે. તેમાં જે બલવાન્ હોય છે તેને તત્કાળ ઓછી હાનિ થાય છે, પણ અન્તે સારૂ ફળ તો કોઈનેજ મળતું નથી. તુલસીદાસ કવે છે કે:—

जिहां संप तिहां संपति माना। जिहां कुसंप तिहां विपत्ति निदाना॥

એ યથાર્થ છે. એ સંભવ આ લખનારના જોવામાં આવતાં તેણે કુસંપ અટકાવવા બહુ પ્રયત્ન કર્યું. ઉભયપક્ષવાળાને તેનાઉપર વિશ્વાસ હતો તેથી તેવેળા તો સમાધાન થઈ પણ ગયું. અને તેમજ રેહેશે એમ લાગ્યું. પરંતુ અન્તે તેમાં નિરાશ થવું પડ્યું હતું.

એ 'શાદી મુબારક'ના પ્રસંગમાં લક્ષાવધિ નાણાં ખર્ચી દિવ્ય શોભા ત્યાં કરી હતી, દેશવિદેશથી અનેક ગૃહસ્થો અને મનુષ્યો આવ્યાં હતાં, અને તેમનો રાજોચિત સત્કાર થયો હતો, એઆદિ લખવાની તો અગત્યજ નથી. ધઢવી, ભાટ, ચારણ, બારોટ આદિ પોતાને કવિ ગણનારની સંખ્યા પણ બહુ આવી હતી. તેમને દાન, ત્યાગ, કે દાત આપવાનો રીત છે તે તેમની પરીક્ષા

કરીને આપવા વિચાર થયો. એક સામાન્ય કષોટિ રાખી હતી કે જે કવિતા બોલી શકે તેટલાને સભામંડપમાં આવવા દેવા. એ કષોટિમાંજ ઘણો ભાગ નીકળી ગયો. આવેલામાંથી પણ છેક થોડાજ કવિતા પોતે બોલે તેપણ સમજી શકે એવા નીકળ્યા. કવિતા કરી શકે એવા તો વિરલાજ રહ્યા. તેવા ચાર પાંચ કવિતા વિષે ચર્ચા કરી શક્યા અને કવિતા રચી પણ શક્યા. તેમાં બેત્રણ પ્રસન્ન થવાય એવા નીકળ્યા. તેમને સારાં આભૂષણ, માનવસ્ત્ર, વાહનાદિ મળ્યું. બીજાઓનો પણ સામાન્ય રીતે સત્કાર થયો.

તેમાં એક ગુજરાતના કોઈ કવિનો પુત્ર હતો. તેને પોતાને તો, તેના પિતાની કવિતા છટાથી બોલી શકે તેવિના, બીજુ કંઈ આવડતું ન હતું. પરંતુ તેના પિતાની કવિતા પરીક્ષકોને બહુ ચમત્કારી લાગી હતી. તેમાંથી, કવિના મુખરૂપી કોટમાંથી નીકળતાં શબ્દરૂપી અસ્ત્રો કેવા પ્રહાર કરે છે એવિષે તેણે એક રાજાને સંબોધ્યા હતા, તે બહુ અચ્છી રીતે કર્યું હતું.

વાઈસરાય લાર્ડ નાર્થબ્રુકે આરંભમાં લોકપ્રિય લાર્ડ ક્યાનિંગના જેવો ઉદાર સ્વભાવ અને કુલીન વિચાર દર્શાવ્યા હતા તેની ગુણજ્ઞતા દર્શાવી તેનું સ્મરણ રાખવા તેમના નામની 'સ્કાલરશિપ' એ શુભ પ્રસંગઉપર ખુ. નવાબસાહેબે કાહાડી અને અંગ્રેજી અભ્યાસ કરનાર વિદ્યાર્થીને તેમાંથી આશ્રય આપવા ઠરાવ્યું. વિવાહના શુભ પ્રસંગમાં મહાજનો બહુ નાણાં, તુરત કુલી કરમાઈ જાય એવા ક્ષણિક અને સંચારી વિષયોમાં, નાંખી દે છે, તે સાથે કોઈ સ્થાયી કાર્ય કર્યું હોય તો તે પરિણામે ઉપયોગી થઈ કર્તાને સદા સન્તોષ આપે છે. એ વાત ધનવન્તોએ ધ્યાનમાં લેવા જેવી છે.

સુજ્ઞ ગોકુલજીભાઈના જ્ઞાન ભણ્ડારમાંથી અમૃતવચનોનું પાન કરવા સદા રૂચિ રેહે એમ હતું તેથી પ્રસંગોપાત્ત તેની યાચના કરવામાં આવતી. એજ વર્ષના આષાઢમાસનું તેઓનું પત્ર આવ્યું હતું કેઃ—

રા. મનસુખરામજી. (રાજકોટ), આષાઢ વદિ ૧ ભૃગુ.

આપના પત્ર ૨ પુગ્યા............................................આપે અમૃતવચન લખવા લખ્યું, તે મૂળ પિશ્વાણુ આપણું એઉપરથી છે. દૈવયોગે બીજા ઉપાધિ વૃત્તિમાં અન્તરાય લાવી, બીજો વ્યવહાર વધે છે, એ એક જાતિનું દુરિત છે—એ ખરી વાત. પરંતુ તેથી નિશ્ચયને હાનિ નથી. માત્ર જોઈયે તેવો નિવૃત્તિજન્ય સુખ ભોગ નથી બનતો એજ પાપનો અન્તરાય. તથાપિ એ અન્તરાય, નિશ્ચય દૃઢ હોય તો અકિન્ચિત્કર છે. તેઉપર પંચદશી વાક્ય:—

य एवमतिशूरेण बोधेन न वियुज्यते ।
प्रवृत्त्या वा निवृत्त्या वा देहादिगतयाऽस्य किं[1] ॥

સાર એ છે જે અભ્યાસ વિચાર ચાલતો રાખવો અવશ્ય છે. ૬૦ ઘડીમાં ૨ ઘડી એ વિચાર જરૂર રેહેવો જોઈયે. અભ્યાસ વિના મનની તાજગી ન રહે, એજ અમારો નિશ્ચય છે. અને આપને વિનતિ છે. હરેક વાત અભ્યાસથી વધે છે. તેમજ સ્વરૂપ વિચારનો, દૃઢ અપરોક્ષપર્યન્ત અવધિ છે. સારૂ નિત્યાભ્યાસ અપેક્ષિત છે. આ પ્રસંગમાં સન્દેહ રેહે તે લખશો.

વિ. ગોકુલજીના.

---

ક. એન્ડરસનસાહેબે પોતાના ગયા વર્ષના વૃત્તાન્તમાં જૂનાગડના રાજ્યવિરૂદ્ધ લખ્યું હતું. મિ. પીલસાહેબે તેવિષે શોધ કરતાં તેમને તેમ ન લાગ્યું તેથી એ વર્ષમાં સુરાષ્ટ્રરાજ્યવિષે સારૂ લખ-

1 તૃપ્તિદીપ નામે સપ્તમ પ્રકરણનો ૨૮૩ મો શ્લોક છે:—પ્રસંગ એમછે કે,—અજ્ઞાનને અને તેનાં કાર્યને બોધે મારી નાંખ્યાં, પછી તે શબરૂપે દેખાય તેથી બોધરૂપ રાજાને ભય નથી, એટલુંજ નહિ પણ તે અજ્ઞાનનું નિર્જીવ શરીર દેખતાં તે બોધની કીર્ત્તિ થાય છે. "જે પુરૂષ એવા અતિ શૂરવીર બોધથી વિયોગ નથી પામતો તેવા પુરૂષને દેહાદિગત પ્રવૃત્તિ કે નિવૃત્તિથી શું થનાર છે." અર્થાત્ જેને દૃઢ બોધ છે તેને પછી દેહના ઉપાધિ બાધ કરી શકતા નથી.

વામાં આવ્યું. તે મુંબઈસરકારમાં આવતાં એક બે મુખ્ય અધિકારી સાથે, નરતા સારા લખાણ વેળા બેવાર, આ લખનારને વાત થઈ હતી. તેઓ કેહે કે અમારા પ્રતિનિધિયો લખે તે માનવાની અમને અગત્ય પડે છે અને તેથી કોઈવાર અન્યાય થાય છે એ અમે પાછલથી જોઈયે છિયે પણ નિરૂપાય છિયે.

એજ સં. ૧૯૨૯ ના વર્ષના અન્તમાં શુભસન્તતિ સંપત્તિરામ દેવલોક પામ્યા. તે વેળાના એક પત્રમાં કુલપાવન સુપુત્ર ગોકુલજીભાઈ લખે છે કે.—

"હાલમાં અમારા તીર્થરૂપ વડીલ કૈલાસવાસ થતાં તેમની ઉ-
"ત્તરક્રિયા વગેરે કામમાં અમે પ્રવૃત્તિમાં છું જેથી આપના તરફ
"પત્ર સમાચાર લખવામાં પુગી શકાતુ નથી.

"સં. ૧૯૨૯ ના આશ્વિન શુદિ ૧૩."

પોતાના તીર્થરૂપની ઉત્તરક્રિયા યથાવિધિ સાંગોપાંગ કરી બ્રાહ્મણભોજનાદિ તૃપ્તિપર્યન્ત કરાવ્યું, અને પિતા ભાગ્યશાલી થઈ ગયા એમ સર્વને મુખેથી નિકળ્યું.

રા. ગોકુલજીભાઈને જ્યોતિઃશાસ્ત્રના ફલાદેશઉપર પણ કંઈક વિશ્વાસ હતો એ આપણે પ્રથમ જાણ્યું છે. તેમને અને આ લખનારને પરિચય વધવા માંડ્યો તેવામાં, સં. ૧૯૩૦ ના વર્ષથી બહુ વર્ષ આગળથી, તેમણે કહ્યું હતું કેઃ—'અમારે ચઉદ વર્ષ સુધી કારભાર કરવાનો છે. આપણા વ્યાવહારિક સ્નેહનું ફળ અમે એટલુંજ ઇચ્છિયે છિયે કે તે કાળે અમારી સહાયતામાં રહી અમને કોઈ રીતિથી બાધ ન આવે એમ કરવું.' ચઉદ વર્ષને ઠેકાણે તેર વર્ષ માનશકૂન થવા માંડ્યા. ક. એન્ડરસનસાહેબ રજાઉપરથી પાછા આવ્યા. તેમના કાનમાં અનેક પ્રકારનું વિષ નીચલોકોએ રેડ્યું. ગોકુલજીભાઈઉપર તેમનો ક્રોધાગ્નિ પ્રદિપ્ત થવા માંડ્યો. રા. ગોકુલજીભાઈનામાં તમોગુણ ક્વચિતુજ આવતો, અને તેપણ ક્ષણિકવારજ રેહેતો, તોપણ તે આવતો તે વેળા પૂરા જોષમાં આવતો. તે કાળે ગમે તેવાં શબ્દબાણો છૂટી જતાં. એમ થયેથી આપણી

પોતાનીજ અસાવધાનીથી પોતાને હાનિ વેઠવી પડે છે અને પોતેજ પોતાના કલેશનું કારણ થઈ પડિયે છિયે. રા. ગોકુલજીભાઈ અને તેમના રાજસહાયકો વચ્ચે અન્તર પડે એવી વાર્ત્તાઓ કેટલાંક અલ્પદૃષ્ટિ મનુષ્યોએ તેમને કેહેવા માંડી હતી. ગોકુલજીભાઈનામાં કેટલાંક કારણથી નિર્બળતા વધી હતી અને પ્રસંગ પણ એવા આવતા દેખાયા કે તેવું કેહેનારનું ખરૂં માનવું પડે. એઆદિને લીધે રાજમંડળમાં પણ તુટ પડવા માંડી. પ્રથમ સમજુ રાજવર્ગી અને સંબંધિયોમાં અવિશ્વાસ અને શંકા બહુકરી થતાં નથી. પણ તે થવા માંડે છે, અને તેમાં તત્કાળ ઉભયના વિશ્વાસપાત્ર અને સમજુ સમાધાન કરાવનાર વચ્ચે નથી મળી શકતા, તો, તેમાંથી એવી ત્રૂટ પડે છે કે તે ફરી સંધાતીજ નથી. અને અન્તે ઉભય પક્ષને હાનિ થાય છે.

'મન મોતી ને કાચને રંચન લાગે રેણ.'

એ ખરેખરૂં છે. એક વેળા ત્રૂટ્યું તો પછી તે સંધાવું દુર્લભ છે. ઉપરનાં અને બીજાં અનેક કારણથી રા. ગોકુલજીભાઈનો કારભાર ડગમગવા માંડ્યો. તેઓ ગ્રહયોગ માનતા હતા. તેમાં સ્પષ્ટ હતું કે કારભારને ધક્કો લાગે. એ વાત પોતે બહુ વર્ષથી જાણતા હતા તે છતાં, તે કાળ આવ્યો ત્યારે, બહુ આશ્ચર્ય દીઠું કે, તેમને તમોગુણનો આવેશ આવતો ત્યારે ઓછો મનસ્તાપ ન દેખાતો. કોઈ કોઈવાર પ્રકૃતિની વિકૃતિ વિસ્મય લાગે એવી જણાતી. એમ થયેથી તે ભાવિને પુષ્ટિ મળી ઉલટી હાનિ થાય છે.

રાજનીતિજ્ઞ ચાણક્ય વદે છે કેઃ—

तादृशी जायते बुद्धि र्व्यवसायोपि तादृशः ।
सहायास्तादृशा एव यादृशी भवितव्यता ॥

'જેવું ભવિષ્યમાં થવાનું હોય છે તેવી બુદ્ધિ, વ્યવસાય પણ અને સહાય થાય છેજ' એ યથાર્થ છે.

સત્યનાઉપર વિશ્વાસ રાખનાર, સ્વચ્છ અન્તઃકરણના, અને તે દેશકાળને અયોગ્ય પણ સામાન્ય રીતે સ્પષ્ટ અને સ્વતંત્ર ગણાય

એવાં વાક્ય કેહેનાર સરળ રા. ગોકુલજીભાઈનો કારભાર દોલાયમાન થાય એવી વેળા સમીપ આવવા માંડી. ચાડિયાલોકોએ કર્નલ ઍન્ડરસનને એવા ભ્રમાવ્યા કે ગોકુલજીભાઈને કારભારથી દૂર કરાવવા તેમણે સંકલ્પ કર્યો. એ સંબંધમાં અનેક વાર્ત્તાઓ વાએ ઉડવા માંડી. સુજ્ઞ ગોકુલજીભાઈ તો કેહેતા કે:—'હું અજાત શત્રુ છું' તોપણ સદ્‌ગુણી દુર્ગુણીને સહજ વૈર હોય છે. ગોકુલજી-ભાઈને શત્રુરૂપે દેખનાર લોકોએ તેમના દોષો શોધવા માંડ્યા. પરન્તુ તેમના સદ્‌ગુણે એવી અણિની વેળાએ પણ તેમની એવી રક્ષા કરી કે કોઈનું કંઈ ચાલ્યુ નહિ. તેમને પિંડે અપરાધી ઠરાવવા એ કામ તો અશક્યજ જણાયું. પરંતુ તેમના સંબંધથી રાજ્યને હાનિ થવાનો સંભવ દેખાવા માંડ્યો. પોતાના કારણથી રાજ્યને કોઈ પ્રકારે પણ અલાભ થાય એ કરતાં પોતે દૂર થવું એ સારૂ એમ તેઓ ઈચ્છતા અને તેના માર્ગ શોધતા. સામા પક્ષવાળાનો પ્રયત્ન એમ હતો કે કોઈ પ્રકારે દૂષિત થઈ નીકળે તો સારૂં. એમ તાણખેંચ અને યુક્તિયો ચાલતી હતી. વચ્ચે સમાધાન કરાવવાની વાતો પણ ચાલવા માંડી. રા. ગોકુલજીભાઈને માત્ર મુસલમાન વર્ગ ઉપરજ ત્યાં વિશ્વાસ રહ્યો હતો. તેમાં પણ જ. સાલેહ-હિંદીની સત્યતા, વચનપાલકતા અને દઢતાઉપર તેમને બહુ વિશ્વાસ હતો.

એ વર્ષના પોષમાસમા પાટવીકુમાર બાપુમીયાંસાહેબ પ્રવાસ કરવા નીકળ્યા. તેમની સાથે શાન્ત પ્રકૃતિના કર્નલ લેસ્ટરસાહેબ અને વિશ્વાસુ સાલેહભાઈ તથા શેઠ ઈસમાલ પણ ગયા હતા. એટલે તેમના આશ્રયકારી અને સમાધાન કરાવનાર કોઈ સમીપ ન હતા તેમ તુરતમાં તેમનાથી દૂર થવાય એમ પણ ન હતું. જેમ જેમ દિવસ ગત થતા તેમ તેમ જે વિરોધ થવા માંડ્યો હતો તે વધવા માંડ્યો. સંદેહ અને આકુલતા વ્યાકુળતા બહુ થવા માંડ્યાં. ઘડીકમાં શૂર ચઢાવી સર્વ વાત માથે લઈ 'સાચને આંચ કદિ નથી આવતી' માની સામા થવાનું ઈચ્છે. ઘડિકમાં ઉપાધિ અન્તે

દુઃખકારક છે જાણી દૂર થવા ધારે. એવી વ્યગ્રતા તે સમે ચાલતી હતી. આ લખનારને તેવામાં ડાબી આંખે બહુ પીડા થઈ આવી હતી તેથી તે ખાટલાવશ હતો, એટલે પત્રથી પણ ઉપયોગમાં આવી શકાય એમ ન હતું. પીડા આવે છે ત્યારે પરિવાર સાથે આવે છે એ ખરૂં છે. આંખની પીડા સાથે જ્વરાદિથી રોગગ્રસ્ત થઈ જવાયું હતું. થોડા માસ પછી યુવરાજ બાપુમિયાંસાહેબ પ્રવાસથી પાછા વળ્યા. તેઓ મુંબઈ પધારવાના હતા તે સંધિમાંના રા. ગોકુલજીભાઈના પત્રોમાંનું એક પત્ર અત્રે ઉતાર્યું છેઃ—

ચૈત્ર શુદિ ૧૨ રવિ (સં. ૧૯૩૦).

રાજશ્રી મનસુખરામજી.

હાલમાં અમે પ્રગણામાં હતા ત્યાં આપનું પત્ર પુગ્યું. આપે આંખના આરામ ખબર લખ્યા તે વાંચી ખુશી થઈ છે………… અમારે ચૈત્ર વદિ ૨ સુધીમાં જૂનેગડ જવા વિચાર છે. આપના પત્રો હવે નિરન્તર વાંચશું એમ આશા છે, પરમેશ્વરે અમારા તરફ ઘણી કૃપાદૃષ્ટિથી આપને આરામ કર્યાનું માનિયે છિયે. હવે આપ સાલેહભાઈથી મળો તો, રાજ્યહિત સારૂ અમને બોધ કરો છો તેજ રીતે તેમને કરશો……………………રાજકોટની રીતિભાતિ તરેહવાર સંભળાય છે. મે. રસળ પ્રાન્તખાતે ઠર્યા. રાજસ્થાનિક 'રૂલ' વિરૂદ્ધ બહુ થાય છે. તે ખાતે ત્યાં લખાણ કરવા રા. ગગાભાઈ તથા અમારૂ મત છે. હરડે નંગ ૧૦૦ પ્રથમ પ્રમાણે પાણા બે તોલાની બેંગીમાં મોકલશો. બાકી કુશળ. ભાણજી વિગત લખશે. એજ વિનતિ.   ગોકુલજીના નમસ્કાર.

---

પાટવીકુમાર બાપુમિયાસાહેબ મુંબઈ પાછા પધાર્યા. તેમની સાથે જ. સાલેભાઈ પણ હતા. જૂનાગડની રાજ્યસ્થિતિના સર્વ સમાચાર તેમને પત્રથી મળી ચૂક્યા હતા. પોલિટિકલસાહેબ શું ધારે છે તેપણ તેમના જાણવામાં હતું. તેમણે સર્વ વાત આ

લખનાર સાથે કરી. અને છેલે કહ્યું કે,—'ચાલતાસુધી તો સમાધાન કરાવી દઈશ, પણ કદિ દૈવયોગે તેમ ન થયું તો થોડી વેળા કંઈ ફેરફાર કરવાની અગત્ય પડશે. કદિ તેમ થાય તો પણ મારૂં વચન છે કે ગોકુલજીભાઈની પ્રતિષ્ઠામાં કોઈ રીતે ન્યૂનતા નહિ આવે. માટે તમારે કિઞ્ચિત્ માત્ર પણ મનભંગ ન થવું, અને કોઈ પ્રકારની શંકા રાખવી નહિ.' ઈત્યાદિ આશયનું કહી તેમણે વચન આપ્યું. અને બીજી પણ બહુ વાતો થઈ, તેઉપર જ. સાલેહભાઈની એકતા, દીર્ઘદૃષ્ટિ, દૃઢતા, સારી સમજણ, વીરતા, રાજભક્તિઆદિ સારા આરબોના જે અનુકરણીય ગુણ છે તેની ગુણજ્ઞ ગોકુલજીભાઈ વારંવાર પ્રશંસા કરતા તેનો પ્રત્યક્ષ અનુભવ થયો. તેઓ જૂનેગઢ ગયા. ત્યાંની વ્યગ્રતા અને દશા પોતે જોઈ લીધી.

એ સંવત્ ૧૯૩૦ ના વૈશાખમાસમાં મુંબઈમાં શેઠ મુરારજી ગોકુલદાસને ત્યાં તેમની જ્યેષ્ઠાપુત્રીના વિવાહ હતા. શેઠ મુરારજીને પ્રવાસઉપર પ્રીતિ વિશેષ હતી, પ્રવાસમાં સદ્‌ગૃહસ્થોએ તેમની આગતાસ્વાગતા કરેલી તેનું સુખ અનુભવેલું અને મૂલ્ય જાણેલું તેથી તેઓ પણ અતિથિની સેવા કરવાઉપર ભાવ રાખતા,—કે જે મુંબઈમાં દુર્લભ જણાય છે. પરદેશીઉપર પ્રીતિ રાખતા તેથી તેમને લાભ અને દૂરદેશના ગૃહસ્થો સાથે સ્નેહસંબંધ પણ સારો હતો. ખુ. નવાબસાહેબ મુંબઈ આવતાં પોતાને ત્યાં પધરાવી બહુ સત્કાર કર્યો હતો અને રાજમંડળ સાથે મમતા વધારી હતી. તેમને ત્યાં વિવાહ જેવો શુભ અવસર આવતાં રા. રા. ગોકુલજીભાઈ અને નૃસિંહભાઈને મોકલી પૂર્ણ માન આપવું એવો વિચાર થયો. તેઓ ઉભય આર્યો મુંબઈ આવ્યા. શેઠ મુરારજીએ ખુ. નવાબસાહેબના એ પ્રતિનિધિયોનો બહુ આદરસત્કાર કર્યો. ખુ. નવાબસાહેબની તરફથી દશપંદર હજાર રૂપીયાનું વધાવું મોકલ્યું હતું. મુંબઈના મુખ્ય મુખ્ય ગૃહસ્થોની સભામાં ખુ. નવાબસાહેબ તરફથી માનસહિત વસ્ત્રાભૂષણ શેઠ મુરારજીને આપ્યાં, શેઠ-મુરારજી વેરાવળ ગયા હતા ત્યારે તેમણે ઉતારૂઓ પાસેથી કર લેવા

તો દીઠો હતો. તે મસ્તકવેરો દૂર કરાવવા તેમણે વિનતિ કરી હતી. તે ખુ. નવાબસાહેબે માન્ય કરી તે વેરો કાહાડી નાંખ્યો. તેનો લેખ પણ શેઠ મુરારજીની ઇચ્છાનુસારે એજ પ્રસંગે આપવામાં આવ્યો હતો. શેઠ મુરારજી કેટલાક વિષયમાં વિચક્ષણ અને પાકા હતા. તેઓ હાસ્યમાં કેહેતા કે,—ગોકુલજીભાઈ મિષ્ટ દુધથી ભરેલા કટોરા જેવા છે, પણ પીવાને કોઈ ઠેકાણે જરા કડવાશ લગાડી હોય ને જેમ ત્યાંથી પીનારને કુસ્વાદ લાગે તેમ તેમની રીત છે. અંતઃકરણ નિર્મળ અને મિષ્ટ ખરૂં, પણ બોલવામાં કોઈ પ્રસંગે કટુતા હોય છે. રા. નૃસિંહભાઈને તો તેઓ સાકરના ટપની ઉપમા આપતા.[1]

---

૧ આ પ્રસંગ મુદ્રાયન્ત્રમાં જતી વેળા ધી આનરેબલ શેઠ મુરારજી ગોકુળદાસે પૂરી પ્રતિષ્ઠા અને માન સંપાદન કરી દેહ મૂકયો છે. કેટલાંક કારણથી એમનું સ્મરણ પણ અત્રે લખવાની અગત્ય લાગી છે. એક બે વિષયમાં તેઓ ચરિત્રનિરૂપના વર્ગના હતા. ઠક્કુર મુરારજી સંવત્ ૧૮૯૦ ના આશ્વિન વદિ ૧૩ ને દિને જન્મ્યા હતા. તેઓ બાલ્યાવસ્થામાં સામાન્ય સ્થિતિમાં હતા. પણ તેમનો અભિલાષ પ્રથમથી ઉચ્ચ હતો. સ્વાર્થ સાધવામાં તેમની બુદ્ધિ તીવ્ર હતી. બાળાવસ્થામાં પિતા સાથે તીર્થયાત્રા કરવા ગયા હતા તે સમયથી તેમને પ્રવાસઉપર પ્રીતિ થઈ હતી. તેમને ભાસ્યું કે ઇંગ્રેજી વાણી જાણવાની અગત્ય છે તેથી શાહ હરિવલ્લભદાસને શિક્ષકરૂપે રાખી તે ભાષામાં પ્રવેશ કર્યો. અને અભ્યાસથી તેનું જ્ઞાન એટલું વધ્યું હતું કે પોતે ઇંગ્રેજી સમજી સમજાવી શકવા સમર્થ થયા હતા. તેમના પિતા તેમને માત્ર નવ વર્ષના મૂકી મરણ પામ્યા હતા તેથી સ્વાશ્રયઉપર આધાર રાખી વ્યાપારના કામમાં પડ્યા. ઉદ્યોગ અને વિચક્ષણતાથી તેમાં સિદ્ધિ પામતા ગયા. અદૃષ્ટ યોગથી સંવત્ ૧૯૨૧-૨૨ ના વિષમ, વિપરીત, અને વિકટ કાળમાં ઉગરી ગયા હતા. તેઓ જ્યોતિઃશાસ્ત્રને મનમાં થોડું માનતા હતા. 'ભવિતવ્યતા અનુસાર બુદ્ધિ થાય છે' એ યથાર્થ છે. તેમને ઉચ્ચ મંડળમાં સહવાસ રાખવાની ઉત્કંઠા થઈ. સારી સંગતિમાં રેહેવા માંડ્યું, તેમ તેમ બુદ્ધિનો પ્રકાશ થવા માડ્યો. સહાય પણ સારા મળવા માંડ્યા. સંયોગો પણ વૃદ્ધિપ્રદ મળતા ગયા; તેમ આશાનો વિસ્તાર પણ વધતો ગયો. ભાટિયામાત્રનું હોય છે તેમ એમનું પણ લક્ષ પ્રથમ ધન સંપાદન કરવાઉપર બહુ હતું. શ્રીમાન્ કેહેવાવું, ગાડી ઘોડા રાખવા, વાડિયે

એ પ્રસંગે આ લખનાર જ્યાં વસે છે તેજ સ્થળે 'ગિરગામ બાક રોડ ચીનાબાગ'માં ઉભય આર્યો ઉતર્યા હતા. તેથી નિરન્તર સહવાસ અનાયાસેજ રેહેતો. ગોકુલજીભાઈયે જૂનાગડ છોડ્યું તે સાથે તત્સંબંધી ઉપાધિ અને કલેશ પણ છોડ્યા હતા. ત્યાંની સ્થિતિનો રાગદ્વેષ ત્યાંના પાદરમાં મૂકી આવ્યા હોય એમ ભાસતું હતું. મુંબઈમાં પધાર્યા પછી પોતે બહુ પ્રસન્ન રેહેતા. રા. નૃસિંહભાઈ હાસ્યવિનોદમાં કેહેતા કે:—'ગોકુલજીભાઈ તમારા સહવાસમાં બહુ પ્રસન્ન રેહે છે. માટે ગમે તે પ્રકારે તમને અમારે ત્યાં ખેંચવા પડશે.' ઘણા દિવસ એમ સુપ્રસન્નતા અને સમાધાન રહ્યું. પણ જૂનેગડથી અને રાજકોટથી બહુ પત્રો આવતા. તેમાં

---

રેહેવું એઆદિ તેમનો આશય હતો પરન્તુ સત્સંગથી રંગ કેવો ફરે છે તેનું મુરારજી પ્રત્યક્ષ દૃષ્ટાન્ત હતું.

તેમનાં પ્રયત્નો પ્રથમ સ્વાર્થમૂલક હતાં પણ અન્તે તે પરમાર્થી અને પરોપકારી થવા માંડ્યાં હતા.

આ કલી-પ્રવૃત્તિકાળમાં સર્વ વસ્ત્રોમાં આહાર નાંખવાનો સ્વભાવ થઇ ગયો છે. આહારવિનાનાં નિર્મળ અને ધોયલાં વસ્ત્ર ક્વચિત્જ જોવામાં આવે છે. તેમ આ કાળનાં મનુષ્યોનાં મન પણ સ્વાર્થરૂપી આહારવાળાં જોવામાં આવે છે. એવો આહાર છતાં પણ તે વસ્ત્રને કોઈ રંગમાં ઝબકોળ્યાં કરે છે તો તેમાંનો આહાર જતો રહી તે રંગ ચઢી જાય છે. એ આપણે પ્રત્યક્ષ દેખિયે છિયે. શેઠ મુરારજીના સંબંધમાં એ રીતિ પ્રત્યક્ષ અનુભવી હતી. પ્રથમ તેઓ ગમે એવા સ્વાર્થી હશે પરન્તુ તે સાધતાં પરોપકાર અને પરમાર્થ કરવામાં તેઓ વારંવાર સામીલ રેહેવા માંડ્યા તેથી વારંવાર તેના સંસ્કાર મનઉપર રહ્યાથી અન્તના સમયમાં તેઓ ખરા પરોપકારી થવા માંડ્યા હતા. સ્વાર્થનો આહાર નષ્ટ થયો દેખાતો. અને પરમાર્થનો રંગ સારી પેઠે ચઢયો હતો. તેમના ૪૬ વર્ષના વયમાં જે ધન, પ્રતિષ્ઠા, માન અને ઉચ્ચસ્થાન મેળવ્યાં હતાં તે અસામાન્ય હતાં. તેમની આયુષ્યમર્યાદા અધિક હત તો તેઓદ્વારા બહુ સારાં કાર્ય થાત એમ આ લખનાર અનુભવથી કહી શકે છે.

તેમની અશાન્ત અને વ્યાકુળ બુદ્ધિ અને તજ્જન્ય અસ્થિરતાને લીધે સુજ્ઞ ગોકુલજીભાઇનો સમાગમ તેમની સાથે બહુ ન રેહેતો. કારણ શાન્તતા

રાગદ્વેષ કરાવે એવી અનેક વાતો અને ગપ્પો આવતી. ઘણા દિવસ તો તેની કંઈ આસર ન થઈ. પણ છેલે એક દિવસ એક કપટ રચના-ની વાત બેચાર પત્રોમાં આવી અને તેમાં પોતાનાજ સ્નેહીસંબંધી સામીલ છે એમ જણાયું. તેથી મનઉપર તેનો પૂરો રંગ આવી ગયો હતો. સાથે રા. નૃસિંહપ્રસાદ બેઠા હતા. અને આ લખનાર પછી ત્યાં ગયો. સરળ ગોકુલજીભાઇના બાહ્યાન્તરમાં ભેદ નહોતો રેહેતો. મનનો વિકાર મુખઉપર તુરત પ્રકટ થતો. ઈંગિત ઉપરથી આ લખનારે વર્ત્યું કે તેમનું મન ઉકાલે ચઢ્યું છે. નેત્ર લાલચોળ થયેલાં દેખાયાં. થોડીવાર તો મૌન રાખ્યું. પછી એકદમ જોષ ચઢી ઉભરો આવ્યો. અને અપવાદ અને શાપનું વમન થવા માંડ્યું. તેમાં રા. નૃસિંહપ્રસાદનાઉપર દોષ મૂકી તેમને

---

અને સ્વસ્થતાઆદિ સુખદ ગુણો ગોકુલજીભાઇને પ્રીય હતા. થોડા સમા-ગમમાં પણ વિચક્ષણ મુરારજીએ ગોકુલજીભાઇનો સ્વભાવ અને સાત્વિક વૃત્તિ પરખી લીધાં હતાં, અને તેમનાઉપર બહુ પુજ્ય ભાવ રાખતા. ગોકુલ-જીભાઈ મુક્ત થયાના શોકદ સમાચાર સાંભળી મુરારજી શેક દુઃખિત થયા હતા અને જૂનાગડ સંસ્થાનને ભારે હાનિ થઈ એમ ગણતા. સુજ્ઞ ગોકુલ-જીભાઈનું જીવનચરિત્ર લખાય છે એમ તેઓ જાણતા હતા અને પોતે તેમાં કેટલાક પ્રસંગ લખાવવા ઇચ્છતા હતા અને વાંચવા આતુર હતા. પરન્તુ 'આરં-ભ્યુ અળગુ રહે ને હરિ કરે સો હોય,' એ, તથા મનુષ્ય દેહ ક્ષણભંગુર છે એ, ધી આનરેબલ મુરારજીના મૃત્યુએ પ્રત્યક્ષ કરી આપ્યાં છે. સારા કામ કરી, બહુ માન પામી, લોકોનો પોતાપ્રતિ ભાવ ઉત્પન્ન કરી, અધિકાર પામી, ઉપયોગી ગણાઈ, બહુ જનોમાં સારા કેહેવાઈ, ૪૬ વર્ષના વયે અકસ્માત અચિન્તિત એક ક્ષણમાં દેહ છોડી દીધો. તેમના મનમાં ઊંડી એવી શંકા હતી કે તેમના પિતા તેમને જે વયે મૂકી મરણ પામ્યા હતા તે વયે કદિ પોતાને પણ કંઈ થાય. કાકતાલીય ન્યાયથી એમજ થયું. તેમના પિતાના ૪૬ વર્ષના વયે તેઓ મુરારજીને નવ વર્ષના મૂકી મરણ પામ્યા હતા. તેમજ પોતે તેટલેજ વયે પોતાના જ્યેષ્ઠ પુત્ર ધર્મસિંહને નવ વર્ષના મૂકી સત્કીર્ત્તિ મેળવી ઉચ્ચ લોક પામ્યા છે. અને સામાન્ય લોકને સારૂ સ્વાશ્રયનું દૃષ્ટાન્ત મૂકી નામ રાખી ગયા છે. તેઓ સ્વહસ્તે એક સ્વજીવનચરિત્ર લખી ગયા છે. તે તેમની સંપત્તિના વ્યવસ્થાપકો પ્રસિદ્ધ કરશે એમ આશા છે.

અમે એમ કેહેવા માંડ્યું. તેમાં કેટલાંક અસહ્ય વાક્યો પણ આવી ગયાં. તે વેળા વિવેકી નૃસિંહભાઈની સહનશીલતા કંઈ અસાધારણ અનુભવી. તેઓનું મુખ તો મ્લાન થયું પણ એક શબ્દ ન બોલ્યા. આ લખનારને તો ત્રાસ પડ્યો કે એમાંથી કોઈ અનર્થ નિપજશે. રા. નૃસિંહભાઈયે રાખી એવી ક્ષમા, એવી સ્થિતિમાં રાખવી એ અતિ કઠિણ કામ હતું. આ લખનારે તો એવા ગૃહસ્થોનો એવો રોષ, તેમ એવી સહનશીલતા, પૂર્વે દીઠી ન હતી. તેથી તેને તો બહુજ ભય લાગ્યું. ગોકુલજીભાઈને શાન્ત કરવા તેણે નમ્રતાપૂર્વક વિનતિ કરવા માંડી. નૃસિંહભાઈયે તેના સામું જોઈ કહ્યું કે,—ચિન્તા ન રાખો. તમારૂં ભય સમજ્યો છું પણ હું બોલવાનો નથી. થોડી વારમાં ગોકુલજીભાઈનો ઉભરો શમી ગયો. પોતે સ્વસ્થ થયા. નૃસિંહભાઈ પણ કંઈ કામનું મિષ કાહાડી ત્યાંથી દૂર ગયા.

થઈ ગયેલા નાશકારક આવેશવિષે ગોકુલજીભાઈને કેહેતાં, તેમણે કહ્યું કે:—નૃસિંહભાઈ અમારા આપ્ત અને વિશ્વાસપાત્ર છે. તેમના વિશ્વાસથી અમે કારભાર રાખ્યો છે. વિશ્વાસ ભંગ થવાનો સંભવ આવ્યો જાણી અમારા મનમાં જે આવ્યું તે કાહાડી નાંખ્યું છે. અમે મનમાં મલ રાખતા નથી. એ અવિવેક છે એ જાણું છું. પણ સ્વભાવનું ઓષધ નથી. એમ સ્પષ્ટ વચનો કહેથી મનેજ હાનિ થવાની છે. એ પણ જાણું છું. પણ હક માની કહ્યું છે. ઈત્યાદિ આશયનું તેમણે કહ્યું. થોડા દિવસ વિત્યા પછી એ અનુચિત શંકા અને અન્યથા વિચાર ઉત્પન્ન થયા હતા તેવિષે સમાધાન કરી એ ઉભય આર્યોનું અન્તઃકરણ સ્નેહમમતાયુકત રેહે એમ પ્રયત્ન કરવામાં આવ્યું.

એ સમયે સુજ્ઞ ગોકુલજીભાઈ પ્રસંગોપાત્ત કેહેતા કે:—હું અત્રેથી પરભારચો નર્મદાતીરે જાઉં અને ત્યાં ઉપાધિથી મુકત થઈ, એકાન્ત વૃત્તિની શાન્તિમાં જીવન્મુકતનું સુખ ભોગવું એમ મન થાય છે. મારે કારભારની લાલસા નથી. પ્રપંચમાં રહેથી તેના રાગદ્વેષના

વિકારો મનને મલીન કરે છે. તેમ થાય તે ઉચિત નથી. કુટું-
બનો આધાર મારાઉપર છે તેને અપરાધવિના અકસ્માત્ નિરાધાર
મૂકવું એ શાસ્ત્ર નિષેધ કરે છે. એજ માત્ર પ્રતિબન્ધ નડે છે.
એ વિક્ષેપનો ઉપાય સૂઝતો નથી, નહીતર આપણે તો જે અમૂલ્ય
અનુપમ જ્ઞાનસમૃદ્ધિ મેળવી છે તે ભોગવી ભાગ્યશાલી થવું
એમજ મન દોડ્યાં કરે છે. મહિમાવાન્ જ્ઞાનથી કૃતકૃત્ય થયો છું.
દેહના પ્રારબ્ધની કઠિનતાથી તેનું આત્યંતિક સુખ યથેચ્છ ભોગ-
વાતું નથી એ મન્દ ભાગ્ય છે. ઈત્યાદિ, ઈત્યાદિ, ઈત્યાદિ.

શેઠ મુરારજીને ત્યાં નિર્વિઘ્ને વિવાહની સમાપ્તિ થતાં બંને આર્યો
જૂનેગડ જવા નિસર્યા. અમદાવાદ સુધી આ લખનારને સાથે
લીધો હતો. ઉભય ગૃહસ્થો આ લખનારઉપર સ્નેહમમતા રાખતા
તેથી તે સમયને ઉચિત પ્રાર્થના ઉભયને કરવામાં આવી અને
પરસ્પરના સન્તોષમાં આજ્ઞા લીધી. ઉભય ગૃહસ્થો જૂનેગડ ગયા.
પછી થોડા દિવસે ત્યાં પોલિટિકલ એજન્ટ ક. એન્ડર્સન આવ્યા.
ખુ. નવાબસાહેબના રાજમંડળને બાગ બતલાવી રાજ્યના દોષ
કાહાડ્યા અને અનિષ્ટ કરવાનું ભય દીધું. રાજમંડળે વિચાર
કરી એમ માર્ગ કાહાડ્યો કે ગોકુલજીભાઈની જગાએ જ. સાલેહ-
હિંદી દીવાન થાય. પછી એ વાત ક. એન્ડર્સનને ગળે ઉતારી.
અને તે પ્રમાણે કર્યું. રા. ગોકુલજીભાઈની પ્રતિષ્ઠામાં કાંઈ પ્રકા-
રની ન્યૂનતા ન આવે એમ વઝીરસાહેબ બહાવદીનભાઈ અને
દીવાનસાહેબ સાલેહભાઈયે સાવધાની રાખી, સુરાષ્ટ્રરાજ્યમંડળની
બુદ્ધિ અને એકતાનાં સમજુઓમાં વખાણ થવા માંડ્યાં.

કેટલાંક રાજ્યોમાં અલ્પ કારણ સારૂ પણ કારભારીનો અને
મનુષ્યોનો ફેરફાર વારંવાર કરવામાં આવે છે. તેથી દેશીરાજ્યનું
અશાશ્વતુ નામાન્કિત થઈ પડ્યું છે. સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં શાશ્વત
વિષે દેશીરાજ્યની પ્રશંસા ઘટે છે. દેશીરાજ્યનું શાશ્વતુ છે ત્યાં
એટલે સુધી છે કે, તે રાજ્યસાથે પ્રથમ સંબંધકરનાર મનુષ્યનેજ
નહિ, પણ તેની પ્રજાને વંશપરંપરા તે રાજ્યથી આશ્રય મળે છે.

એવાં અનેક દૃષ્ટાન્ત છે. એમ છતાં અહૃણાંના અસ્થિર રાજાઓ-ની વિચારશૂન્યતાને લીધે તેમનો ગુણ છે તે ઢંકાઈ જઈ અવગુણ દીઠામાં આવે છે એ ખેદકારક છે. સમજુ રાજાઓએ એ કલંક ધોઈ નાખવું જોઈયે, કારણ એ ચન્ચળતાને લીધે રાજ્યને બહુ હાનિ થાય છે. પ્રથમ પરીક્ષા કરી સારાં મનુષ્યો રાખવાં એ અગત્યનું છે, પણ રાખ્યા પછી ભારે કારણવિના તેમને દૂર કરવાં એ અલ્પદૃષ્ટિદર્શક છે. સારાં મનુષ્યો દેશી રાજ્યમાં જતાં આનાકાની કરે છે. કોઈને આણવાની દેશીરાજ્યને અગત્ય પડે છે ત્યારે બમણું તમણું મૂલ્ય આપવું પડે છે. દેશીરાજ્યની ગરજ જોઈ કેટલાક અયોગ્ય લાભ લે છે. રાજાની બુદ્ધિમાં અસ્થિરતા હોય છે ત્યાં તેના કારભારિયો, પોતાનો આધાર પોલિટિકલ એ-જન્ટોઉપર છે એમ માની, રાજ્યના લાભઉપર યથાર્થ લક્ષ રાખતા નથી. તેથી અન્તે રાજ્યને હાનિ થાય છે, અને કારભારીની યોગ્યતાવિષે મત ભેદ પડે છે. પોલિટિકલ એજન્ટ જ્યાં કારભારીના પ્રતિપાલ થઈ પડે છે ત્યાં તો 'સેવક' તે 'સ્વામી' જેવા થઈ પડે છે. તેમાં રાજ્યનાં સર્વે અંગોને કલેશ અને દુઃખ સહન કરવાં પડે છે. સમજુ રાજાઓએ, પોતાના પૂર્વજોની રીતિ રાખી પોતાના રાજ્યના સંબંધી મનુષ્યો, જ્યાં સુધી રાજ્યભક્ત હોય ત્યાં સુધી, શાશ્વતાવિષે નિર્ભય રેહે એમ વર્ત્તણૂક રાખવી એ સર્વે પ્રકારે લાભકારક છે. સ્વાર્થ સરી સુખનો સ્વાદ એવા નિશ્ચળ રાજાઓનેજ આવે છે.

રાજ્યકાર્યકર્ત્તા છે તે રાજાનાં અંગ છે. તેમાં પ્રધાન વા મુખ્ય કારભારી એતો એક ઉત્તમાંગ છે. તે સુપાત્ર રાખવો અને તે સંતુષ્ટ અને અભય રેહે એમ કરવું. પ્રધાનછે એ રાજાનો પ્રતિનિધિ છે. રાજ્ય સ્થાપનકરનાર કે સંપાદનકરનાર પ્રથમ જે રાજા હોય તે તો મુખ્યજ છે, પરંતુ પછી તેના વંશજ થાય છે તે અનુયાયી રાજાના ઉદયાસ્તનો આધાર બહુ ભાગે કારભારી ઉપરજ રેહે છે. એઆદિ વિચારી કારભારીસારૂ તો અવશ બહુ પ્રકારે કહ્યું છે, પણ મનુષ્યો સારૂ પણ આપણા રાજનીતિજ્ઞો એટલેસુધી કહી ગયા છે કેઃ—

भक्तं शक्तं कुलीनंच न भृत्यमपमानयेत् ।
पुत्रवल्लालयेन्नित्यं य इच्छेच्छ्रेय आत्मनः ॥

'જે પોતાનું શ્રેય ઈચ્છતો હોય તેણે રાજભક્ત, શક્તિમાન અને કુલીન મનુષ્યને અપમાનવા નહિ, એટલુંજ નહિ પણ પુત્રની રીતે નીત્ય તેને લાડ લડાવવાં. કારણ કેઃ—

राजा तुष्टोऽपि भृत्यानामर्थमात्रंप्रयच्छति।
ते तु सम्मान मात्रेण प्राणैरप्युप कुर्वते ॥

'રાજા પ્રસન્ન થાય છે ત્યારે પોતાના સેવકને માત્ર ધનજ આપે છે, પણ તેઓ તો સન્માન સારૂ પોતાના પ્રાણ પણ નોછાવર કરી દે છે (રાજા સારૂ પ્રાણ પણ આપે છે).' આપણાં મહારાણીના સ્વામી 'ધી પ્રિન્સ કાન્સોર્ટ' કેહે છે કેઃ—"No monarch was ever great without a great *minister*." 'મહાન્ પ્રધાન વિના કોઈ રાજા કદાપિ મહાન્ થયો નથી,' એ અનુભવનું વાક્ય છે. ઉદયમાંના યુરોપમાં હાલ પ્રશિયા જેવો ન્હાનો પ્રાન્ત સર્વથી શ્રેષ્ઠ બની જર્મનદેશ બની ગયો તે માત્ર **બિસ્માર્ક** જેવા પ્રધાનોથીજ બન્યું છે. એ એક વિદ્યમાન દૃષ્ટાન્ત છે.

રાજ્યાશ્રયી વર્ગે પણ અવશ્ય લક્ષમાં રાખવું જોઈયે કે, રાજ્ય ભક્તિમાંથી કોઈ પ્રકારે ચળવું નહિ. રાજ્યહિતસારૂ સર્વસ્વ અર્પણ કરીને પણ પોતાના કુળને–'રાજભક્ત' છે એવું–સુલક્ષણ જડાય એમ–કરવું. વિદ્યા, કૃષિ, વાણિજ્ય, શિલ્પ (કળા), સેવા ભૃતિ (દિનઈયું, પગાર), પશુપાલન, પાસે હોય તેટલામાં સન્તોષ, વાજ ઉપજાવવું, અને ભિક્ષા, એ દશને જીવનનાં હેતું ગણ્યાં છે. તેમાં રાજસેવા કરનાર વર્ગ, જે વિદ્યા અને સેવાઉપર ઉપજીવિકાનો આધાર રાખે છે, તેણે પ્રથમ સર્વોપરી વિદ્યાની સેવા કરી તે શ્રેષ્ઠ વિદ્યા સંપાદન કરવામાં, અને પછી વિદ્યાનું વ્યસન રાખી રાજસેવાને ઉપકારક ગણી તે યથાર્થ કરવામાં, પૂરૂ લક્ષ રાખવું યોગ્ય છે. પછી તે સંબંધદ્વારા રાજાપ્રજાનું જેટલું કલ્યાણ થાય એટલું કરી સ્વકુલની પ્રતિષ્ઠા વધારવી એ બહુ ફલપ્રદ છે. એમ કરેથી બહુ પ્રકારે શ્રેય થાય છે.

રા. ગોકુલજીભાઈ જેવા દૃઢ રાજભક્તને કારભારથી દૂર તો કરવા પડ્યા, પરંતુ તેમના વર્ષાસનમાં અને પ્રતિષ્ઠામાં કોઈ પ્રકારે પણ સુરાષ્ટ્રરાજ્યભણીથી ખામી ન આવી. તેથી દેશી પરદેશી સમજુ લોકોના મનમાં રાજ્યભારીની સમજણવિષે ઉચ્ચ મત થયું. જૂનાગડ સંસ્થાનના લોકોનો એવા રાજ્યઉપર ભક્તિભાવ થાય એતો સ્વાભાવિકજ છે. એ બધા સારા પરિણામની શોભા વઝીર બહાવદ્દીનભાઈને અને દીવાનજી સાલેહભાઈને ઘટે છે. એમ ગોકુલજીભાઈ કેહેતા. મિતમતિના લોકોની પરીક્ષા કરવાને પણ તે વેળા ઉપયોગની થઈ પડી. કેટલાક અલ્પદૃષ્ટિ લોકોએ ગોકુલજીભાઈની અવજ્ઞા કરવા માંડી અને સેવકીવૃત્તિને અનુસરી પોતાની તુલના કરાવી દીધી હતી.

રા. ગોકુલજીભાઈઉપર મિ. પીલસાહેબની બહુ મમતા હતી એ પ્રસિદ્ધ હતું. મિ. જાહ્‌ન જાર્ડીનસાહેબ જે થોડો સમય રાજકોટમાં 'જુડિશિયલ આસિસ્ટન્ટ' રૂપે રહ્યા હતા. તેઓનો ભાવ અને મમતા પણ ગોકુલજીભાઈઉપર બહુ હતાં. ગોકુલજી-ભાઈનું હિત કરવામાં તેઓ પરોક્ષ રીતે બહુ ઉપયોગી થયા હતા. રાજસ્થાનિક સભાના પ્રમુખ કર્નલ લાસાહેબે તો પ્રત્યક્ષ રીતે ગોકુ-લજીભાઈનો પક્ષ પકડ્યો હતો. તેઓ તો ગોકુલજીભાઈના મિત્રોને પોતાના મિત્ર અને શત્રુને શત્રુ જેવા ગણતા અને પૂર્ણ પક્ષપાતી ગણાતા. ક. લાસાહેબની સ્વજનઉપરની મમતા તો કંઈ આશ્ચર્યકારક હતી.

સંવત્ ૧૯૩૧ ના આરંભમાં ક. ઍન્ડર્સનસાહેબનાં વર્ષ પૂરાં થતાં તેઓ કામઉપરથી દૂર થયા. અને તેમની જગો મિ. પીલસાહે-બને પાછી મળી. કર્નલ ઍન્ડર્સનસાહેબવિષે આરંભમાં સૂચવ્યું છે તે અન્તે પણ કેહેવું જોઈયે કે, તેઓ સ્વભાવે માયાળુ અને ઉદાર હતા. ભોળા સ્વભાવને લીધે તેઓ ભ્રમાતા હતા તેથી તેમના સમયમાં સારા ગૃહસ્થોને વિડંબના આવી પડતી. પોતે વિલાયત ગયા પછી આ લખનારઉપર એક પત્ર લખ્યું હતું તેમાં રા.

ગોકુલજીભાઈવિષે પોતે કરેલી ભૂલ સમજ્યા હતા, એમ સ્પષ્ટ જણાવ્યું હતું. અને તેમનેવિષે બહુ સારા વિચાર દર્શાવ્યા હતા.

સંવત્ ૧૯૩૧ ના માર્ગશીર્ષમાસમાં મુંબઈના ગવર્નર સર ફિલિપ વોડહાઉસ સૌરાષ્ટ્રમાં પ્રવાસ કરવા નીકળ્યા. રાજકોટમાં રાજસભા (દરબાર) ભરવાની હતી તેથી સર્વ રાજાઓને આમન્ત્રણ હતાં. ખુ. નવાબસાહેબ પણ રાજકોટ આવ્યા. રા. ગોકુલજી-ભાઈને પણ સાથે લાવ્યા હતા. ગોકુલજીભાઈયે એક જૂદા તંબુમાં ઉતારો રાખ્યો હતો. રાજપ્રસંગમાં બહુ ભળતા નહિ. તેમને બોલાવતા ત્યારે અગત્યનું કામ હોય તો જતા. શેષ સમયમાં પોતાના તંબુમાં સારા સારા ગ્રંથોનું અવલોકન કરતા. પૂર્વની રીતિપ્રમાણે આ લખનારે તેમની સાથેજ નિવાસ રાખ્યો હતો. રાજ્યનીતિઉપર દૃષ્ટિ કરતાં આ લખનારનું હિત શામાં છે તેની ચિન્તા પોતે કરી કેહેતા કે,—તેમના સહવાસ કરતાં બીજા અમુક ગૃહસ્થોનો વિશેષ સમાગમ રાખવો ઉચિત છે. ઈત્યાદિ.

દીવાનજીસાહેબ સાલેહભાઈની સૂક્ષ્મબુદ્ધિ અને સારા વિચારની એક ઉપકથા રાજવર્ગિયોના બોધસારૂ અત્રે લખવાની અગત્ય છે.

એક પ્રસંગે તેઓ સાહેબ અને આ લખનાર એકાન્તમાં અનેક વિષયોઉપર વાર્ત્તા કરતા હતા. તેમાં પ્રસંગવશાત્ તેમણે કહ્યું કેઃ— આપણા રાજ્યકારભારમાં ફેરફાર થયો તેમાં મનુષ્યોની પરીક્ષા કરવાનો બહુ સારો સમય આવ્યો. જે ગોકુલજીભાઈનાં મનુષ્યો ગણાતાં હતાં, તેઓમાંનાં કેટલાંક મને વાહાલાં થવાની નીચ આશાએ મારી પાસેં આવી ખુશામત કરે છે અને કેટલાંક મારાં વખાણ અને ગોકુલજીભાઈનું વાંકુ પણ બોલે છે. પરંતુ એવાઓનો જે હેતુ છે તેથી વિપરીતજ વિચાર મારા મનમાં આવ્યા છે. મને એમ લાગે છે કે તેવાં સમયપૂજક મનુષ્યો કંઈજ કામનાં નહિ. મારા અધિકારમાં ફેરફાર થતાં મારી પણ એજ વલે કરે. આ અવસરે હું કોઈનાઉપર પણ પ્રસન્ન થયો છું તો તે તમારા જેવા ઉપર થયો છું. કે જેમણે એક નિષ્ઠાજ રાખી છે. સમજુ મનુષ્યો

તો એવાની સાથેજ એહમમતા બાંધવા ઈચ્છે અને તેમનેજ ધન્ય કેહે. જો કદાપિ કોઈ સહાય લેવાનો કાળ આવે તો તેવાથીજ લાભ થાય. અમે અરબલોકો તો એવા છિયે અને એવા ઉપરજ ફિદા થઈયે. ઈત્યાદિ આશયનું આ લખનારને બહુ સન્તોષ થાય અને કોઈને પણ સારા માર્ગમાં ઉત્તેજન મળે એવું તેઓ બોલ્યા હતા. એ પ્રસંગે રા. ગૌરીશંકરજી આદિ પણ રાજકોટ પધાર્યા હતા. તેમની સાથે મલન થયું હતું. પરંતુ કંઈ શંકા આણુવાનું કોઈને કારણ થાય, એમ કલ્પી, એ વેળા ગોકુલજીભાઈ બહુકરી મળવા હલવાનું ઓછું રાખતા.

રાજકોટથી ગવર્નરસાહેબ જૂનેગડ આવ્યા. ત્યાં મિ. પીલ સાહેબ પણ સાથે હતા. દીવાનજી, સાલેહભાઈએ મિ. પીલ સાહેબને ત્યાં કહ્યું કે,—અમારે ક. અન્ડર્સનના આગ્રહને લીધે કારભારમાં ફેરફાર કરવો પડ્યો હતો. બાકી અમારે ગોકુલજીભાઈથી કોઈ વિશેષ નથી. તેમનાઉપર ખુ. નવાબસાહેબનો પૂરો વિશ્વાસ છે. માટે તમારી ઈચ્છાપ્રમાણે કરવા અમે તત્પર છિયે. મિ. પીલસાહેબને ગોકુલજીભાઈઉપર ભાવ હતોજ અને તેમને સર્વ પ્રકારે યોગ્ય ગણતા હતા, તેથી દીવાનજી સાલેહભાઈનું કેહેવું માન્ય કર્યું. સાહેબલોકો તો પછી ગયા. આ લખનારને ત્યાં રાખ્યો. પછી કેટલાક નિબંધ બાંધી સાલેહભાઈ અને ગોકુલજીભાઈનો એકત્ર કારભાર કરવાનું પ્રથમ ઠર્યું. વચલા સમયમાં ગોકુલજીભાઈ અને રાજ્યના બીજા સહાયકારી અધિકારિયો વચ્ચે અન્તર પડી ગયું હતું, તેનું સમાધાન થાય એવા ઉપાયો યોજવા સારૂ પૂરૂ પ્રયત્ન કરી આ લખનારે જૂનાગડ છોડ્યું.

ગોકુલજીભાઈનો વિચાર તો કારભારના વિક્ષેપની સન્ધિમાંથીજ નિવૃત્તિ ભોગવવાનો હતો. પરંતુ કેટલાંક કારણથી તેમ કરવું તેમના મિત્રોને ઉચિત ન લાગ્યાથી એમ સંકલ્પ થયો હતો કે,—કારભાર મૂકાવ્યો ત્યારે નિવૃત્તિ લીધી એમ કેહેવાય તે કરતાં કારભાર સ્વેચ્છાથી મૂકીને નિવૃત્તિ લેવી એ બહુ પ્રકારે સારૂ છે. અન્ય જનોને

અનુસરવા સારૂ એ એક ઉદાહરણ રેહેશે તેથી લાભ થશે. એ સંકલ્પને અનુસરી, તેમની પુનઃ સ્થાપના થયે તેમને નિવૃત્ત થવાનો વિચાર પણ તે સમકાળેજ મનમાં હતો. પરંતુ એક વેળા ઉપાધિમાં પડ્યા પછી તેમાંથી મુક્ત થવું એ બહુજ વિષમ કામ થઈ પડે છે. અનેક સંબંધના બંધથી મનુષ્ય પછી વિવશ થઈ જાય છે. ગોકુલજીભાઈને તેમ થઈ પડ્યું હતું.

---

મુ. ગોરખમડી, ચૈત્ર વદિ ૧૨.

રાજશ્રી મનસુખરામ સૂર્યરામજી.

તમારાં પત્રો ઉત્તરોત્તર પ્રસંગે આવ્યાં કરે છે. કમ ફુરસદે પત્ર લખી શકતા નથી તે માફ કરશો. ભાણજીને તાકીદ રાખી છે, તે આપના તરફ હકિકત લખ્યાં કરતા હશે. વડોદરા પ્રસંગ વિષેમાંથી શીખામણનાં તમારાં પત્રનો સાર મે. સાલેહભાઈ સાંભળે છે.................................હવે કાંઈ રૂચતુ નથી. છૂટકારાના પરિણામના અન્દેશાથી ઔદાસીન્યતા (રેહે છે.) એટલે પત્ર સમાચાર લખવા ઉમંગ રેહેતો નથી........................ કોઈ પ્રકારે મુક્તતા થાય એ વધુ અભિલષિત છે.............. હવે તો પંચદશી વાક્યવત્ મન છે:—

**મુક્તો વિષ્ટીગૃહીતવત્** (વેઠે પકડેલા મનુષ્યની પેઠે જ્ઞાની પ્રારબ્ધ ભોગવે છે.) મનની એ દશા બની ગઈ છે. માટે સાહાય્ય થાય તો કરજો........................................................... મન ઉત્થિત થયું છે.............................કૃપા છે તે રાખવી. સં. ૧૯૩૧ ના ચૈત્ર વદિ ૧૨ રવિ. વિ. ગોકુલજીના સા. ન.

---

રા. રા. મનસુખરામ સૂર્યરામ. શ્રી મુંબઈ.

શ્રીજીર્ણગડથી વિ. ઝાલા ગોકુલજી સંપત્તિરામના નમસ્કાર. અત્ર કુશળ છે તત્રાસ્તુ. વિશેષ લખવાનું કે,—હાલમાં અત્રે સત્સંગ

સમાગમમાં **આત્મપુરાણ** વંચાય છે. અગ્યારમો અધ્યાય ચાલે છે. એ અધ્યાયમાં ઉપનિષત્ ૧૧ ની વ્યાખ્યા છે તેની વિગત.

૧ જાબાલ. ૨ ગર્ભ. ૩ બ્રહ્મ. ૪ પરમહંસ. ૫ હંસ. ૬ આરૂણેય. ૭ ક્ષુરિકા. ૮ અમૃત. ૯ નાદમહત્. ૧૦ આત્મપ્રબોધ. ૧૧ કૈવલ્ય. એ રીતે અગ્યાર ઉપનિષત્ છે તે સર્વે અમારે વાંચવામાં બહુજ ઉપયોગી છે માટે એ ઉપનિષદોનો આપે ખચિતપણે શોધ કરવો. તેમજ આ પત્ર વ્યાસજી જયકૃષ્ણજીને વંચાવી અમારા સાષ્ટાંગ નમસ્કાર કહી એ ઉપનિષત્ જેમ બને તેમ ભેળાં કરી અમને મોકલવા વિનતિ કરશો. એ ગ્રંથો છાપેલ મળે તે લેતાં બાકીના લખાવી મોકલવાની પણ ભલામણ કરશો. એ વિષયમાં આપ તથા વ્યાસજીને પૂરી ચીવટ રાખવા વિનતિ છે. કથાના આરંભમાં ગર્ભોપનિષદ્‌ની વ્યાખ્યા ચાલે છે, માટે તે તુરત આવી પૂગે તેમ કરશો. ભૂલવું નહિ.

હાલમાં શ્રી ભગવદ્ગીતા શંકરાનન્દી ટીકાસહિત ત્યાં છપાય છે. ........તે ગ્રંથ લેવા. એજ વિનતિ. સં. ૧૯૩૧ ના જ્યેષ્ઠ શુદિ ૬.

વિ. ગોકુલજીના ન.

---

આ લખનારને શાસ્ત્રીસ્વામી આનન્દગિરિએ આગ્રહથી સૂચના કરી હતી કે એ **આત્મપુરાણ**નો ગ્રન્થ બહુ સારો છે તે પ્રસિદ્ધ થાય તો સુબોધમાં બહુ ઉપયોગી થઈ પડશે. રાજસ્થાનિક સભાના કામ સારૂ કારભારીમંડળ મુંબઈ આવ્યું હતું તે પ્રસંગે આ લખનારે તેમના આગળ પ્રાર્થના કરી હતી કે એ ગ્રંથ મુદ્રિત થાય તો પુણ્યનું કામ છે. રા. રા. સામળદાસ તથા ગોકુલજીભાઈને પણ કોઈ બીજા મહાત્માઓએ પૂર્વે એમજ કહ્યું હતું, તેથી તેમના મનમાં તુરત તે વાત ઉતરી ગઈ. અને તેમાં નાણાં આપવા અંગિકાર કર્યું. ત્રણ ભાગ સામળભાઈના અને એક ભાગ ગોકુલજીભાઈનો એમ ચાર ભાગે નાણાં આપી એ ઉપયોગી સુંદર ગ્રન્થ

ગણપત કૃષ્ણાજીના મુદ્રાયન્ત્રમાં મુદ્રિત થયો. રા. રા. સન્તોષરામ દેસાઈ તથા ગૌરીશંકરજીએ મળી સંસ્કૃત **યોગવાસિષ્ઠ** મુદ્રાન્કિત કરાવવો એમ પણ ઠર્યું હતું. પરન્તુ તે કામ સિદ્ધ ન થયું. અન્તે તે ગ્રંથ ગણપતકૃષ્ણાજીવાળાએ પોતેજ અહુણાં પ્રસિદ્ધ કર્યો છે. સુજ્ઞ ગોકુલજીભાઈયે આત્મપુરાણનું વ્યાખ્યાન કરવા માંડ્યું ત્યારે તેમને લાગ્યું કે તેના સમર્થ કર્ત્તા શંકરાનન્દ મહાત્માએ જે જે ઉપનિષદ્દની શ્રુતિના શ્લોક બાંધ્યા છે, તે તે શ્રુતિયો પણ તેજ પત્રમાં કોઈક સ્થળે દર્શાવવામાં આવી હત તો વિશેષ ઉપયોગી થઈ પડત. પોતે જે ગ્રંથ વાંચતા તે ગ્રંથમાં સ્વહસ્તે તે શ્રુતિયો લખી છે. દ્વિતીયાવૃત્તિમાં તેનો ઉપયોગ કરવા સંકલ્પ હતો.

એ વર્ષના શ્રાવણમાસમાં ગોકુલજીભાઈ રાજકોટ પધારવાના હતા. રા. રા. સામળદાસનું પણ ત્યાં ગમન થવાનું હતું. તેઓ ઉભયની કૃપામમતા આ લખનારઉપર બહુ હોવાથી સમાગમમાં તેને પણ ઈચ્છતા. રા. સામળભાઈયે પોતાને રાજકોટ જવાનું અને તેમના 'દર્શનનો લાભ લેવા'નું જે પત્ર લખ્યું હતું તે પત્ર નીચે પોતે ગોકુલજીભાઈ લખે છે કેઃ—

---

રા. મનસુખરામજી.

આપ આ પત્રથી જાણશો. હું શુદિ ૧૫ રવિ રાજકોટ પોહોંચીશ. સામળભાઈ પણ વદિ ૨ જે આવશે. આપને મેં છેવટ પત્ર લખ્યો છે તેસારૂ વિચાર કરવા તમને મળવા ચાહે છે.........
ખુ. નવાબસાહેબને પધારવા તથા બંગલા વિગરે વિચાર સારૂ પણ તમથી બને તો વદિ ૨ જે રાજકોટ પધારવા મેહેરબાની કરવી, તો બહુ ઉત્તમ પ્રસંગ છે. તે છતાં કાંઈ કારણસર ન અવાય તો સલાહસહિત આપ પત્ર લખશો. એજ વિ. સં. ૧૯૩૧ ના શ્રાવણ શુદિ. ૭ રવિ. લિ. ગોકુલજી.

---

વડીલશ્રી ગૌરીશંકર ઉદયશંકર. સેવામાં

શ્રીરાજકોટથી લિ. ઝાલા ગોકુલજી સંપત્તિરામના સા. દંડવત્ પ્રણામ પોહોંચે. વિશેષ વિનતિ આપના તરફથી સામળભાઇના પત્રે ત્યાં સૂત્રભાષ્યાદિ શ્રવણ વૃત્તાન્ત જાણી સન્તોષ થાયો છે.

ગઈ કાલના આપના લખાણમાં ભગવદ્ગીતાના પાંચમા અધ્યાયમાં શંકરાનન્દસ્વામીનું બોલવું દીક્ષિતજીને મળતું આપે લખ્યું તે પૂર્વાપર સમજી લખાવ્યું હોય એમ હુંને લાગ્યું નહિ. આપનું પત્ર આવતાં એ અધ્યાય લઈ વાચ્યું ત્યા આરંભમાંજ સ્વામીએ સ્પષ્ટ વિભાગ લખેલ છે:—અર્જુનનું પ્રશ્ન એમ છે કે:—અવિદ્વત્ કર્તૃક સન્યાસ, (અને) કર્મયોગ—(એ બે)માં શ્રેયસ્કર કિયું? ઉપક્રમમાંજ અવિદ્વાન્ ઉપરની આ તકરાર છે.

હવે, આપ જાણોછો જે અમે પણ જે પ્રસંગમાં દીક્ષિતજીને ઉત્તર આપિયે છિયે તે શાસ્ત્રવાક્યથીજ છે. અને શાસ્ત્રમાં જે લખ્યું છે તે યથાર્થ છે. માત્ર તેની વ્યવસ્થા જાણવી એ ગુરૂગમ્ય છે. બાકી વૈયાકરણી દીક્ષિતજી જેવા શબ્દનો શાસ્ત્રાર્થ કરી શકે છે.

અમે પણ કર્માનુષ્ઠાન અને તજ્જન્ય ચિત્તશુદ્ધિ, સાધનસંપતિ, વિવિદિષા,[1] વિદ્વત્સન્યાસ,[2] ઈત્યાદિ સર્વ અમારે પણ માન્ય છે. અમારી તકરાર એટલીજ છે જે અસ્મદાદિ અવસ્થાવાન્‌ને અપરોક્ષ જ્ઞાન થાયજ નહિ, એ અભિનિવેશ દીક્ષિતજીનો માની શકાતો નથી. વળી આગળ એ અધ્યાય જોઈ લખશું. કૃપા છે તે રાખવી. સ્વામીઓની સેવામાં સા. પ્ર. શ્રાવણ વદિ ૬. લિ. ગોકુલજી.

---

કંઈકામ પ્રસંગથી આજ્ઞાપ્રમાણે રાજકોટ જઈ સજ્જન સમાગમનો લાભ લેવા આ લખનારને બની શક્યું નહિ. સામળભાઈના સમાગમમાં તેઓ પ્રસન્ન રેહેતા આ લખનારઉપરના તે સમયના એક પત્રમાં લખે છે કે:—"સાત વર્ષનો દુકાળ કલિયુગ જતાં અહિં "સત્યુગ વર્ત્તે છે.···· ત્યાં હજી સત્યુગની ગણત્રીજ નથી એવી

---

૧ જિજ્ઞાસાવડે જ્ઞાન પૂર્વે સન્યાસ. ૨ જ્ઞાન થયા પછી સન્યાસ.

"સ્થિતિ સંભળાય છે. એમ હશે તો કેટલુ વિપરીત........કાઠિ-
"યાવાડની કમનસીબી........અમે પોતાને વાસ્તે નિશ્ચિન્ત છિયે
"...............અદ્ભુત જમાનાથી ભાગી જવું શ્રેયસ્કર લાગે છે.
"(પરન્તુ) પ્રારબ્ધની સહાયતા નથી.

"સામળદાસભાઈના નિરન્તર સહવાસ, આપનું પ્રસંગોપાત્ત "સ્મરણ, તથા કેટલાંક મનોરાજ્યથી આજકાલ નિરન્તર ખુશીથી "વ્યવહાર ચાલે છે. **जगत्‌में सत्संगज सुखनुं साधन तथा सुख "सुख देनार छे.**

"હવે એક હકીકત જૂદુ પડવું થશે. મુંબઈ તે આવી શકે એમ "નથી, તેના સાહેબ આવતા નથી. ગગાભાઈ પધારશે. અમે "યત્ન કરયું પણ સામળભાઈના સાહેબ માનતા નથી. ઈશ્વરેચ્છા. "આપનાં દર્શન.....................ન થયાં તે તો થાશે. મારૂ મત "વિજયાદશમ કરી, પ્રથમ આવવા છે."

એ વર્ષ સંવત્ ૧૯૩૧ ના અન્તમાં આપણી મહારાજ્ઞીના યુવરાજ 'ધી પ્રિન્સઓવ વેલ્સ' ભરતખંડમાં પધારવાના હતા. તેથી આ પ્રાન્તના રાજાઓને મુંબઈ રાજધાનીમાં આમન્ત્યા હતા. તદનુસાર ખુ. નવાબસાહેબ પણ સ્થળમાર્ગે અમદાવાદ થઈ મુંબઈ પધારયા. તેમનો ઉતારો ગોવાલિયાતલાવઉપરના એક સુશોભિત બંગલામાં હતો. ગોકુલજીભાઈ સાથેજ હતા. તેમનો ઉતારો તે બંગલા સન્મુખના એક બીજા બંગલામાં હતો. રા. નૃસિંહભાઈ તથા આ લખનાર પણ તે સહવાસમાં હતા. દીપોત્સવીના દિવસો પણ તે સન્નિધિમાં આવ્યા હતા. એ સર્વ મહોત્સવ મુંબઈમાં કરયા.

એ સમયે કચ્છના મહારાવશ્રી સર પ્રાગમલજી પોતાના પ્રધાન રા. કૃષ્ણાજીઉપર અસન્તુષ્ટ થઈ રૂઠયા હતા; અને રાજ્ય સારૂ પ્રામાણિક, ન્યાયી, બુદ્ધિમાન્, શક્તિમાન્, રાજભક્ત, નીતિધર્મજ્ઞ, સુશીળ એઆદિ ગુણગણાલંકૃત પ્રધાન શોધતા હતા. તેમનું મન રાવબહાદુર મણિભાઈ વિ. જશભાઈઉપર ઠરવા માંડ્યું હતું. ભુજના પોલિટિકલ એજન્ટ કર્નલ પારસાહેબને અને રા. મણિ-

ભાઈને જૂનાગડમાંથી પરિચય થઈ મમતા બંધાઈ હતી. રા. મણિભાઈની બહુ પ્રકારની યોગ્યતા જોઈ ક. પાર તેમનાઉપર બહુ પ્રીતિ રાખતા. તેમની પુષ્ટિ મળે એ સ્વાભાવિકજ હતું. બીજા પણ બેચાર સારા ગૃહસ્થો એ પદને સારૂ અર્થી અને આશાવન્ત હતા. રા. મણિભાઈને ભુજરાજ્યનું પ્રધાનપદ સ્વીકારવા સૂચના થઈ ત્યારે તેમણે સ્વાભાવિક રીતે પોતાના ગુણગ્રાહી, સંવર્ધક અને ઉપકારક ગોકુલજીભાઈનું મત લેવા ઈચ્છ્યું. મણિભાઈના અભ્યુદયના એ માંગલિક સમાચાર સાંભળી ગોકુલજીભાઈ પ્રસન્ન થયા. કેટલાક અનુભવના પ્રસંગો કહી એ અધિકાર સ્વીકારવા અનુમત આપ્યું. રા. મણિભાઈના ગુણની પ્રથમપરીક્ષા કરયાનું અભિમાન પોતે રાખતા અને જ્યારે મણિભાઈ ભુજના પ્રધાન સ્થપાયા ત્યારે ગોકુલજીભાઈનાથી અધિક સન્તોષાનન્દ કોઈને પણ નહિ થયો હોય. ગોકુલજીભાઈ કઠિન પરીક્ષક—જેને ફારસીમાં 'મુષ્કલ પસંદ' કેહે છે—તેવા હતા. સામાન્ય ગુણવન્ત મનુષ્યોપર તેમનો સામાન્ય ભાવજ રેહેતો. તેમનાં સ્નેહમમતા બહુ પ્રકારે ગુણવન્ત અને યોગ્ય પુરુષોપરજ વધતાં. અને તેવા જગત્માં વિરલા હોય છે, તેથી તેમની મમતાની મર્યાદા થોડી હતી, પણ તે જેટલામાં હતી ત્યાં ગાઢી હતી.

એજ વર્ષમાં રા. રા. ધીરજલાલ મથુરાંદાસ મરણ પામ્યા હતા. રા. રા. પ્રાણલાલજીને મળી અનુશોચન, અને સમશોકકરણ કરી સમભાવ દેખાડવા, તથા નિરૂપાય પ્રસંગમાં ઈશ્વરેચ્છાને શરણ થવાનો બોધ અને દુઃખિત મનનું શાન્તવન કરવા ગોકુલજીભાઈ સં. ૧૯૩૨ ના આરંભમાં સુરત ગયા હતા. ત્યાંથી પોતાની જન્મભૂમિભણી પધાર્યા.

રાજસ્થાનિક સભા સ્થપાઈ હતી તેના પ્રમુખ ક. લાસાહેબે જૂનાગડ રાજ્યવિરૂદ્ધ કેટલાંક નિર્ણયપત્ર આપવા ધારેલું છે, એમ ગોકુલજીભાઈના જાણવામાં આવ્યેથી, તેમને સમક્ષ મળી ન્યાયમાર્ગ દેખડાવી રાજ્યલાભ કરાવવા તેમને બહુ ઉત્કંઠા અને આતુરતા

થઈ હતી. તે કારણ સારૂ ક. લાસાહેબની અશ્વારીમાં જવા તેઓ ધારતા હતા. એ વર્ષમાં તેઓ તથા પોલિટિકલ એજન્ટ મિ. પીલ પણ ભાવનગર રાજ્યના ગોપનાથ નામે સ્થળમાં હતા; તેથી તે ઉભય ગૃહસ્થોને અને બીજા મિત્રમંડળને મળવા સારૂ ચૈત્ર-વૈશાખમાં શ્રીગોપનાથ તેઓ ગયા. ત્યાં રા. રા. ગૌરીશંકરજીના સહવાસનો લાભ થયો, જેઓ લખે છે કેઃ—'મે. પીલસાહેબની 'અશ્વારીમાં સં. ૧૯૩૨ માં ગોપનાથ મુકામે એકઠા રહ્યા હતા. 'ત્યાર પછી મહુવામાં પણ મળેલા હતા. ત્યાં વેદાન્તનો પ્રસંગ 'ચાલતો હતો.' આ સ્થળે પરમમિત્ર સામળદાસનો પણ સમાગમ વિશેષ રેહેવા માંડ્યો. મિ. પીલસાહેબ અને ક. લાસાહેબના તો તેઓ માનિતા ગણાતા તેવાંજ તેઓ સ્નેહમમતા રાખતા. જે કાર્યસારૂ ગયા હતા તેપણ સિદ્ધ થવા સંભવ હતો. શરીર પ્રકૃતિ પણ સારી રેહેતી અને સ્નેહીજનોના સહવાસથી મન પણ પ્રફુલ્લિત રેહેતું. તોપણ કેટલાંક કારણથી રાજ્યકારભારથી દૂર થઈ નિવૃત્ત થવાની વૃત્તિ બહુ રાખતા તેથી પ્રવૃત્તિમાં જરા પણ વિક્ષેપ આવતો એટલે મનભંગ કરી નાંખતા; એવિના બીજી રીતે એ પ્રવાસ સુખશાન્તિકારક થયો હતો એમ તેમનાં પત્રોથી સ્પષ્ટ જણાતું.

એ અવસરવિષે રા. સામળદાસજી તેમની પ્રસિદ્ધ છટાપ્રમાણે મનોરંજક, સ્મરણીય અને બોધકારક પ્રસંગ લખેછે કેઃ—

"સંવત્ ૧૯૩૨ ના વૈશાખમાં રા. ગોકુલજીભાઈ............... "ગોપનાથ મહાદેવજીના નામથી ઓળખાતા ગામમાં આવ્યા હતા. "ત્યાંથી મારા આમન્ત્રણથી મારી ભેળાજ દરબારી બંદરબોટમાં "બેશીને જળમાર્ગે ઘોઘે જતાં, માર્ગમાં સ્વધર્મસંબંધી કેટલીક "ચર્ચા થઈ હતી. તેમાં શ્રીમદ્ભગવદ્ગીતાના વાક્યોને આધારે, વેદાન્ત "મતના પોતાના સંપૂર્ણ નિશ્ચયની સાથે વર્ણાશ્રમના ધર્મપ્રમાણેજ "વર્ત્તવાસંબંધી ઘણા વિસ્તારથી વ્યાખ્યા કરી હતી. અને તેજ "પ્રમાણે પોતે અગ્નિહોત્ર ઘર આગળ રાખીને વેદવિહિત ધર્મનું "આચરણ કરતા હતા.

"વળી એજ માર્ગમાં તુલસીદાસકૃત **રામાયણના** ઉત્તરકાંડનો "ભાગ આરંભથી મેં વાંચેલો. જેમાં **શ્રીરામચંદ્રજી**ઉપર તેમના "નાનેરાભાઈ ભરતજીના અપૂર્વ સ્નેહ અને ભક્તિભાવનું વર્ણન "કરેલું છે. તે કથાભાગ સાંભળતી વેળા રા. ગોકુલજીભાઇનાં "નેત્રમાંથી જળની ધારા થયેલી હતી, અને જગત્‌માં સર્વ કુટું- "બાદિકના સંબંધ કરતાં નિર્મળ મનવાળા મિત્રના સ્નેહના સંબંધની "મહત્તાવિષેનો પોતાનો અભિપ્રાય સદૃષ્ટાન્ત કહી બતાવ્યો હતો.

"મારા નવા ઘરનું વાસ્તુ કરવાને પ્રસંગે તેઓ પધારચા હતા "તે કાર્ય સમાપ્ત થયા પછી રા. ગોકુલજીભાઈ તથા હું અને અ- "મારા દરબારી એજન્ટ રા. સન્તોષરામ માધવજી ત્રણે જણ એક "ઘોડાગાડીમાં બેશી પાછા ગોપનાથ જતા હતા. માર્ગમાં રા. "ગોકુલજીભાઇએ મને કહ્યું કે પ્રાચીન ઈતિહાસોમાંથી કોઈ વાર્ત્તા "કહી બતાવો તો આ માર્ગ નિર્ગમન થવામાં આપણે વિનોદ થશે. "તે ઉપરથી જોધપુરના મહારાજા યશવત્‌સિંહજીને દીલ્લીના "બાદશાહ ઔરંગજેબ સાથે થયેલી લઢાઈયો, તથા એજ "બાદશાહ સાથે મહારાજા યશવત્‌સિંહજીના કુમાર અજિત "સિંહજિયે ઘણી લાંબી મુદત સુધી બહારવટુ કરીને તથા સંગ્રામો "કરીને છેવટ પોતાનું જોધપુર સંસ્થાનનું રાજ્ય સ્વાધીનમાં લીધું "તે; અને તે અજિતસિંહજીની ભેળા દુર્ગાદાસ નામના પ્રખ્યાત "રાજપૂતે ઘણીજ હીમત રાખીને સ્તુતિપાત્ર શૂરવીરપણાથી "લઢાઈયો કરેલી, તે સંબંધિ વૃત્તાન્ત, અમારા દરબારના કવિ "ભુતાભાઈ નામના ચારણ પાસેથી મેં સાંભળેલું, અને તે વૃત્તા- "ન્તને મળતીજ વિગત કર્નલ ટાડસાહેબે પોતાના **ટાડ રાજ- "પૂતસ્થાન** નામના પુસ્તકમાં છાપેલી છે તે, વિગતવાર કહી "બતાવી. તે સાંભળી આપણા હિંદુસ્થાનના ક્ષત્રિય રાજવંશિયોની "હીમત તથા શૌર્ય અને દુઃખ સહન કરવાની શક્તિઆદિ સદ્ગુણો- "વિષે રા. ગોકુલજીભાઈએ ઘણોજ સન્તોષ બતાવી કહ્યું કે:— "આપણા ગ્રંથકારો લખી ગયા છે કે:—॥ **वीरभोग्या वसुन्धरा** ॥

"(વીર પુરૂષોનેજ ભોગવવા યોગ્ય પૃથ્વી છે) એ વાક્ય યથાર્થ છે. "ઈશ્વર પાસે માગિયે છિયે કે આપણા ભરતખંડના પ્રાચીન "રાજવંશિયોમાં જે સદ્ગુણ હતા તેવાજ સદ્ગુણોની વૃદ્ધિ, આપણા "(અર્વાચીન) દેશી રાજ્યકર્ત્તાઓમાં 'કરે'. ઈત્યાદિ.

"એ વાર્ત્તાના પ્રસંગમાં મેં એક શ્લોક કહ્યો કેઃ—

सुवर्णपुष्पितां पृथ्वीं चिन्वन्ति पुरुषास्त्रयः ।
शूरश्च कृतविद्यश्च यश्चजानाति सेवितुम् ॥

"એ શ્લોકનો અર્થ અમારા એજન્ટ સંતોષરામના પૂછવાથી મેં "ગુજરાતી ભાષામાં એવી રીતે કહી બતાવ્યો કે—સૂવર્ણથી ફુલેલી "પૃથ્વીનો લાભ ત્રણ જણ લઈ શકે છે—એક શૂરવીર, બીજો "વિદ્યાભ્યાસ જેણે કરેલો હોય તે, અને ત્રીજો જે સેવા કરી જાણે તે. "એ સાંભળીને સન્તોષરામે રમોજ તરીકે કહ્યું કેઃ—આગળ કવિ "લોક ચાહે તેમ બોલી ગયા હોય, પણ હાલના વખતમાં શૂરવીર-"પણું કોઈ રાખતો હોય તેને સુવર્ણમય પૃથ્વી મળવાના લાભનો "સંભવ થઈ શકતો નથી. અને આગળના સમયના ક્ષત્રિયરાજા-"ઓની માફક હાલ શૂરવીરપણું કંઈ કામ આવે તેમ જણાતું નથી. "વગેરે ટીકા કરી. તેના ઉત્તરમાં રા. ગોકુલજીભાઈયે એ શ્લોકના "અર્થનું નીચે પ્રમાણે સ્પષ્ટીકરણ કરી બતાવ્યું હતું કેઃ—

" 'હાલના સમયાનુસાર એ શ્લોકનો તાત્પર્યાર્થ મારા મનમાં " 'એવા પ્રકારનો આવે છે કેઃ—રાજ્યકર્ત્તા ક્ષત્રિયોમાં ત્રણ પ્રકા-" 'રના ગુણો હોવા જોઈયે. તેમાં પ્રથમ શૂરવીરતાનો, બીજો " 'વિદ્યાભ્યાસનો, અને ત્રીજો 'પ્રજાની' સેવા એટલે સંરક્ષણ કર-" 'વાનો. એવા ત્રણ પ્રકારના ગુણથી ભરેલા આપણા ભરતખંડના " 'દેશીરાજાઓ થશે ત્યારે મેં પોતે મ્હોટી પદવીના અધિકારિ-" 'યોના મુખેથી સાંભળ્યું છે કે,—નામદાર બ્રિટિશ સરકારના કેટલાક " 'ઉચ્ચ પંક્તિના કારભારિયોના એવા વિચાર છે કેઃ—'તમારા " 'દેશીરાજાઓ રાજ્ય કરવાને સંપૂર્ણ યોગ્યતાવાળા થયા છે એમ " 'યુરોપિયન અધિકારિયોને નિશ્ચય થશે ત્યારે સકળ ભરતખંડનું

" 'રાજ્ય આ દેશનાજ રાજ્યકર્તાઓના સ્વાધીનમાં રેહેવા દઈને
" 'બ્રિટિશ રાજ્યભણીથી સર્વોપરી સત્તારૂપે પણ તેમનાઉપર દષ્ટિ
" 'રાખવાની અગત્ય રેહેશે નહિ' એમ્રમાણેના વિચારોની સાફ-
" 'લ્યતા પૂર્વોક્ત શ્લોકમાં જણાવેલા ભવિષ્યના રાજ્યકર્ત્તાના સદ્ગુ-
" 'ણોપર આધાર રાખે છે." '

"ઇત્યાદિ નિરૂપણ કરીને સન્તોષરામના મનને સન્તોષ પમા-
"ડ્યો હતો. આ પ્રસંગઉપરથી રાજશ્રી મોસુફના મનમાં દેશી
"રાજ્યોનું હિત થવાઉપર કેટલી બધી ચાહેના તથા વિચારો
"હતા તે સ્પષ્ટ રીતે જણાઈ આવે એમ છે."

રા. સામળભાઈના નવાં ઘરના વાસ્તુ પ્રસંગે ભાવનગરના મહારાજા તખ્તસિંહજી પણ ત્યાં પધાર્યા હતા. તેમની સાથે ગોકુલજીભાઈને એ પ્રસંગે સહવાસ રહ્યો. તેમના સારા ગુણો જોઈ પોતે બહુ પ્રસન્ન થયા હતા. અને તે વર્ત્તમાન નીચેના પત્રમાં તેમની નિત્યની રીતિપ્રમાણે સંક્ષેપમાં લખ્યાં હતાં.

---

રાજશ્રી મનસુખરામ સૂર્યરામ. મુંબઈ.

શ્રીઘોઘા બંદરથી વિ. ગોકુલજી સંપત્તિરામના નમસ્કાર વિશેષ વિ. આપનાં પત્ર ગઈ કાલે ગોપનાથ મુકામે અમને પોહોતાં છે. સર્વ પત્રની પોહોંચ આ પત્રથી જાણશો.

રાજશ્રી સામળદાસભાઈએ નવું મકાન અહિં બંધાવતાં તેની સાથે વાસ્તુ કરવા ગઈ કાલે અહિં આવેલ છું, પાંચ રોજ રહી આવતે મંગળવારે અહિંથી ભેળા મહુવાતરફ જવા વિચાર છે. ત્યાંથી અમે ઘરતરફ જઈશું. હવા સારી હશે તો ઉનાવેરાવળ માર્ગે જશું નીકર સીધે માર્ગે જશું.

*　*　*　*　*

તમે જાણો છોજ. અમે પત્ર ઉત્તર લખવામાં આળસુ છું. પણ બને તો સલાહ માન્ય કરવા આતુર છિયે. બાકી હાલનો અમારો પ્રવૃત્તિનો વ્યવહાર વેઠ આવી ફસાઈ ગયેલા મનુષ્યવત્ છે. મનથી ઉત્સાહ બે પ્રકારથી નથી.　*　*　*　*

સામળદાસભાઈના નવા મકાનમાં મહારાજા શ્રીતખ્તસિંહજી સાથે સામળદાસ તથા અમે ભેળા રહ્યા છિયે. આપ આ પ્રસંગમાં નથી એ ખામી દેખાય છે..............મહારાજા સાહેબ બહુ સાદે મીજાજ તથા શાન્તપ્રકૃતિ તેમજ સારી સમજણવાળા, માયામમતા પૂરી પોતાનાં સર્વ માણસ તરફ, રા. સામળદાસ તથા વિઠલદાસને પોતાના ગણે તેમાં તાજુબ નથી, પણ અમને પણ તેજ રીતે સન્તોષ આપે છે. તે સાહેબની ખુબીની મ્હોટી વાત તો એ કે હલકી કશી સોબત નથી. રયાસતની વાતઉપર સમજ, પ્યાર, તથા દરેક ઉત્તમ વાક્ફકારી મેળવવાનું વલણ વગેરે (જોઈ) ઘણી રીતે મહારાજા સાહેબના સમાગમથી સન્તોષ પૂરો થયો છે. કુશળ. સં. ૧૯૩૨ના વૈશાખ શુદિ ૪ ગુરૂ. વિ. ગોકુલજીના ન.

---

મિ. પીલસાહેબ જેવા પ્રતાપી અધિકારીની પ્રસન્નતા અને મમતાના લાભમાં એટલુંજ ગોકુલજીભાઈ ઇચ્છતા હતા કે પોતે પોતાની પ્રાપ્ત સમૃદ્ધિસહિત નિવૃત્ત થઈ શકે, તથા સારા ગૃહસ્થો ઉપર મિ. પીલની મમતા વધે અને તે દ્વારા દેશાનું અને બહુ લોકનું કલ્યાણ થાય.

જ. સાલેહહિન્દીના કેટલાક સારા ગુણને લીધે તેમનાઉપર ગોકુલજીભાઈની બહુ મમતા રેહેતી એ વાત આપણે પૂર્વે જાણી છે. પોતે જાણેલા ગુણો મિ. પીલસાહેબને જણાવી, તથા જૂનાગડ રાજ્યની કેવી સેવા કરી તેઓ ઉપયોગી થયેલા છે તે બધું સ્પષ્ટ બતાવી, તેમને યોગ્ય માન મળવા સરકારમાં લખવા વિનતિ કરી. તેપ્રમાણે મિ. પીલસાહેબે સરકારમાં લખી યોગ્ય માન આપવા સૂચના કરી. એથી ગોકુલજીભાઈ સન્તોષ માનતા હતા.

આવતે વર્ષે 'દિલ્લી દરબાર' થવાનો હતો તેની સામગ્રી આ વર્ષમાં સજ્જ થવા માંડી. તે કામમાં કારભારિયોને રોકાવું પડ્યું. આશ્વિનમાસમાં રા. ગૌરીશંકરજીઉપર તેમનું એક પત્ર છે તેમાં લખે છે કે:—

પરમ કૃપાવાન્ વડિલ શ્રી ૫ ગૌરીશંકર ઉદયશંકર.

સેવામાં વિનતિ જે દિલ્હીખાતે જવા પ્રસંગમાં સલાહ લેવા હું ખાળાચરડી આવેલ તે ખબર જૂનેગઢથી સામળભાઈઉપર લખેલ છે, પણ તે મુંબઈ પધારેલા એ ખબર પાછળથી જાણ્યા છે. અહિં આવતાં—આપના તરફ સાહેબ પધારશે—એમ પણ કેહેતા હતા. માણુસ ૪૨૫ નોધ થયાનું પણ કહેવું છે..................

* * * *

હાલમાં અમે યોગવાસિષ્ઠ ઉત્પત્તિપ્રકરણ વાંચું છું. પણ એ પ્રકરણ આપ આગળ દીક્ષિતજીએ વાંચ્યું હશે તે શી રીતે એ જાણી શકતો નથી. મહાન્ અગાધ યુક્તિ છે. શંકરાનન્દી ટીકાસંબંધી એક ઉત્તર આપનો લેણો છે તે અવકાશે લખીશ. આપ શરીર ઠીક હશે તો પધારશો. અમે તો સહગમન લાભની પ્રાર્થના મનથી રાખી છે. એજ વિનતિ. કૃપા રાખવી. ચિ. વજલભાઈ વિ. ને નમસ્કાર.

વિ. સેવક ગોકુલજીના સા.

હસ્તિનાપુરમાં પૂર્વે રાજસૂય યજ્ઞ થયો હતો તેવા પ્રકારનો સંવત્ ૧૯૩૩ ના પૌષમાસમાં તા૦ ૧ જાન્યુઆરી ૧૮૭૭ ને દિને દિલ્હીમાં એક સાર્વભૌમ રાજ્યદર્શક રાજમેલો કરી મહારાજ્ઞીને 'રાજરાજેશ્વરી', 'અધીશ્વરી' કે 'ચક્રવર્ત્તિની'નું પદ ધારણ કરવાની ઇચ્છા થઈ. તદનુસાર સર્વે રાજાઓને ત્યાં તેડાવ્યા હતા.

ખુ. નવાબસાહેબ મુખ્ય પ્રધાન ગોકુલજીભાઈ આદિ પોતાના સર્વ મંડળને લઈ માર્ગશીર્ષમાસમાં જળમાર્ગે મુંબઈ પધાર્યા; અને 'સ્પેશિયલ ટ્રેન' મૂકાવી માર્ગશીર્ષ કૃષ્ણુપક્ષમાં દિલ્હીભણી પરવર્યા.

દિલ્હીમાં બહુ વિસ્તારવાળા તંબુઓ નાખી તેમાં સર્વને વસવાનું થયું હતું. ભરતખંડના બહુકરી સર્વ દેશીરાજાઓ અને અંગ્રેજના મુખ્ય અધિકારિયો ત્યાં એકસ્થ થયા હતા, તેથી ત્યાંની સર્વ મેદિની ભરાઈ હતી. એ અંગ્રેજી મહોત્સવના પરિણામવિષે લોકોમાં મતભેદ રહ્યો છે. પરંતુ એકસ્થળે ભરતખંડના ઉપર વર્ગના લોકોને જોવાનો અને તેમનામાંના ભેદ જોઈ તુલના કરવાનો એ સારો પ્રસંગ હતો.

કામન્દકીય નીતિસાર ગ્રંથમાં રાજાના મુખ્ય ગુણ કહ્યા છે કેઃ—

त्यागःसत्यञ्चशौर्यञ्च त्रयएतेमहागुणाः
प्राप्नोति हि गुणान्सर्वानेतैर्युक्तो नराधिपः

રાજાના ઉદારતા, સત્ય, અને શૌર્ય, એ ત્રણ મહાગુણ છે. એ ગુણે કરી યુક્ત જે રાજા છે તે સર્વ ગુણો પામે છે.

એમાંનો યથાર્થ એકે ગુણ કોઈ રાજાનામાં ન હતો.

રાજતેજ તો જણાતુંજ નોહોતું. વૈશ્યની વિભૂતિ,-જે રત્ન, સૂવર્ણ, પશુ આદિ ગણાતી, તે-માત્ર રાજાઓ પાસે જોવામાં આવતી. સર્વપ્રકારે વિપરીત દશાજ દૃષ્ટિએ પડતી. સ્ત્રીવર્ગના શરીરને શોભાવનાર શૃંગાર ધારણ કરી રાજાઓએ પોતાનાં શરીર શોભાવ્યાં હતાં ખરાં પણ સૂક્ષ્મ દૃષ્ટિમન્ત દેશાભિમાનિયોના મનને તેવા શૃંગાર અંગાર જેવા થઈ પડતા હતા. તેમાં કેટલાક બાલરાજા હતા તેઓમાં વિદ્યાભ્યાસથી રાજગુણના બીજ પોષણ પામી તે ખુલશે એમ કઇક ઝાંખી આશા થતી હતી. રાજ્યનો ઉદય થવામાં મુખ્ય સાધન જે યોગ્ય રાજપુરૂષો તે તો દુર્લભજ હતા. એવી દેશીરાજ્યની સ્થિતિ જોઈ ગોકુલજીભાઈ ખેદ પામતા.

દિલ્લીમાં અને તેની આસપાસ જે જીર્ણસ્થાનકો હતાં તે સર્વે જોયાં. પૂર્વે ઈન્દ્રપ્રસ્થ હતું તેનાં ખંડેર હાલના દિલ્લી પાસેજ છે એમ ગણાય છે ત્યાં પણ જોવા ગયા હતા. તે જોતાં વિચાર સંગતિથી મનમાં અનેક તરંગો ઉઠતા હતા.

રા. ગોકુલજીભાઈના ગુણજ્ઞ અને સંવર્ધક કર્નલ કીટિંજ આસામદેશના 'કમીશનર' હતા, તેઓ પણ એ પ્રસંગે દિલ્લીમાં આવ્યા હતા. પરાકાષ્ટાએ તેમનું સ્થાનક શોધી કહાડી રા. ગોકુલજીભાઈ, નૃસિંહભાઈ, સાલેહભાઈ અને આ લખનાર ત્યાં ગયા. સાહેબ ફરવા ગયા હતા ત્યાંથી થોડીવારે આવી પોહોંચ્યા. બહુ વર્ષ વીતિ ગયેલાં અને શરીરમાં બહુ અન્તર પડી ગયેલું તેથી અન્યોન્ય ત્વરિત વર્ત્તિ ન શક્યા. પરન્તુ અમારા ટોલામાંથી ગોકુલજીભાઈયે અનુમાન કર્યું કે જે સાહેબો આવે છે તેમાંથી

અમુક **કીટિંજ**સાહેબ હશે, તેમણેજ પાસે આવતાં સ્નેહથી ઉભરાતા અંતઃકરણથી પોકારાઈ જવાયું કે '**ગો**કુલજી' એમ કેહેતામાં ઉભય ગૃહસ્થો પાસે આવી ગયા અને બહુ પ્રેમથી દૃઢ કરાલિંગન કર્યું. ક. કીટિંજસાહેબ પછી સર્વને પોતાના સ્થાનકમાં લઈ ગયા.

મુખમાંથી વચનામૃત નિસરતાં હતાં તેને નેત્રનો સ્નેહ અને મુખની પ્રસન્નતા પુષ્ટિ આપી બહુ મનોરંજક અને આકર્ષક કરતાં હતાં. **કીટિંજ**સાહેબે ગોકુલજીભાઈને સર્વ સમાચાર પૂછ્યા અને સન્તોષ બતાવ્યો, પછી બધાને ઓળખી લીધા. ત્યાર પછી પોતાના નીચેના યુરોપીયન અધિકારિયોને ઓળખાવ્યા તથા આસામનાં જંગલી મનુષ્યોને સુધારી સાથે લાવ્યા હતા તેમને બોલાવી બતાવ્યાં. ખુ. નવાબસાહેબને મળવા આવવાનો સમય ઠરાવ્યો. અનેક પ્રકારના વાગ્વિનોદમાં સમય જતો રહ્યો તે જણાયો પણ નહિ. વેળા વીતિ ગયાનું સ્મરણ બેચાર વાર મનુષ્યો કરાવી ગયાં ત્યારે બલાત્કારે વછૂટે એમ છૂટા પડ્યા.

દિલ્હીમાં ભાવનગરના મહારાજાનો ઉતારો પણ પાસે હતો તેથી રા. **ગૌ**રીશંકરનું તથા **સા**મળભાઈનું નિરન્તર મળવું થતું. અને અનેક પ્રસંગો છેડાઈ ચર્ચાઓ ચાલતી.

દિલ્લીથી ઉઠાન્તરી થયાની પૂર્વે બેચાર દિવસમાં ગોકુલજીભાઈને એમ સંકલ્પ થયો કે, **હરિ**દ્વાર જેને **મા**યાપુરિ કે **ગં**ગાદ્વાર પણ કેહે છે—ત્યાં જવું. ખુ. નવાબસાહેબની આજ્ઞા લઈ પોષ વદિ ૯ ને દિને ત્યાં જવા નિકળ્યા. **શ**હરાનપુર સુધી લોહમાર્ગે (રેલવેમાં) જવાનું હતું. ત્યાંથી 'ટમટમ' નામે એક ઘોડાની વેહેલમાં જવાનું હતું. માર્ગમાં શ્રીગંગાનદીની નેહેર આવે છે. **રૂ**રકી આગળ તે જોઈ **કૈ**લાસ, **વૈ**કુંઠ, આદિ ગામડાં વટાવી **ગં**ગાદ્વારના મુખ આગળ આવ્યા. ત્યાંનું સુશોભિત દર્શન કંઈ અલૌકિક હતું. ઉચ્ચ પર્વતઉપર મહાન વૃક્ષ વનસ્પતિનાં વૃંદ આકાશે અડકી એવાં આકારી થયાં છે કે, સ્વર્ગભૂમિનું દ્વાર હોય નહિ, એમ જણાય.

રાત્રિનું જાગરણ, આખા દિવસના પ્રયાણનો પ્રયાસ, સૂર્યનો તાપ, એથી થકિત થઈ જઈ શરીર બહુ શિથિલ અને શિરમાં વેદના થઈ હતી. પરન્તુ માયાપુરિમાં જઈ મિષ્ટ અને શીતળ ગંગાજળનું પાન કરતાવાંતજ શિરવેદના તો દૂર થઈ ગઈ. ગોકુલજીભાઈયે તો શરીરને દંડવત્ ગંગાજીમાં નાંખી ગંગાસ્નાન પણ કર્યાં. ગંગાજળમાં બરફ બંધાઈ ગયો હતો એવી શીતળતા હતી તેથી અમારી તો સ્નાનની શ્રદ્ધા ન રહી. પછી સર્વે પ્રસાદ લઈ સૂતા. પ્રાતઃકાળમાં ઉઠી ગંગાજીઉપર ગયા. ત્યાં સુંદર ઘાટ બાંધ્યા હતા. અનેક રાજાઓની ધર્મશાળાઓ આસપાસ આવી રહી હતી. ગંગાતીરે યાત્રાળુ અને સ્થાનિક લોકો આવવા માંડ્યા હતા. અમે પુરોહિત સાથે ત્યાં ગયા. મુંડન કરાવ્યું એટલામાં તો તાહાડથી ઠરીજ ગયા. સ્નાન તો બાકીજ હતું. પર્વતઉપરથી સપાટ ભૂમિઉપર પધારતા ગંગાના નિર્મળ જળના પ્રવાહમાં હિમ પણ વેહેતું હતું અને શીતતા પારાવાર હતી. શરીરના જે ભાગે જળ સ્પર્શ થતો તે સ્થળની સ્પર્શઇન્દ્રિ શાન્ત થઈ જતી. તાપવાસારૂ અગ્નિ પ્રજ્વલિત કર્યો હતો તેપણ વારંવાર શાન્ત થઈ કજલી જતો, તો બીજાનું તો કેહેવુંજ શું. એવી સ્થિતિમાં પણ નૈષ્ઠિક ગોકુલજીભાઈયે તો સ્નાન કર્યું અને તેવા જળમાં રહી દેહશુદ્ધિનો વિધિ કરવા માંડ્યો. રા. નૃસિંહપ્રસાદે સ્નાન તો કર્યું પણ માંહે ટકાયું નહિ. આ લખનારે બલાત્કારે પ્રવેશ કરી એકવાર સ્નાન કર્યું પણ ત્વરિત સંકલ્પ કરી બીજીવાર સ્નાન કરી બાહાર નીકળતામાંજ તેને મૂર્છા થઈ ગઈ. અગ્નિ અને વસ્ત્રાદિથી ગર્મ કરે શુદ્ધિ આવી. પરન્તુ ગોકુલજીભાઈયે તો સર્વ વિધિ એવા અસહ્ય શીતળ જળમાં રહીનેજ કર્યો. બાહાર આવી તીર્થશ્રાદ્ધાદિ કર્યાં. ત્યાંથી કુશાવર્તમાં ગયા. ત્યાંપણ પાછું ગોકુલજીભાઈયે તો સ્નાનાદિ કર્યું. ભોજનોત્તર તુરત નીકળી ચાલ્યા. દિલ્લીમાંથી ખુ. નવાબસાહેબને નીકળવાનું હતું તેજ દિને ત્યાં આવી સામીલ થઈ ગયા. ત્યાંથી આગ્રે આવ્યા ત્યાં યમુનાનદીઉપર એક ઉતા-

રામાં ઉતરી ફતેહપુરશકરી, તાજમહાલ આદિ અકબ્બર બાદશાહ અને તેના વંશજોનાં બંધાવેલાં ભવ્ય સ્થળો જોયાં. પાષાણનું રૂપુ સોનુ કેમ થાય છે એ દિલ્લીનાં 'દીવાંને આમ' અને 'દીવાને ખાસ' આદિ રાજમન્દિરો નિરખી પ્રત્યક્ષ જોયું. તેની સુન્દરતા વર્ણી જાય એમ નથી. પાષાણમાં સુવર્ણ રૂપુ આણી કોઈ ચોરી ન જાય માટે પાછુ અભય પાષાણરૂપેજ રાખવું એ યુક્તિ અહિં દીઠી. આગ્રેથી મધુપુરિ—મથુરાં—જવાનો વિચાર હતો પણ તે માઘમાસના દિવસમાં પણ ત્યાં વર્ષાદ થયો તેથી ત્યાં ન જવાયું. માઘ શુદિ ૯ ને દિને કાનપોર થઈ શ્રી અયોધ્યાજી ગયા. ત્યાં સરયૂનદી પણ પોતાનો પૂર્વાકાર અને પૂર્વસ્થાન મૂકી વિરૂપ થઈ ગઈ છે તો બીજા પદાર્થોવિષે તો કેહેવુંજ શું. અમર રઘુકુલની નગરી પોતાના સ્વામીની સાથે પોતે પણ સતી થઈ હોય એમ જણાય છે. તેમનું અમર નામ છે તેવું અયોધ્યાનું પણ માત્ર નામ જોવામાં આવ્યું.

ત્યાંથી કાશીમાં આવ્યા. ત્યાં થોડા દિવસ પડાવ કરી કલકત્તે ગયા. ત્યાંનાં મુખ્યસ્થાન જોયાં. ત્યાં પાછા વાઈસરાય લાર્ડલિટનને મળ્યા. કલકત્તામાં એક વૈષ્ણવ શેઠ દામોદરદાસ નામે વસે છે. તેના પૂર્વજો પૂર્વે આ દેશમાંથી ત્યાં ગયા હશે તેથી તેને આ દેશના લોકઉપર મમતા બહુ રેહે છે. તે શેઠે પોતાને ત્યાં કલકત્તાના પ્રતિષ્ઠિત દેશી ગૃહસ્થોને એકસ્થ કરી ત્યાં પુ. નવાબસાહેબને આમંત્ર્યા અને સત્કાર કર્યો. 'હિંદુ પેટ્રિઆટ' નામે જે પ્રખ્યાત સર્વોપરી ઈંગ્રેજી પત્ર કલકત્તામાં નીકળે છે તેના પ્રતાપી સમર્થ તંત્રી કૃષ્ણદાસપાળને ગોકુલજીભાઈ આદિ અમે મળવા ગયા હતા. તેમના કેટલાંક સત્યમૂલક મહાપ્રબલ લખાણથી તેમનાવિષે અમારો બહુ ઉચ્ચ ભાવ હતો. તેથી અવશ્ય તેમને મળવાની ધારણા હતી, તે પ્રમાણે મળતાં અન્યોન્યને પ્રસન્નતા થઈ.

નૈષ્ઠિક ગોકુલજીભાઈનો એમ સંકલ્પ હતો કે પિતાનું **ગયાશ્રાદ્ધ** કરી આવવું. તેથી કલકત્તામાંથી પુ. નવાબસાહેબની આજ્ઞા લઈ તેઓ તથા રા. નૃસિંહપ્રસાદ અને આ લખનાર માઘ વદિ ૯ ને

દિને નીકળ્યા. જ્યોતિર્લિંગમાંના ઝાડખંડી વૈદ્યનાથ-જેમને-રાવણે મહાબળસારૂ પ્રાર્થ્યા હતા અને પોતાનાં નવશિર ચઢાવ્યાં હતાં, અને દશમું શિર ચઢાવતાં જે મહાદેવે પ્રસન્ન થઈ મહાબળ આપ્યું અને વૈદ્યરૂપે જેમણે નિજને અર્પેલાં નવે મસ્તક પાછાં સ્વસ્થ કરચાં તેથી જેમનું નામ **વૈદ્યનાથ** પડ્યું છે—એમ કથા છે—તે વૈદ્યનાથનું સ્થાનક ગયાજીના માર્ગમાંજ આવે છે તેથી ત્યાં ગયા. ત્યાંથી માઘ કૃષ્ણપક્ષની ૧૧ ને દિને શ્રીગયાજી ગયા. ત્યાં મહાશિવરાત્રી સુધી રહી શ્રાદ્ધાદિ મુખ્ય સર્વ કર્મ કરચાં. ફલ્ગુનદીઉપરથી આરંભીને રૂદ્રપદ, બ્રહ્મપદ, વિષ્ણુપદ સુધી ક્ષીરનાં નવ શ્રાદ્ધ કરચાં. પછી કાર્ત્તિકપદથી તે કશ્યપપદ સુધી ૧૬ શ્રાદ્ધ યવચૂર્ણનાં કરચાં અને તેને અન્તે ગજકર્ણસ્તંભે તર્પણ કરચું. પછી રામગયા અને સીતાકુંડમાં સ્નાન કરી ગયાલોલમાં ગયાશીરથી આરંભી બીજાં નવ શ્રાદ્ધ કરચાં. અન્તે લક્ષ્મીકુંડમાં સ્નાન કરી અક્ષયવટે ક્ષીરનું શ્રાદ્ધ કરચું, ત્યાંથી પછી ગાયત્રીકુંડઉપર દધિતણ્ડુલનું શ્રાદ્ધ કરી સમાપ્તિ કરી. જેમ સિદ્ધપુરમાં માતૃષોડશી ભણાય છે તેમ ગયાજીમાં પિતૃષોડશી ભણાય છે. ઉભય સમજી સાંભળે તો ગમે એવું કઠિણ અંતઃકરણ પણ ભેદાયા અને ઓગલ્યાવિના રેહેજ નહિ, એવી માતાપિતાના અતુલ્ય અને અનુપમ ઉપકારની સત્યતા મનવેધક રીતે તેમાં ગુંથીછે. ગયાજીમાં નાગરીજ્ઞાતિની ગોરાણી અહુણાં નારાયણદાઈ નામે છે. યાત્રાને અન્તે યજમાનના હસ્ત પુષ્પમાળથી બાંધે છે તે, દંડ દઈ, ગુરૂ દક્ષિણા લઈ, આશીર્વચનને અન્તે **ભવ** (ભયો) કહી છોડે છે. તે દક્ષિણા માગતાં તે બાઈએ એવા આશયનું કહ્યું કેઃ—

'હવે તમે મારા સ્વાધીનમાં છો. રીતિપ્રમાણે હું માગું તે 'તમે આપો ત્યારેજ આ પુષ્પમાળનું સાધારણ રીતે કોમલ પણ 'આ વેળા વજ્ર જેવું કઠિન બંધન છે તેમાંથી છૂટી શકશો. તોપણ 'બલાત્કારે તમને દંડ દઈ ધન હરી નિર્દય અને નિષ્ઠુર થવા ઈચ્છતી 'નથી. હું પણ ઉદાર છું. તમે યાત્રાએ આવવા નીસરચા ત્યારે

'ઉમંગથી જે સંકલ્પ કરચો હોય તે ધન મને આપો. એટલીજ 'મારી આજ્ઞારૂપે પ્રાર્થના છે. હું મારે મુખે માગું, તે, તમારા 'સંકલ્પથી અધિક હોય તો હું લોભી ગણાઉં, ન્યૂન હોય તો 'અભાગિની ગણાઉં, એમ ઉભયપક્ષે સન્દેહાસ્પદ આ પ્રસંગ છે. 'માટે હું ઉદારતાથી, તમારી ઉદારતાઉપર વિશ્વાસ રાખી, ઉપર 'પ્રમાણે આજ્ઞા કરૂં છું.' તેની બોલવાની યુક્તિ અને છટા જોઈ અમે પ્રસન્ન થયા હતા.

જે દિવસે ખુ. નવાબસાહેબ કલકત્તેથી નીકલી ગયાજી પાસેના પટનાના 'સ્ટેશન' ઉપર આવનાર હતા તે દિવસે અમે તે સ્ટેશને પોહોંચ્યા અને તે સંધાતમાં સામીલ થઈ ગયા. પછી સર્વ મંડલ પ્રયાગ, જબલપુર થઈ મુંબઈ આવ્યું. ત્યાંથી ફાલ્ગુન શુક્લપક્ષમાં ખુ. નવાબસાહેબ મંડલસહિત જલમાર્ગે વેરાવળભણી પધાર્યા. આ લખનારને ત્યાં તેના પુત્રનો વિવાહ ઠર્યો હતો તેથી તે નડિયાદ ગયો.

જૂનાગડ સંસ્થાનના આશ્રિત માંગરોળના શેખે, તે રાજ્ય સાથે પોતાઉપરના અધિકારવિષે વિવાદ ઉઠાવ્યો હતો, તે કામના સંબંધમાં જ્યેષ્ઠમાસમાં ગોકુલજીભાઈ પાછા મુંબઈ પધાર્યા. એ કામવિષેનો વિવાદ બહુ વર્ષથી ચાલતો. એવિષે રાજ્યના સર્વે અધિકારિયોને ચિન્તા અને ઉદ્વેગ રેહેતાં. ગોકુલજીભાઈ મુખ્ય તેથી તેમને તે પ્રમાણે ચિન્તા રેહેતી. આ વેળા સૌમ્ય મિત્ર બક્ષીજી મથુરાદાસજીને સાથે આણ્યા હતા. એ પ્રસંગમાં મુંબઈમાં બહુ દિવસ રેહેવું થયું હતું.

વચ્ચે મૂળગુરૂ સચ્ચિદાનંદનાં દર્શન લેવા થોડા દિવસ નાદોદ જઈ આવ્યા. ત્યાં **શંકરકૃત** **આર્યા**નું ગાન એક સાધુ સ્ત્રિયે એવા સુરસ કંઠથી કર્યું હતું કે તેનું શ્રવણ થતાં મન એકાગ્ર થયાવિના રેહેજ નહિ. **અષ્ટાવક્ર**નામે પુસ્તકનું વ્યાખ્યાન ગોકુલજીભાઈયે આ વેળા સ્વામી સમીપે ત્યાં કર્યું હતું.

આ અવસર પ્રવાસમાં જો કે એકવાર મુંબઈમાં ક્રોધાવેશ આવી

ગયો હતો પણ ગોકુલજીભાઇના બીજા બહુ દિવસો આનંદમાં નિર્ગમન થતા. અનેક મનોરાજ્ય કરવામાં આવતાં. તેમાં મુખ્ય કરી આપણા પ્રખ્યાત ગ્રંથકર્ત્તા રણછોડભાઈ સાથે વાગ્વિનોદ વિશેષ થતો. રંકઉપર કેવા અન્યાય થાય છે, તેસારૂ શા શા ઉપાયો યોજવા જોઈયે; અન્યાયી રાજ્યનો અન્તે નાશ થાય છે, તે વેળા વિદ્વાન્, નીતિમન્ત અને સારા રાજાઓના સ્વાધીનમાં રાજ્ય આવે અને તેઓ સારા કારભારી રાખી રાજ્ય ચલાવે તો પ્રજા કેવી સુખી થાય અને રાજાને આ લોક પરલોકનાં કેવાં ઉત્તમ સુખ મળે એઆદિ વિષયો ચર્ચાતા. અવકાશના સમયમાં મહાભારતમાંથી પોતે રાજનીતિ વાંચતા.

એક દિવસ એમ પણ વિચાર કરચો હતો કે સૌરાષ્ટ્રવિષે અનેક સંસ્કૃત, પ્રાકૃત, અને પરદેશી ગ્રંથોમાં જે કથન કરવામાં આવ્યું છે તેનો સંગ્રહ કરી એક પુસ્તક પ્રકટ કરવું.

પિષ્ટેષ્ટિ કરી સોમયાગ કરવાનો પોતાનો સંકલ્પ હતો તેનો વિધિ જાણવા વિસ્મયજનક સ્મરણ શક્તિમાન્, સાર્થક પ્રજ્ઞાચક્ષુ શ્રીમાન્ ગટ્ટુલાલજી પાસે અમે ગયા હતા. ત્યાં અનેક શાસ્ત્રોના પ્રસંગ નીકળ્યા હતા. તેમાં સર્વમાં શ્રીગટ્ટુલાલજીનું મુખ જોઈ તેમની અનુપમ શક્તિવિષે બહુ ઉચ્ચ મત થયું હતું. વિદ્યા જ્યાં પૂર્ણ હોય છે ત્યાં વિનય પણ સ્વભાવે હોય છેજ એ પ્રત્યક્ષ શ્રીગટ્ટુલાલજીમાં જોયું. તેમના અનુપમજ્ઞાન સાથેનો વિનય અને નમ્રતા પણ પ્રશંસનીય છે.

**पंचदशी, इशाद्यष्टोपनिषद्** આદિ બહુ ઉપયોગી ગ્રંથોનું સુંદર ભાષાન્તર કરનાર પ્રખ્યાત પંડિત પીતાંબરજીને મલવાની ગોકુલજી-ભાઈને ઇચ્છા હતી. જ્યેષ્ઠ કૃષ્ણ ૩૦ ને દિને તેઓ આવ્યા. પીતામ્બરજીનું અન્તર્ જેવું પ્રકાશિત અને નિર્મલ છે તેવું બાહ્ય શરીર નથી રાખતા તેથી તેઓ આવ્યા તે સમયે ઓળખાયા નહિ. તેઓ તો અમને શાનાજ ઓળખે! અમે બધા ભોજન કરી ઉઠ્યા હતા અને વાગ્વિનોદ કરતા હતા ત્યાં આવી એક અક્ષર પણ

બોલ્યાવિના વચ્ચોવચ બેઠા. અમને બધાને આશ્ચર્ય લાગ્યું કે આ મૂર્ત્તિ કોણ હશે. પછી નામ પૂછતાં જાણવામાં આવ્યું કે તે તો પંડિત પીતામ્બરજીજ છે. પછી ગોકુલજીભાઈ અને પીતામ્બરજીનું સંભાષણ ચાલ્યું. પરસ્પરની વિદ્વત્તા જોઈ ઉભયને આનંદ થયો, અને અમને બોધ થયો.

ગોકુલજીભાઈ આ વાર નડિયાદ ઉતરી આ લખનારનું ઘર ફરી પાવન કરી જૂનાગડ ગયા.

એજ વર્ષમાં રાજકોટમાં 'પ્રદર્શન' ખુલવાનું હતું. તા. ૧૫ મી આગસ્ટે તેની ક્રિયા થઈ. આખા સૌરાષ્ટ્રનાં રાજ્યોભણીથી તે પ્રદર્શનના વ્યવસ્થાપક મંડલનો તેમના શ્રમસારૂ ઉપકાર માની તેમના કાર્યની સિદ્ધિસારૂ અભિનન્દન આપવા, ગોકુલજીભાઈને વિનવવામાં આવ્યું હતું. એમણે પોતાની પ્રસિદ્ધ છટાપ્રમાણે ગુજરાતીમાં ભાષણ કરી સભાને સન્તોષ આપ્યો. ગોકુલજીભાઈએ પ્રમાણ કરી અંકિત કરેલા પ્રામાણિક અને કુશલ દેસાઈ હરિદાસ વિ. વિહારીદાસ તે વેળા પણ વઢવાણ રાજ્યના પ્રમુખ અધિકારી હતા. તેમણે એ અવસરે ઇંગ્રેજીમાં ભાષણ કર્યું હતું. બંને ભાષામાં ઉભય ગૃહસ્થનાં ભાષણ સાંભળી સર્વનાં મન રંજન થયાં હતાં. તેમાં મુખ્યત્વે કરીને લાર્ડ લિટ્ટન, જે કવિ અને આ દેશના રાજ્યકર્ત્તા હતા તેમણે સિમલામાં પ્રદર્શન ઉઘાડતાં એક સમયોચિત રસિક ઉપકથા કહી હતી, તે રા. હરિદાસે તે સમયઉપર કહી દેખાડી તેથી વિશેષ ગમત થઈ હતી.

કવિ લાર્ડ લિટ્ટન પ્રદર્શનનો પડદો ઉપાડતાં બોલ્યા હતા કેઃ—

પૂર્વે ગ્રીસ દેશમાં એક ન્યાયાધીશ પાસે એક સુરૂપવતી તરુણ સ્ત્રી ન્યાય માગવા આવી. તે પટાન્તરમાં હતી, અને તેનીવતી તેનો પ્રતિનિધિ ન્યાયાધીશને તેની વાર્ત્તા જણાવતો હતો. તેનો મુખ્ય ભાગ સંક્ષેપમાં કહિ તે બોલ્યો કે, તે સુંદર સ્ત્રીવિષે વિશેષ કેહેવા કરતાં હવે હું એક ઉત્તમ ઉપાય છે તે કરૂં છું કે તેના પર જે પડદો છે તે ઉઘાડું છું જેથી તેનું સૌંદર્ય આપ પ્રત્યક્ષ

જોઈ શકશો અને પછી તમારે એક શબ્દ પણ સાંભળવાનો શ્રમ નહિ પડે. એમ કહી તે પ્રતિનિધિયે પડદો ઉચક્યો તેજ રીતે હું પણ આ પ્રદર્શનરૂપી સુંદર સ્ત્રીનો પડદો ઉચકું છું અને પછી ન્યાય કરવાનું તમને સોપું છું. ઈત્યાદિ.

રાવબહાદુર મણિભાઈયે જૂનેગડ ન ગયા તેથી બીજા ગૃહસ્થને મોકલવા ગોકુલજીભાઈની ઉઘરાણી ચાલતીજ હતી. પણ બધી રીતે યોગ્ય ગૃહસ્થ મળવા દુર્લભ તેથી કોઈને મોકલી શકાયા ન હતા. અન્તે રા. જવેરીલાલ લલુભાઈને મોકલવાનું ઠર્યું. તેઓ બહુ રીતે યોગ્ય લાગ્યા. અમે સર્વે રાજકોટ હતા તે સન્ધિમાંજ તેઓ ત્યાં આવી જૂનેગડ ગયા. તેમની પાત્રતા અને ગુણ જોઈ ગોકુલજીભાઈને તેમજ જૂનાગડના આખા રાજમંડળને સન્તોષ થયો હતો. સૌરાષ્ટ્રવાસી અને ગુર્જરરાષ્ટ્રવાસી દેશીને ભિન્ન ગણવા એ અલ્પદૃષ્ટિ છે. એ બે દેશ અને તેના દેશીઓ બહુ કારણથી એકજ છે એમ સ્પષ્ટ છે. પરંતુ ઉભય દેશના કેટલાક લોકો અસમજથી અને સ્વાર્થથી એક બીજાને કોઈવાર જૂદા ગણે છે એ ખેદકારક છે. સમજુઓએ દીર્ઘદૃષ્ટિથી એ ભ્રાન્તિ દૂર કરી ઉદારતા બતાવવી જોઈયે. ગોકુલજીભાઈની એ વિષયમાં ઉદાર દૃષ્ટિ હતી. તેઓ સર્વને દેશીજ ગણતા.

એ વર્ષમાં રા. રા. ગૌરીશંકરઉપર શાસ્ત્રસંબંધમાં અને ભાવનગરના મહારાજાવિષે જે પત્રમાં લખેલું તે પત્રો અત્રે ઉતાર્યાં છે.

---

પરમ કૃપાર્ણવ વડીલ રાજશ્રી ૫
ગૌરીશંકર ઉદયશંકરની સેવામાં,

વિજ્ઞપ્તિ જે આપનું કૃપાપત્ર દીક્ષિતજીના ઉતારેલ ખરડા સાથે આજરોજ પોહોંચ્યું છે. દીક્ષિતજી શરીરની ઉત્તરાવસ્થાએ પોહોંચ્યા છે, તોપણ સંશયને કયે દહાડે મુકશે એ સમજાતું નથી.

अन्यथाशास्त्रगर्त्तेषुइत्यादि[1]॥ विहायशास्त्रजालानियत्सत्यंतदुपास-

---

1 સમજણવિના શાસ્ત્રરૂપી ખાડાવિષે (લોટે છે.)

येत्[1] ॥ संशयात्माविनश्यति[2] ॥ कावुद्धिःकोयमाभासः[3] ॥ बुद्धयादीनां स्वरूपं यो विविनक्ति स तत्ववित् स एवमुक्तः[4]॥

ज्ञानमेकंसदाभातिसर्वावस्थासुनिर्मलं ।
मन्दभाग्यानजानन्तिस्वरूपंकेवलंबृहत्[5]॥

श्रद्धस्व तात! श्रद्धस्व[6] ॥ ज्ञानरूपो भगवानात्मा त्वं प्रकृतेः परः[7] ॥ ઇત્યાદિ શાસ્ત્ર સિદ્ધાન્ત દેખાય છે. દીક્ષિતજિયે પૂર્વોક્ત વાક્યો ઉપર શ્રદ્ધા રાખી.

अहमस्मिसदाभामि (कदाचिन्नाहमाप्रियः ।
ब्रह्मैवाहमतःसिद्धःसच्चिदानन्दलक्षणः[8]॥)

ઇત્યાદિ રીત્યા કાંઈપણ વિચારનો આરંભ કરવો જોઈયે.

एकद्वित्रिक्षणेनैव विकल्पस्यनिरोधनं ।
क्रमेणाभ्यस्यतांयत्नात् ब्रह्मानुभवकांक्षिभिः[9]॥
जाग्रत्स्वप्नसुषुप्त्यादि प्रपञ्चंयत्प्रकाशते ।

---

૧ શાસ્ત્રજાળનો ત્યાગ કરી જે સત્ય છે તેને (મુમુક્ષુએ) ઉપાસવું.

૨ સંશયયુક્ત જેનું ચિત્ત છે તે મનુષ્ય નાશ પામે છે.

૩ કેઈ બુદ્ધિ અને કયો આભાસ (એ ન સમજવું એ અવિવેક છે.)

૪ બુદ્ધિઆદિના સ્વરૂપનું જે વિવેચન (પ્રથક્કરણ) કરી જાણે છે તે તત્વવેત્તા છે, તેજ મુક્ત છે.

૫ સર્વ અવસ્થાનેવિષે નિર્મળ એક જ્ઞાનજ પ્રકાશે છે. તે કેવળ બ્રહ્મસ્વરૂપને મંદભાગી જાણતા નથી.

૬ હે તાત શ્રદ્ધા કર શ્રદ્ધા કર.

૭ પ્રકૃતિથી પર જ્ઞાનરૂપ ભગવાન્ (સચ્ચિદાનન્દ ઐશ્વર્યવાન્) આત્મા તું છે.

૮ હું છું, હું સદા પ્રકાશુ છું, કદાચિત્ હું અપ્રિય નથી માટે સચ્ચિદાનન્દ લક્ષણવાળો હું બ્રહ્મજ સિદ્ધ છું.

૯ લઘુવાક્ય વૃત્તિમાં કહ્યું છે કેઃ—જેને બ્રહ્માનુભવની આકાંક્ષા છે એવાએ એક બે ત્રણ ક્ષણ પણ વિકલ્પનો નિરોધ યત્નથી ક્રમે કરીને અભ્યાસવો.

तद्ब्रह्माहमितिज्ञात्वा सर्वबंधैःप्रमुच्यतेः[१] ॥

बुद्धेर्जागरणंस्वप्नः सुषुप्तिरितिवृत्तयः ।

ता येनैवानुभूयन्ते सोध्यक्षःपुरुषःपरः[२] ॥

ઈત્યાદિ વિચારારૂઢ વૃત્તિ કરશો તો પછી સંશય રેહેશે નહિ. એમ શાસ્ત્રનું સિદ્ધાન્ત લાગે છે.

अनात्मबुद्धिशैथिल्यं फलंध्यानाद्दिनेदिने ।

पश्यन्नपि न चेद्ध्यायेत् कोपरोस्मात्पशुर्वद[३] ॥

(भिद्यतेहृदयग्रन्थिः) छिद्यंतेसर्वसंशयाः ।

(क्षीयन्तेचास्यकर्माणि) तस्मिन्दृष्टेपरावरे[४] ॥

ઈત્યાદિ શાસ્ત્રશૈલી લાગે છે. તેને મૂકીને સંશય કોટીમાં ચિત્તને ભમાવવું એ નિષ્ફલ છે.

अज्ञानंज्ञातुमिच्छेद्योमानेनात्यन्तमूढधीः ।

सतुनूनंतमःपश्येद्दीपेनोत्तमतेजसा[५] ॥

ઈત્યાદિ. દીપથી અન્ધકાર જોવા બરાબર (એમની) તકરાર છે.

साक्षात्कृतेत्वधिष्टानेसमनन्तरनिश्चितिः ।

अध्यस्यमानंनास्तीति[६] ॥

---

૧ જાગ્રત્, સ્વપ્ન, સુશુપ્તિઆદિ પ્રપંચને જે પ્રકાશે છે તે, તે બ્રહ્મ હું છું, એમ જાણી સર્વ બન્ધથી (જ્ઞાની) મુક્ત થાય છે.

૨ બુદ્ધિની જાગરણ, સ્વપ્ન અને સુશુપ્તિ એ વૃત્તિયો, તે જેણે કરીને અનુભવાય છે તે, તે સાક્ષીરૂપ પરમાત્મા પુરૂષ છે.

૩ દિવસેદિવસે અનાત્મબુદ્ધિની શિથિલતા એજ ધ્યાનથી ફળ થાય છે. એ જોતાસતા પણ જે ધ્યાન ન કરે તો તેથી બીજો પશુ કોણ તે કહો?

૪ તે બ્રહ્મને દીઠેથી તે જ્ઞાનીના હૃદયનો ગ્રન્થિ ભેદાઇ જાય છે, સર્વ સંશયો છેદાઇ જાય છે, અને કર્મોનો નાશ થઇ જાય છે.

૫ જે અત્યન્ત મૂઢબુદ્ધિમાન્ પ્રમાણથી અજ્ઞાનને જાણવા ઇચ્છે છે, તે તો નિશ્ચય દીપના ઉત્તમ તેજથી અંધકાર જુવે છે એવું છે.

૬ અધિષ્ઠાનનો સાક્ષાત્કાર કરેસતે તત્કાળ અધ્યસ્ત વસ્તુ (સકારણ પ્રપંચ) નથી એમ નિશ્ચય થાય છે.

માટે વિચારજન્ય સાક્ષાત્કારથીજ સંશયાદિ નિવૃત્તિ, અને મૈત્ર્યાદિ[1] ગુણાદિ લક્ષણની સિદ્ધિ લાગે છે.

મનોનાશ દ્વિપ્રકાર લખ્યો તે યથાર્થ છે. પણ તે ચિત્તભૂમિકા પર્યવસાયી[2] છે. ચતુર્થભૂમિ જે સત્વાપત્તિ તેની ઉત્કર્ષતાથી અસંસક્તિ,[3] એજ મનોનાશ.

'चित्तमाशानिधानंहियदानस्यातिराघव[4]' ॥

એ વાક્ય લખ્યું છે તે અસંસક્તિને લાગુ પડે છે. જેથી દીક્ષિતજિયે **अहंब्रह्मास्मि** એ નિદિધ્યાસનનો પ્રારંભ કરવો, તો દૃઢ નિધિધ્યાસનથી, તેની ઉત્કર્ષ અવસ્થા—મનોનાશ—સાક્ષાત્ થવા સંભવ છે.

श्रध्यालुर्व्यसनीयोत्र निश्चिनोत्येवसर्वथा[5] ।

ઇત્યાદિ રીત્યા (દીક્ષિતજી) કરે તો જણાય તેવું છે. નિકર બીજી રીતે સમાધાન અશક્ય છે.

યોગવાસિષ્ઠ પ્રકરણ(માંથી) વિશ્વામિત્રના વાક્યારંભથી જનક શુક સંવાદનાં વાક્ય લખ્યાં તે વાક્ય તો યથાર્થ, પરંતુ (તેની) સંગતિ આ સ્થળે લાગું નથી. 'સંશય ન થાય એ જ્ઞાનની રક્ષા' ઇત્યાદિ બતાવ્યું છે. તે અસ્મદાદિને સંશય કોઈ પ્રકારે સંભવ નથી. શુકજીને સંશય એજ અદૃઢતાનું કારણ બતાવ્યું છે. સંશયનિવર્ત્તક શ્રવણ તેજ દીક્ષિતજિયે કર્ત્તવ્ય છે, એમ લાગે છે. રામચંદ્રજીને વસિષ્ઠજીનો સંપૂર્ણ બોધ તે (સંશય) પછે છે. અને તેમાં પણ લોકવ્યવહાર સામું ન જોઈ વિચારવા ઘણા પ્રકારે કહ્યું છે:—

---

૧ મૈત્રી, મુદિતા, કરૂણા અને ઉપેક્ષા.

૨ ચિત્ત ભૂમિકાના છેડામાં છે.

૩ આસક્તિનો અભાવ.

૪ આશાનો ભંડાર જે ચિત્ત તેનો જ્યારે નાશ થાય ત્યારે હે રામ!

૫ બ્રહ્માનન્દગત યોગાનન્દ. ૧૧ મા પ્રકરણનો ૧૨૦ મો શ્લોકઃ— શ્રદ્ધાળુ અને વ્યાસની (ગમે તેમ કરી સંપાદન કરીશ એવા નિશ્ચયવાળો) જે પુરૂષ છે તે એ (ક્ષણિક સમાધિ) વિષે અવશ્ય નિશ્ચય કરે છેજ.

कर्त्ता बहिरकर्त्तान्तर्लोकेविहर राघव[1] ।

ઈત્યાદિ પૂર્વાભ્યાસાપેક્ષિત સર્વ પ્રાપ્તિ છે, એમ લાગે છે. માટે પ્રારબ્ધયોગને શરીરસ્થિતિ સોંપીને, तच्चिन्तनादिपर જેમ બને તેમ રેહેવું. એજ ઉપાય એમને લાગે છે. તેવિના,

आरब्धकर्मनानात्वाद् (बुधानामन्यथाऽन्यथा ।
वर्त्तनं तेन शास्त्रार्थे भ्रमितव्यं न पण्डितैः)[2] ॥

તે ગુંચવારામાં ચિત્તવૃત્તિને રાખી, જ્ઞાની છે તેને, લક્ષણ કેમ દેખાતાં નથી એ સંશય (દીક્ષિતજી કરે છે તે).

गुञ्जा पुञ्जादि दह्येत नान्यारोपितवह्निना ।
(नान्यारोपितसंसारधर्मानेवमहंभजे[3]) ॥

ઈત્યાદિવત્ છે.

स्वस्वनिश्चयतोबद्धो मुक्तोहंचेतिमन्यते[4] ॥

યાવજ્જીવ શાસ્ત્રવ્યસની, નામે પણ દીક્ષિતજી, તેને ઉત્તર લખવો એ સૂર્ય આગળ દીપવત્ છે. પણ સ્વબુદ્ધિગત દોષ, દેખાડ્યાવિના, નિરાસ ન થાય. અર્થાત્ स्वबुद्धिसाफल्याय (પોતાની બુદ્ધિની સફલતાને અર્થે) આ જરા વધું લખ્યું છે તે

---

૧ હે રામ! બાહારથી તો કર્ત્તા પરન્તુ અન્તરથી અકર્ત્તા એમ આ જગત્માં ચાલ.

૨ ચિત્રદીપ છઠ્ઠા પ્રકરણનો ૨૮૭ મો શ્લોકઃ—(શરીરની વ્યાધિની પેઠે રાગદ્વેષ પણ પ્રારબ્ધકર્મનું ફળ છે. માટે તેથી મુક્તિને પ્રતિબંધતા નથી એમ બોધ કરવા કેહે છે કેઃ—) પ્રારબ્ધકર્મ નાનાપ્રકારનાં છે તેથી જ્ઞાનિયોનું જૂદુ જૂદુ વર્ત્તન હોય છે, તેમના વિલક્ષણ વર્ત્તવાથી પણ્ડિતોએ શાસ્ત્રના અર્થમાં ભ્રમાવું નહિ.

૩ સાતમા તૃપ્તિદીપનો ૨૫૯ શ્લોકઃ—જેમ બીજાએ (વાનરાઓએ) આરોપેલા અગ્નિવડે ચણોઠીના ઢગલાઆદિ બળતા નથી તેમ અન્યે (અજાણ્યા લોકે) આરોપિત કરેલા સંસારના ધર્મને એ રીતે હું ભજતો નથી.

૪ હું બંધાયલો છું અને છૂટો છું એ પોતપોતાના નિશ્ચયપ્રમાણે મનાયછે.

ક્ષમાપનપૂર્વક નિવેદન કરશો. એજ વિનતિ. ત્યાં સ્વામીશ્રી ચિદ્ઘનાનંદ, બલદેવાનન્દજી, દીક્ષિતજી, (આદિ) સર્વ સજ્જન મંડલીને મારા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ પોહોંચે. કૃપા છે તેવી રાખો નિરન્તર્ આપ કામ સેવા લખાવતા રેહેશો. અહિનાં અમારાં વૃત્તાન્ત રા. સામળભાઈ નિવેદન કરશે. મહારાજાસાહેબ તખ્તસિંહજીસાહેબની યોગ્યતાવિષે મિ. મેકનાટન વગેરે યુરોપીયનને મુખેથી પ્રશંસા સાંભળી તેથી, તથા મારાઉપર પૂરી કૃપા રાખી સમીપ આવાગમન થયાથી, અતીવ સન્તોષ થયો છે. આપ જેવા મહાત્માના પ્રસાદલભ્ય એ વાત માનું છું. એજ વિનતિ. સં. ૧૯૩૩ ના શ્રાવણ શુદિ ૭ બુધે. વિ. સેવક, ગોકુલજીના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સ્વીકારશો.

---

વડીલ કૃપાનિધાન રાજશ્રી
ગોરીશંકર ઉદયશંકરની સેવામાં,

શ્રીરાજકોટથી વિ. ઝાલા ગોકુલજી સંપત્તિરામના સા. પ્રણામ સ્વીકાર થાય. વિશેષ વિનતિ જે આપનું કૃપાપત્ર શુદિ ૨ નું લખાવેલ પોહોંચ્યું. વાંચી દર્શનતુલ્ય સન્તોષ થયો.

દીક્ષિતજી, 'શંકરાનન્દી' ના સાધનાધ્યાયના મંગલવાક્યથી સાધનકલાપનો[1] સંભવ માને છે, તેમાં અમે ના કહેલ નથી. શાસ્ત્રવાક્ય વ્યવસ્થાપૂર્વક બધાં યથાર્થ છે. માત્ર શાસ્ત્રવાક્ય (પ્રમાણે સાધનકલાપ તેઓ ન દેખે) થી, કૃતકૃત્યતા માનવામાં વાંધો લેતા હશે, તેજ અમે ભૂલ ગણિયે છિયે. કેવલ શાસ્ત્રથીજ (કૃત કૃત્યતા) થાય તો દીક્ષિતજીને પ્રથમ થવી જોઇયે. તે પૂરા શાસ્ત્રવેત્તા છે. પણ શ્રોત્રિયનેષ્ઠી ગુરૂ, અને શિષ્યપ્રજ્ઞાનું મુખ્યપણું નિશ્ચય છે. તે સારૂ શાસ્ત્ર સ્પષ્ટ લખે છે. बहुव्याकुलचित्तानाम् ॥ अव्याकुलधीयांमोह ॥ ज्ञानमेकंसदाभाति[2] ॥ ઈત્યાદિ. અનધ્વગા

1 સમુદાય. 2 જેના ચિત્ત બહુ વ્યાકુળ છે ॥ જેની બુદ્ધિ અવ્યાકુળ (શાન્ત) છે ॥ જ્ઞાન એક સદા ભાસે છે.

अन्नपारमीप्सवः[1] ॥ ઈત્યાદિ શ્રુતિ. सुसुखं कर्तुमव्ययं[2] ॥ તેથી વિચારવાન્‌ને સુલભ છે. જે અનધિકારી છે તેના પ્રતિબન્ધઃ—

प्रज्ञामांद्यं कुतर्कश्च विपर्यय दुराग्रहः[3] ॥ ઈત્યાદિ સ્પષ્ટ લક્ષણ છે. જોશો સાહેબ! શાસ્ત્ર તો, 'बुद्धिःकर्मानुसारिणी[4]' એ પ્રસિદ્ધ લખે છે. તેવુંજ દેખાય છે કેઃ—'यामतिःसागतिर्भवेत्.[5]' અસ્મદાદિનો, ગુરૂકૃપા, શાસ્ત્રવિચાર, તથા સ્વાનુભવથી, અસંદિગ્ધ બોધ દૃઢજ છે. નિવૃત્તિ સોનુ સુગંધ સરખી છે. વિદ્વત્સન્યાસ શાસ્ત્ર લખે છે. ચિત્ત નિરોધ સારૂ

बुद्धतत्वेन धीदोषशून्येनैकान्तवासिना[6]

ઈત્યાદિ વધારે નિવૃત્તિ, બોધાનન્તર, શોભે છે. प्रारब्धकर्म नानात्वात्[7] (પૃષ્ટ ૨૪૮ જુવો) એ પણ, શાસ્ત્ર લખે છે. भ्रमितव्यंनपण्डितैः[8] ઈતિ. અમે તો નિશ્ચિત છિયે. અને દીક્ષિતજીને નિશ્ચય કરવા વિનતિ લખી છે. તે માર્ગે ચાલે તો પુગવા જેવી વાત. તે જઓ ચાલ્યાવિના ઘેરબેડે વાતો કરયાં કરી શાસ્ત્રના ગર્તમાંજ[9] રેહે તેનો તો ઉપાય શો. નીકર શાસ્ત્રમાં એકજ રીતિ લખ્યું છે તેમ નિ-

---

૧ માર્ગે નથી ચાલતા અને માર્ગના પારને ઇચ્છનારા છે.

૨ શ્રીભગવદ્ગીતા અધ્યાય ૯, શ્લોક ૨:—સર્વ વિદ્યાનો રાજા, પરમપવિત્ર ઉત્તમ ઇત્યાદિ ગુણવાળું આત્મજ્ઞાન સુખે કરી સંપાદન થાય એવું અને વળી ફલ પાછું 'અવ્યય' એટલે જેનો ક્ષય થાય નહિ એવું.

૩ પંચદશી ધ્યાનદીપ શ્લોક ૪૩:–અપરોક્ષ જ્ઞાનની ઉત્પત્તિમાં વર્તમાન પ્રતિબન્ધ ચાર છેઃ—(વિષયમાં આસક્તિ,) બુદ્ધિની મન્દતા, કુતર્ક, અને વિપર્યયવિષે દુરાગ્રહ. ૪ બુદ્ધિ કર્મને અનુસરે છે. ૫ જેવી મતિ તેવી ગતિ. ૬ પંચદશી દ્વૈતવિવેક શ્લોક ૬૨:—બુદ્ધિતત્વ એટલે જાણવાનું જે તત્વ તે જેણે જાણ્યું છે એવા જ્ઞાતજ્ઞેય, બુદ્ધિના દોષથી રહિત અને એકાન્તવાસી જે છે (તે મનુષ્યથી દીર્ઘપ્રણવ (ૐકાર) નો ઉચ્ચાર કરી મનોરાજ્ય જીતાય છે.) ૭ પ્રારબ્ધકર્મ નાનાપ્રકારનાં છે તેથી જ્ઞાનિયો નાના પ્રકારે વર્તે છે તે વિલક્ષણતા જોઈ. ૮ મુમુક્ષુએ ભમાવું નહિ. (પંચદશી ચિત્રદીપ.) ૯ ખાડા.

બંધ[1] કરાય નહિ. ક્ષમાની સાથે એ મારી તરફથી વિનતિ કરશો. શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય સ્વામીશ્રી બલદેવાનન્દજી તથા ચિદ્‌ઘનાનન્દજિયે સ્મરણમાં લઈ લખાવ્યું તેથી અતિ ઉલ્લાસ થયો. મારા સાષ્ટાંગ દંડવત્ નમનસહિત 'ૐનમો નારાયણાય' નિવેદન કરશો. એ મહાત્માના સમાજમાં **ब्रह्मगीतादि** નૂતન ગ્રન્થોના શ્રવણનો લાભ નિરન્તર આપ લ્યોછો એ અહોભાગ્ય માનું છું. ભાગ્યમાં પાંતી પડી શકતી નથી.

---

સંવત્ ૧૯૩૪ ના આરંભમાં મુંબઈના પ્રવાસી પૂર્વના ગવર્નર સર રિચર્ડ ટેમ્પલ વેરાવળ માર્ગે જૂનેગડ જવાના હતા. તેમની આગતાસ્વાગતા કરવા મે. પાટવીકુમાર શ્રીને સાથે લઈ ગોકુલજીભાઈ વેરાવળ સુધી સામા ગયા હતા. ગવર્નરસાહેબ બહુજ થોડાં મનુષ્યો રાખી પ્રવાસ કરતા હતા. સાથે મિ. બકલાન્ડ નામે અમાત્યને (પ્રાઈવેટ સેક્રેટરીને) રાખતા. વેરાવળથી ગવર્નર સાહેબે ગોકુલજીભાઈને પોતાની સાથે લીધા. ગવર્નરસાહેબ અને તેમના અમાત્ય ઉરદુ અને ફારશી જાણતા હતા. ગોકુલજીભાઈ તો તેમાં પ્રવીણજ હતા. તે ભાષામાં પરસ્પરનો સંવાદ ચાલ્યો તેથી સર્વેનાં મન રંજન થયાં. ગોકુલજીભાઈયે લાગ જોઈ 'વાતમાં વિનતિ' કરવાનો લાભ લીધો. માંગરોળનો પ્રસંગ છેડી તેવિષે ગવર્નરસાહેબને પૂરી સમજ પાડી. મિ. પીલઆદિ અધિકારિયો પણ સાથે હતા. દિલ્હી દરબાર વેળા ગોકુલજીભાઈને 'રાવબહાદૂર' નું માનદર્શક ઉપનામ મળ્યું હતું તેનો લેખ રાજરાજેશ્વરીના પ્રતિનિધિ લાર્ડ લિટ્ટનનો લખેલો આવ્યો હતો તે આ પ્રસંગે સભા વચ્ચે ગવર્નરસાહેબે સ્વહસ્તે ગોકુલજીભાઈને આપી પ્રશંસા સાથે અભિનંદન દીધું. એક બે દિવસ જૂનાગડમાં ભમી પછી તુરતજ ગવર્નરસાહેબ જેતપુર જઈ આવી પોરબંદર ભણી દોડ્યા. જતી વેળા ગોકુલજીભાઈની વિદ્યા, બુદ્ધિ, અનુભવ અને પ્રામાણિકતાની

---

૧ અતિઆગ્રહ, હઠ.

ખુ. નવાબસાહેબ આગળ પ્રશંસા કરી. ગોકુલજીભાઈ વળાવવા સારૂ થોડે દૂર ગયા હતા. ત્યાં આજ્ઞા લેતે દેતે ગવર્નરસાહેબે કહ્યું કે:—મિ. પીલે તમારેવિષે મને બહુ ઉચ્ચ મત આપ્યું હતું તેજપ્રમાણે જોઈ હું પ્રસન્ન થયો છું. આ દેશમાં ગૌરીશંકર, તમે અને——એ ત્રણ જણવિષે મારૂં સારૂં મત છે. ગોકુલજીભાઈ કેહેતા કે તેમણે જે ત્રીજું નામ દીધું તે એવાનું હતું કે તેમણે કરેલી પ્રશંસાથી માન ગણવું કે અપમાન એ સંન્દેહવાળું થઈ પડ્યું. ગૌરીશંકર જેવાની સાથે ગણના થાય એ સંતોષ આપે, પણ ત્રીજા નામવાળા સાથે પાછી ગણના રહી, એ વિષમ લાગ્યું, એમ થયેથી એવા મ્હોટા અધિકારીની કરેલી પ્રશંસાથી મનને સન્તોષ કે અભિમાન આવવું જોઈયે, તે ન આવ્યું.

રા. રા. ગૌરીશંકરજીને સી. એસ. આઈ. (C. S. I.) 'ભરતખંડના તારાના સંગી'નું ઉપનામ આપણાં રાજરાજેશ્વરી વિક્ટોરિયાએ આપ્યું હતું. એક સભા ભરી માનસહિત તેની ક્રિયા કરવાનું રાજકોટમાં કર્યું હતું. તે અવસરઉપર ગોકુલજીભાઈ પણ ત્યાં ગયા હતા અને સન્તોષભાગી થયા હતા. રા. રા. ગૌરીશંકરજી લખે છે કે:—"એ સમયે વેદાન્ત વગેરે પ્રકરણ ઘણું ચાલતું."

એજ સન્ધિમાં ભાવનગરના મહારાજ તખ્તસિંહજી જૂનેગડ પધાર્યા હતા. રા. રા. સામળભાઈ તેમના સહવાસમાં હતા. તે જાણી ગોકુલજીભાઈ તુરત જૂનેગડ આવ્યા એટલે સત્સમાગમનો આનન્દ બહુ રેહેતો.

એ અવસરવિષે વિદ્વાન્, રસિક, સ્નેહમર્મજ્ઞ, પરમસ્નેહી સામળભાઈ લખે છે કે:—

"સંવત્ ૧૯૩૪ ના પૌષમાસમાં નામદાર મહારાજા તખ્ત-
"સિંહજી તથા કર્નલ પારસાહેબની સાથે મારે જૂનેગડ જવું થયું
"હતું. તે સમય રા. ગોકુલજીભાઈને અમારા મહારાજાશ્રી તખ્ત-
"સિંહજી સાથે ઘણા દિવસસુધી સહવાસ તથા સમાગમ રહેલો
"તે દરમ્યાન રાજશ્રી મોસુફના મુખથી નીતિ તથા ન્યાયની ઘણી

"વાતો સાંભળેલી. અને તેઓની વખાણવા લાયક રાજભક્તિ
"મહારાજશ્રી મોસુફના જોવામાં આવેલી. તેનો સન્તોષ મહારાજા
"શ્રીએ તે વેળા બતાવેલો એટલુંજ નથી પણ હાલ (સંવત્ ૧૯૩૬)
"સુધી ઘણા પ્રસંગે પોતે રાજશ્રી મોસુફની વર્ત્તણુકની પ્રશંસા કરેછે.

"જૂનાગડથી ભાવનગર આવવાસારૂ જ્યારે રા. ગોકુલજીભાઇ
"પાસે મેં આજ્ઞા માગી ત્યારે તેમણે જે એક શ્લોક કહેલો તે હું
"આ નીચે લખું છું. પરન્તુ (એક સત્ય વાર્ત્તા કેહેવી જોઇયે કે)
"તે શ્લોક મને આ વૃત્તાન્ત લખતા સુધીમાં, જે જે કાલે સ્મરણમાં
"આવે છે તે તે કાલે, રાજશ્રી મોસુફના સ્નેહસંબંધના અતિસ-
"ન્તોષને લીધે, મારા ચિત્તને તેમના વિયોગજન્ય અતિખેદ થયા-
"વિના રેહેતો નથી. તેમણે કહેલો શ્લોકઃ—

"मागा इत्यपमंगलं व्रज पुनः स्नेहेनहीनं वचः ।
"तिष्ठेति प्रभुता यथारुचि कुरु ह्येषाप्युदासीनता ॥
"नोजीवामि विना त्वयेति वचनं संभाव्यते वा न वा ।
"तन्माम् शिक्षय मित्र यत्समुचितं वाक्यं त्वयिप्रस्थिते[1] ॥

"આ શ્લોક જાણે અમારા બંનેના શરીરસંબંધી (જૂનાગડમાં) છેલા
"મલનને વાસ્તેજ તેમણે કહેલો હોય એમ અનુમાન થઇ શકે છે.

"એવા પરમપ્રિય સ્નેહીના વિયોગજન્યદુઃખી જને કહેલો શ્લોક
"જે આ નિચે લખું છું તેનો આશય મારા વિચારપ્રમાણે
"યથાર્થ લાગે છે.

---

૧ એક પ્રિયમિત્રના વિયોગકાલે તેનો મિત્ર તેને કેહેછે કેઃ—'આ વેળા 'જા માં' એમ કહું તો અમંગળ થાય, 'જા' કહું તો તે સ્નેહવિનાનું વચન છે, 'રેહે' કહું તો મ્હોટાઇ ગણાય, 'ગમે તેમ કર' એપણ ઉદાસીનતા છે, 'તમારાવિના હું નહિ જીવું' એ વચન સંભવે કે નહિ, (કારણ એ ઇશ્વ-રાધીન છે. એમ સર્વ પ્રકારે સંકટમાં આવી પડવું થયું છે તો) હે મિત્ર! તારા વિયોગકાલે જે વાક્ય કેહેવાને ઉચિત હોય તે મને શિખવ્ય.' અન્તમાં બીજો એવો પણ પાઠ છે કે, 'प्रस्थातुकामे त्वयि'

"माभूत्सज्जनसंगो यदि सङ्गो मा पुनःस्नेहः ।
"स्नेहो यदि मा विरहो यदि विरहो मा पुनश्च जीवित्वं ॥
"એજ વિનતિ. સામળદાસ."

સ્નેહનાં સુખ સમજનાર સજ્જનોને સામળભાઈનું લખવું સાર્થક લાગ્યાવિના નહિ રેહે. એ વિષય સ્વાનુભવપ્રમાણે સમજાય છે માટે તેનો અત્રે વિસ્તાર કરવાનું મન છતાં નથી કર્યો, કારણ સ્નેહનું વર્ણન કરતાં શાણપણ અને વિવેક વેગળાં જતાં રેહે છે. તેમ થવા દેવા અત્રે અનુકૂલતા નથી.

ભાવનગરના મહારાજાએ સ્વપુર જઈ ગોકુલજીભાઈઉપર સ્વહસ્તે પત્ર લખ્યું હતું. તેથી સન્તોષાન્વિત થઈ ગોકુલજીભાઈ રા. રા. ગૌરીશંકરજીને લખે છે કે:—

---

સ્વસ્તિશ્રી ભાવનગર મહાશુભસ્થાને સકલ ગુણનિધાન વડીલ શ્રી ૫, ગૌરીશંકર ઉદયશંકર. સેવામાં જૂનાગડથી વિ. ગોકુલજી સંપત્તિરામના દંડવત્ પ્રણામ સ્વીકારવા. આપનું કૃપાપત્ર મહારાજા સાહેબના ખાસ દસ્તખતના પત્રમાં સારી બરદાસ્ત અહિં ખાતે રહ્યાનું લખેલ તે વગેરે બાબત તથા સ્વામીશ્રી કૈલાસપર્વતજીનું પત્ર આવતાં બીડાઞ્યું તે વાંચી નિહાયત ખુશી હાંસલ થઈ છે. સ્વામીશ્રીનું પત્ર પાછું આ પત્રાન્તર બીડું છું. આપ પત્ર લખાવો તેમાં મારા તરફથી ઉચિત સમાચાર નમનપૂર્વક લખાવશો. હું આપની સેવામાંથી ચાલી ટેવણીપ્રમાણે અહિં પૂગ્યો. મહારાજસાહેબની ખુબી પત્રે લખી શકાય તેવી નથી. પ્રજાનાં સુભાગ્યને લીધે એ રીતે સાદે મીજાજ સરદાર થાય છે. તે સાહેબના સમાગમથી અમે સહુ રાજી થયા છિયે. આપે યોગવાસિષ્ઠ પ્રકરણ

---

૧ સત્સંગનું સુખ સમજનાર એક રસિકજન કેહે છે કે:—સજ્જનનો સંગજ ન થાઓ, કદિ સંગ થાય તો પાછો સ્નેહ ન થાઓ, કદિ સ્નેહ થાય તો પછી વિયોગ ન થાઓ, કદિ વિયોગ થાય તો પાછુ જીવવાનું ન હો.

મોકલવા લખ્યું તે સમાગમે મોકલીશ. બાકી કુશલ છે. કૃપા છે તેવી રાખી કામ, સેવા, પત્ર, લખાવતા રેહેશો.

સં. ૧૯૩૪ ના પૌષ શુદિ ૬. વિ. ગોકુલજી.

---

વડીલ રાજશ્રી ગૌરીશંકર ઉદયશંકર. સેવામાં,

વિનતિ જે આપની સૂચના મારી પાસેથી **लघुयोगवासिष्ठ**નાં પ્રકરણ મોકલવાની હતી, તે પ્રમાણે **स्थिति, उपशम** એ બે પ્રકરણનું પુસ્તક શાસ્ત્રીજી હરિદત્ત વિ. કરૂણાશંકરજોડે મોકલાવ્યું છે, તે પોહોંચશે. હવે એક **निर्वाण** પ્રકરણ મારી પાસે છે તે વાંચેથી, મંગાવવાપ્રમાણે, મોકલાવીશ. શાસ્ત્રી ન્યાયપ્રકરણ, વ્યાકરણ, બહુ સારી રીતે જાણે છે.

હાલમાં હું પ્રાન્તના સાહેબપાસે બગસરે આવ્યો છું. આપણી હાસ્પિટલ વિગરેની તપાસસાર ડાક્ટર ઠરાવી તેનેસારૂં ફંડ આપવા અહિં લખાણ આવેલ છે. સહુના મતપ્રમાણે ઉત્તર દેશું. શરૂમાં સેહેજ વાત દેખાય. પણ પછે લાકડાં થઈ પડે છે. તોપણ એક મતથી (જેમ ઠરે તેમ) થવું જોઇયે. બાકી કુશલ છે. આપની કુશલતા કૃપાપત્ર કામકાજ લખાવતા રેહેશો. સં. ૧૯૩૪ ના પૌષ વદિ ૧૩.

વિ. સેવક, ગોકુલજીના સા. દંડવત્ પ્રણામ સ્વીકારશો.

---

એજ વર્ષના ચૈત્રમાસમાં ભાવનગરના ઠકુર—મહારાજ તખ્તસિંહજીને રાજ્ય સ્વાધીન થવાનું હતું તેનો શુભવિધિ થવાનો હતો. તે પ્રસંગે સારા સારા ગૃહસ્થોને આમન્ત્યા હતા. ગોકુલજીભાઈના ઉપર તો મહારાજાશ્રીની ગાઢ મમતા હતી તેથી તેઓ અવશ્ય કરી આવ્યા હતા. આ લખનાર પણ ગયો હતો. એ મહોત્સવમાં ગોકુલજીભાઈ સર્વ પ્રકારે પૂજાતા હતા. મહારાજા, ગૌરીશંકરજી, અને શામળદાસજીના નિકટસ્નેહી, ખુ. નવાબસાહેબના પ્રતિનિધિ, મિ. પીલસાહેબ પોલિટિકલ એજન્ટના માનીતા, અને વળી પોતાના બહુ સદ્ગુણોથી લોકના પ્રિય, એટલે સર્વ રીતે બહુજનોનું મન

તેમનાઉપર આકર્ષાતું. એવા પ્રસંગોમાં ઉદયપામતા જનોને વિશ્વાસુ મિત્રોના ઉપદેશની બહુ અગત્ય પડે છે. ગોકુલજીભાઈ તે ઉત્તમ કાર્યસારૂ બહુ રીતે યોગ્ય હતા. મહારાજને ત્યાંનો મહોત્સવ સંતોષકારક થઈ પૂર્ણ થયો.

ગોકુલજીભાઈ, સામળભાઈ, અને આ લખનારનો સંગમ થતાં જે વાગ્વિનોદ, મનોરાજ્ય, અને જ્ઞાનગોષ્ટિયો થતી તે અને તેનો સન્તોષાનન્દ લખ્યાં લખાય એમ નથી, તેથી તેવિષે મૌન રાખવુંજ ઉચિત ધાર્યું છે.

એ સહવાસમાં ગોકુલજીભાઈ એમ કેહેતા કે:—"હવે વિરૂદ્ધ "ભાસતા બે સંભવનો મારે અભિલાષ છે. સામળભાઈનો અભ્યુદય, "અને અમારૂં નિઃશ્રેયસ્." અર્થાત્ સામળભાઈને કારભાર, અને પોતાને નિવૃત્તિનું સુખ.

અમારાં ત્રણ જણનાં શરીર જે આ કાળે છૂટાં પડ્યાં તે અન્તકાળ હતો એવી શંકા પણ કોઈના મનમાં ક્યાંથીજ હોય? નિવૃત્તિની સુખશાન્તિ ભોગવવા સર્વેએ થોડાંજ વર્ષમાં એક સ્થળે ભેગાં વસવું અને ગોકુલજીભાઈના જ્ઞાનભંડારના સુખપ્રદ અમરકર ધનના ભાગી થઈ તે ભોગવવું એમજ સદા વિચાર રેહેતો.

વિચાર કરતાં વિધિ હસે, કવચ પેરતાં કાળ;
ઘરણી ધન દાટે, અસતિ, પતિ રમાડે બાલ.

એ એક તલસ્પર્શી દૃષ્ટાનું કેહેવું યથાર્થ છે. અમે મનગમતાં મનોરાજ્ય અને મનભાવતા મનોવિલાસ કરતા હતા તે કાળે અદૃષ્ટ દેવ હશે તો તે હસતો હશે એમાં હવે શંકા નથી લાગતી, કારણ એક વર્ષ પણ પેહેલાં અમારામાંના મુખ્યના શરીરનો અન્ત આવશે એમ શંકા આણવાને દૂરનું પણ કારણ નહતું. આ સંસારના અતિશય ચપળ વિષયોઉપર વિશ્વાસ મૂકી, ખોટાં સારાં કામ કરતા પેહેલાં બહુ ચિન્તા અને સંભાળ રાખવાની અગત્ય છે.

ગોકુલજીભાઈયે આ લખનારને મળવાસારૂ બેવાર સંકલ્પ

કરચા હતા પણ આ લખનારના દુર્ભાગ્યે તે સિદ્ધ ન થયા. તેઓ સામળભાઈને આષાઢમાસમાં લખે છે કે:—

---

પરમસ્નેહી ભાઈશ્રી સામળદાસ પરમાનંદદાસજી,

સેવામાં વિજ્ઞપ્તિ આપનું પત્ર રાજશ્રી બાપાલાલ હસ્તક પુગ્યું. આપે કારણસર શનીવારે રાજકોટ જવા નિશ્ચય કરચો તે ઠીક છે. તેપ્રમાણે અમે આવી પોહોંચશું. હરકત નહિ હશે તો આપણે બીજે ઉતારે (એકઠા) ઉતરીશું. તેમજ મનસુખભાઈને તાર કરવા ભાણજીભાઈને લખ્યું છે. આપે પણ (મનસુખભાઈને) લખ્યું હશે. તે એકવાર તા. ૧ લી ઉપર વઢવાણ આવી ગયા છે, માટે પાછા આળસ ન કરે એમ લખજો. બાકી કુશળ. વડીલ શ્રીની સેવામાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ. સં. ૧૯૩૪ ના આષાઢ શુદિ ૧૦ ભોમ.     વિ. ગોકુલજીના ન.

એ રા. રા. બાપાલાલ વિ. માણિકલાલની પ્રામાણિકતા ગોકુલજીભાઈના જાણવામાં હતી. તથા તેમને બીજી રીતે પણ સારા ગણતા હતા તેથી તેમનાઉપર પ્રસન્ન હતા. તે માટે પૂર્વોત્તર પત્રમાં તેમનું અવશ્ય નામ લખેલું જણાય છે. નહિ તો એવા વિષયમાં ઉપેક્ષા રાખવાની તેમને રીત હતી.

---

(સંવત્ ૧૯૩૪) શ્રાવણ શુદ્ધિ ૧૦ બુદ્ધ.

પરમકૃપાળુ વડીલ શ્રી ૫

ગૌરીશંકર ઉદયશંકર. સં. ભાવનગર.

સેવામાં વિનતિ જે આપનું કૃપાપત્ર આજ રોજ રા. બાપાલાલ હસ્તે પુગ્યું. વાંચી પરમ આનંદ થયો. મહારાજા દીક્ષિતજિયે અમારી વિનતિનું ઉત્તર કૃપા કરી લખાવ્યું તેજ એમ લાગ્યું જે દીક્ષિતજી વાંચે છે તે 'વિષ્ટિગૃહીતવત્'[1] છે. વાક્યનું સ્વારસ્ય લક્ષમાં લેતા નથી. નીકર:—

---

૧ વેઠે પકડાયલાના જેવું.

**श्लोकार्द्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रन्थकोटिभिः**[1]

એમ વાંચ્યું છે તો કોટી ગ્રન્થના સારનો સમાવેશ આ વાક્યમાંજ છે:—(ब्रह्मसत्यं जगन्मिथ्या) जीवो ब्रह्मैव नापरः[2]

હવે જીવ પરોક્ષ છે કે અપરોક્ષ છે એ શા વાસ્તે ન વિચારાય, અને અપરોક્ષ જ્ઞાનમાં શંકા (શા વાસ્તે) લેવાય !! પણ તુકારામના વાક્યની પેઠે લાગે છે:—**जेणे संशयाची मक्षिका भक्षिली, तया-भोजनाची रुचि कैसी.**' એ કંઈ અપૂર્ણ વાક્ય સાંભરે છે. તેપ્રમાણે **'संशयात्माविनश्यति.'** એ રીતે મનનો સંશય મટી શકતો નથી. તેવારે, પ્રત્યક્ષમાં પરોક્ષ માની, અનિશ્ચિત રેહે છે. એ આપને ખુલ્લુ લાગશે. ક્ષણભંગુર દેહ છે એમ ધારી સ્વનિશ્ચય દઢ કરવો તો પોતેજ અપરોક્ષ છે. પરોક્ષજ હોય તો કૃતિસાધ્ય અપરોક્ષ માનવું અનિત્ય છે. તથાપિ સંશયથી નિશ્ચય નથી કરતા તે કરે તો, બહિર્દષ્ટિરૂપ ભ્રમણ લાગે નહિ. શરીરસ્થિતિ તો પ્રારબ્ધાધીન છે. તેને વાસ્તે શાસ્ત્રકાર સ્પષ્ટ લખે છે:—

**नचात्रैतद्वारयितुमीश्वरेणापिशक्यते ।**
**अवश्यंभावितात्येषामीश्वरेणैवनिर्मिता**[3] ॥

આરબ્ધકર્મનાનાત્વાત્ (પૃષ્ઠ ૨૪૮ જુવો.)

**सर्वथा वर्त्तमानोपि (सयोगी मयिवर्त्तते).**[4]

---

૧ જે કોટી ગ્રંથવડે કહ્યું છે તે અર્ધા શ્લોકવડે કહું છું. ૨ જગત્ મિથ્યા છે અને બ્રહ્મ સત્ય છે. જીવ બ્રહ્મજ છે, બીજો નથી.

૩ પંચદશી, તૃપ્તિદીપઃ—આ લોકમાં પ્રકૃતિ અથવા પ્રારબ્ધ કર્મથી થતી ઇચ્છા તે ઇશ્વરથી પણ વારવાને શક્ય નથી. (શ્લોક ૧૫૪) (એમ કહેથી ઇશ્વરની ઇશ્વરતાની ન્યૂનતાનો પ્રસંગ આવે તેનું નિવારણ કરવા કેહે છે કે:—) કારણ તે (ભાવિભાવ)ની અવશ્ય ભાવિતા પણ ઇશ્વરેજ નિર્માણ કરી છે. (શ્લોક ૧૫૭).

૪ શ્રીભગવદ્ગીતા અધ્યાય ૬, શ્લોક ૩૧. (સર્વાત્મૈકત્વદર્શી અથવા સમ્યગ્દર્શી તે યોગી સર્વ પ્રકારે વર્ત્તતો છતો પણ તે મારામાં વર્ત્તે છે. તે નિત્ય મુક્ત છે.

ઈત્યાદિ અનન્તવાક્ય સંશય નિવર્ત્તક છે. અધિકાર પ્રાપ્તિસાર શાસ્ત્રમાં—**सन्यस्यश्रवणं कुर्यात्**[1] એમ વેદવાક્ય છે. તેનો લક્ષ્ય એમ છે જે સર્વસ્વ ત્યાગ કરીને પણ સ્વરૂપબોધ નિશ્ચય કરવો. એમ બોધનિશ્ચયમાં શાસ્ત્રનો કટાક્ષ છે. એમ અભિનિવેશ નથી જે સન્યાસવિના બોધ થાયજ નહિ. એમ હત તો વિદ્વત્સન્યાસ-પ્રક્રિયા લખતજ નહિ. પણ તેમ નિશ્ચયાર્થ આગ્રહવિના, તેનો (શાસ્ત્રનો) બીજો અર્થ નથી. શાસ્ત્રમાં દાનની આવશ્યકતા લખી છે ત્યાં:—**श्रद्धयादेयमश्रद्धयादेयं न्हियादेयंभियादेयं**[2] એ વાક્યો દાનની આવશ્યકતા સૂચવે છે, તેથી સાત્વિક દાનવિધિનો નિષેધ નથી. એમ સર્વ વાતનો વ્યવસ્થાપૂર્વક નિશ્ચય કરવામાં પુરૂષાર્થતા છે, એક રીતના અભિનિવેશમાં પુરૂષાર્થતા નથી. શાસ્ત્રહિતોપદેશક છે. વિચારકર્ત્તાએ હિતમાં તાત્પર્ય વૃત્તિ હરેક રીતે જોવી. શ્રીભગવદ્ગીતાનાં વાક્યો તથા શ્રીશંકરાનન્દસ્વામીની ટીકા જોઈ ઉત્તર લખવા લખાવ્યું છે તે ગ્રંથો આ સમય સમીપ નથી; પણ અમે સ્વહસ્તે સંપૂર્ણ લખી તે વિચારેલ છે. તેનો સિદ્ધાન્ત પણ દૃઢ નિશ્ચયપર છે.

સાધનકલાપ, સાધનફળભૂત સિદ્ધાવસ્થા, એ સર્વ યથાર્થ છે. જેને શાસ્ત્રલિખિત રીતે સ્વરૂપગત અકર્તૃત્વ નિશ્ચય છે તેને વાસ્તે કશો પ્રતિબન્ધ લખેલ નથી.

**शरीरवाङ्मनोभिर्यत् कर्मप्रारभतेनरः ।**
**न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः**[3] ॥

---

૧ સર્વનો ત્યાગ કરીને શ્રવણ કરવું જોઇયે. ૨ શ્રદ્ધાવડે આપવું કે અશ્રદ્ધાવડે આપવું, લાજવડે આપવું કે ભય વડે આપવું. ગમે તેમ પણ દાન કરવું. ૩ ભગવદ્ગીતા અધ્યાય ૧૮, શ્લોક ૧૫. (શરીરકર્તા, અહંકાર, કરણ, પ્રાણ, અને દેવતા એ પાંચે કારણથી) જે ધર્મ્ય અથવા અધર્મ્ય કર્મને શરીર, વાણી, અને મનવડે, નર આરંભે છે, તે કર્મનાં પૂર્વોક્ત શરીરાદિ એ પાંચ કારણ છે. (એ કર્મોમાં પૂર્વોક્ત પાંચ હેતુ છતાં, અસંગ શુદ્ધ આત્માને જે કર્ત્તા છે એમ જુવેછે તે દુર્મતિ, ઉપદેશથી અસંસ્કૃત બુદ્ધિને લીધે, યથાર્થ જોતા નથી.)

कर्मण्यकर्मयः पश्येत्[1]

ઈત્યાદિ યથાર્થ નિશ્ચય કરવાનું છે. એ નિશ્ચય જેને નથી તેને સારૂ યથાર્થ ઉપાય લખ્યા છે. ચિકિત્સાવત્ શાસ્ત્રગત અનેક યુક્તિ છે. જેને જેવો રોગ તેવી ચિકિત્સા કર્ત્તવ્ય છે. માટે દીક્ષિતજિયે પોતાનો સંશય મૂકવો. **जीवोब्रह्मैवनापरः** એ વારંવાર વિચાર કરવો. પોતાનો સંશય બીજાઉપર આરોપવો નહિ. તેથી કંઈ ફળ નથી. જ્ઞાનીનાં લક્ષણ શાસ્ત્રકારે લખ્યાં છે તેમ પ્રારબ્ધયોગથી ન્યૂનાધિક છે. એકજ અભિનિવેશ નથી, માટે નિશ્ચયમાં ન્યૂનતા ન રાખવી.

प्रवृत्त्या वा निवृत्त्या वा देहादिगत याऽस्य किम्.[2]

એજ વિનતિ. ક્ષમાપનપૂર્વક યથામતિ લખ્યું છે.

* * * * * *

સ્વામીશ્રીની સેવામાં સા. પ. મે. સામળદાસભાઈ તથા વિજયશંકરભાઈ તથા પ્રભાશંકરભાઈને નમસ્કાર. દીક્ષિતજીને નમસ્કાર.

વિ. ગોકુલજીના સા. પ્રણામ.

---

# ઉપસંહાર.

સંવત્ ૧૯૩૫ નું વર્ષ—જે સુજ્ઞ ગોકુલજીભાઈનાઉપર સ્નેહમમતા રાખનારને એ પુરૂષની વિદેહમુક્તિ થવાથી વિયોગજન્ય શોકદાયક થયું—તે શોકકર વર્ષનો આરંભ કરતા પેહેલાં **ઉપસંહારરૂપ** કેટલુંક લખવાની અગત્ય છે. તેમાં મુખ્યત્વે કરીને જે વૃત્તાન્તનો બાહુ વર્ષમાં વિસ્તાર છે તે, ચરિત્રનિરૂપ્ય અને નિરૂપક વચ્ચે જે વાર્ત્તાઓ થયેલી અને વિષયો ચર્ચાયલા, પરંતુ જેનું વર્ષ

---

૧ ભગવદ્ગીતા અ. ૪, શ્લોક ૧૮. કર્મોમાં જે અકર્મ જુવે છે.

૨ પંચદશી તૃપ્તિદીપ શ્લોક ૨૮૩:-(જે પુરૂષ, એવા અતિશૂર બોધે કરી, વિયોગ પામતો નથી) તેને દેહાદિગત પ્રવૃત્તિ કે નિવૃત્તિવડે શું છે? અર્થાત્ તેથી તેને ઇષ્ટ કે અનિષ્ટ કંઈ નથી.

સ્મરણમાં ન રેહેવાથી હાલ નિર્ણય ન થઇ શક્યું તે વિષયો, અને તેવા પત્રો; કેટલાક શેષ રહી ગયેલા અને અન્તે લખવા જેવા પ્રસંગો, તથા એ સર્વના સંબંધમાં થયેલા વિચાર, એઆદિ સંક્ષેપમાં લખવાની ધારણા છે.

આ ત્રિગુણાત્મક જગત્માં ત્રિગુણાત્મક અન્તઃકરણયુક્ત મનુષ્ય જે જે વિચાર અને આચાર કરે છે તે તેમાં એ ત્રિગુણમાંનો કોઇ એક ગુણ કે તારતમ્યે તેનું મિશ્રણ ઓતપ્રોત[1] હોય છે, એ, સત્શાસ્ત્રવેત્તાઓ યથાર્થ જાણે છે, અને આ લેખના આરંભમાં સૂચવ્યું પણ છે. તે પ્રકાર દૃષ્ટિમાં રાખતાં સુજ્ઞ ગોકુલજીભાઈમાં સત્વગુણના અંશો અધિક હતા એ આપણા જોવામાં આવ્યું છે. હીર, શણ, અને સૂત્ર એ ત્રણ પદાર્થનું કોઈ વસ્ત્ર બન્યું હોય તેમાં જેના અંશ અધિક હોય છે તેના નામે બહુકરી તે વસ્ત્ર ઓળખાય છે. ગોકુલજીભાઈમાં રજોગુણ અને તમોગુણ પણ મનુષ્ય પ્રકૃતિને લીધે હોવા જોઈયે તેમ હતા, પરન્તુ સત્વગુણનું પ્રાધાન્ય હોવાથી તેમને, પૂર્વોક્ત ન્યાયપ્રમાણે, સત્વગુણી કેહેતાં બાધ નથી એમ સર્વ સમજુઓ સ્વીકારશે. સત્વગુણનાં કાર્ય કેવાં સુખદ છે, અને બીજા ગુણનાં કાર્ય આરંભમાં કદિ નહિ તો પરિણામે પણ કેવાં દુઃખપ્રદ છે એ સત્ય, બુદ્ધિમન્ત મનુષ્યોને વિવેકથી જોતાં સર્વ પદાર્થોમાંથી અને સર્વે મનુષ્યોનાં ચરિત્રોમાંથી, સ્પષ્ટ જણાય છે. આપણે જે જે અનુભવિયે તેના ત્રણ વર્ગ કરી સત્વગુણ ગ્રહણ કરવા અને બીજા ગુણોનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો એ અન્તે બહુ સુખશાન્તિકારક છે.

ગોકુલજીભાઈનો અધિક કાળ સત્વગુણના આચાર વિચારમાંજ જતો. તેઓ ચાર વાગે ઉઠતા અને નવ દશ વાગે સૂતા. એ અરાડ હોરા (અવર) માંથી પ્રાતઃકાળની બે હોરાઓ તો સ્નાન, સંધ્યોપાસન, દેવાર્ચન, બ્રહ્મયજ્ઞ આદિ આહ્નિકમાં જતી. છથી

---

[1] વ્યાપેલ, ઉભા અને આડા. જેમ ઉભા આડા સૂત્રના તાંતણા 'ઓતપ્રોત' થઈ કપડું થાય છે, પણ મૂળમાં સૂત્રજ છે.

આઠસુધી વેદાન્તના ગ્રંથોનું વ્યાખ્યાન કે અવલોકન કરતા. આઠથી દશસુધી ગૃહકાર્યવિષે કંઈ જાણવું જોવું હોય તે, પ્રાકૃત વર્ત્તમાન પત્રો કે ગ્રંથો વાંચવા તે, કોઈને મળવું હલવું હોય તે, એવાં પ્રચૂર્ણ કામ થતાં. ભોજનોત્તર દશાથી અગિયાર વાગતામાં જામો પેહેરી રાજકાર્યમાં પ્રવેશ કરતા. તેઓ કેહેતા કે:—"ઝુલડી પેહેરૂં ત્યાંથી "રાજ્યની ચિન્તા અને કામ કરવા માંડું છું, તે ઉતારતા સુધી તેમાંજ "તત્પર રહું છું." બીજા સમયે કોઈ સાધારણ રાજપ્રસંગની વાત કરવા આવતું તેને સ્પષ્ટ કહી દેતા કે,—જૂવો પેલો જામો ખુંટી-ઉપર છે. તે ચિન્હ ધારણ નથી કર્યું ત્યાંસુધી એવી વાત સાંભળવાનો સમય નથી. કોઈ વાદીપ્રતિવાદીની ગુપ્ત વાત તો સાંભળતાજ નહિ. તેને સ્પષ્ટ કેહેતા કે સત્યને સન્તાડવામાં સાર નથી. માટે તમે સાચા હો તો તેઉપર વિશ્વાસ રાખી ખુલ્લી વાત કરો. એ રીતિ દેશીરાજ્યમાં સર્વને વિલક્ષણ લાગતી. પણ ગોકુલજીભાઈ જેવા નિસ્પૃહી અને સત્યપૂજકને બહુ ઉપયોગી તેમ સુખદ હતી.

તેઓ ચાર પાંચ વાગતાસુધી રાજકાર્યમાં ગુંથાતા. નિયમ પ્રમાણે ક્રમે કરી તે કામ કરતા. જ્યાંસુધી તે કામ કરે ત્યાંસુધી તે-માંજ ચિત્ત રાખતા. પરન્તુ તે કામમાંથી ઉઠ્યા પછી તેવિષેના રાગદ્વેષ રાખી તેની ચિન્તા ન વિંઢાળતા. રાજ્યકામ કરી રહ્યા પછી અવકાશ મળે તો તેમાં પ્રાકૃત ગ્રંથો વાંચતા, પત્રો લખતા, અને કોઈ યોગ્ય મનુષ્ય આવી મળે તો તે સાથે વાતો કરતા. ઘેર આવી 'ઝુલડી' ઉતારી કે પછી રાજકાર્યની વાતજ નહિ. સમજુ અને અનુભવી મનુષ્યોનો એવો ધારો હોય છે કે:—કાલના વિભાગ કરી, સ્થાપિત સમયે એકાગ્રચિત્તે યોજેલું કર્મ કરવું. એક કાળે એકજ કાર્ય કરવું. વ્યગ્રચિત્ત રાખી અનેક કામ આરંભવાં નહિ; કારણ તેમ કરે એકે કામ યથાર્થ થતું નથી. ગોકુલજીભાઈ નિયમિત વેળાએ નિયમિત કર્મ કરવાનો નિયમ પાળતા. તેમની વૃદ્ધિ થવામાં એ શુભનિયમ એક સાધન થયું હતું.

રાજદ્વારમાંથી ઘેર આવ્યા પછી થોડો વિરામ લેતા. પછી પાછું

ગ્રંથાવલોકન, કે કોઈ સજ્જન પંડિત સમીપ હોય તો શ્રવણ ચાલતું. સાયંસન્ધ્યાવન્દનાદિ કરી ભોજન લઇ નવ પછી અને દશ પેહેલાં સૂતા. બહુકરી ઉપરપ્રમાણે તેમનો નિત્ય નિયમ હતો. નૈમિત્તિક કારણથી તેમાં ભેદ પડે તે જૂદી વાત છે. એપ્રમાણે તેમની દિનચર્યા હતી.

કારભારીરૂપે અધિક ઉપાધિ રાખવો હોય તો રાખી શકાય એમ હતું. પણ તેમની વૃત્તિ, જેમ બને તેમ ઓછો ઉપાધિ રાખવાઉપર રેહેતી. તેઓ સરલતાને બહુમાન્ય ગણતા. કારભારની ચંચલતાનું યથાર્થરૂપ તેઓના સમજવામાં હતું તેથી તેનું મિથ્યા અભિમાન તેમને કદિપણ ન થતું. બાહ્ય ઉપાધિની મિથ્યા શોભાના દંભની સહાયતા ગુણરહિત લોકને ઉપયોગી છે. પણ જેઓ ગુણવન્ત છે તેમને અને આડંબરને સદા છેટું રેહે છે. વિનય, અગર્વ, સરલતાઆદિજ તેમનાં ભૂષણ છે.

તેમની બુદ્ધિની તીવ્રતા એવી ઉત્તમ પ્રકારની હતી કે જે વિષયમાં તે પ્રવેશ કરતી ત્યાં તલિયે પોહોંચી જતી. રાવબહાદુર મણિભાઈ જેવા સ્વાભાવિક અને સુશિક્ષિત બુદ્ધિમાન્ ગૃહસ્થને પણ તે તલસ્પર્શી બુદ્ધિ જોઈ એવું આશ્ચર્ય લાગ્યું હતું કે સીમા. તેઓ લખે છે કે:—

"ઘણીવાર મેં રા. રા. ગોકુલજીભાઈને ઘણા મ્હોટા અને ભારે
"કામનાં પત્રો અને પત્રકો સમજતાં અને વાંચતાં જોયલા. થોડી-
"વારમાં તે સર્વેનો સાર સમજી તેવિષેનો પોતાનો વિચાર બહુ
"સમજણથી સ્પષ્ટ રીતે એવો સારો કેહેતા અથવા લખતા કે,—મેં
"ઘણા યુરોપીયન અનુભવી ન્યાયાધીશો અને રાજ્યકારભારિયોને
"તેવાં કામમાં જોયા છે તેમના કરતાં,—રા. ગોકુલજીભાઈ કોઈ રીતે
"પાછળ પડે નહિ. તેમનું મસ્તક ચોખુ હતું અને કામ સમજ-
"વાની અને કરવાની શક્તિ અસાધારણ હતી. તેમના વિચાર દૃઢ
"હતા. પોતાની જાતે પીડા વેઠી પોતાના સ્વાર્થ સામુ ન જોતાં,
"રાજ્યનું સારૂ કરવા પાસ તેમનું લક્ષ ઘણું રેહેતું. તેમના કારભા-

"રના સમયમાં પરરાજ્ય સાથેની તકરારોમાં જૂનાગડને જે ન્યાય "મળી જે ભારે લાભ થયા છે તે જેવા તેવા નથી. સંખ્યાબંધ "ગામો, ગ્રાસ અને બીજા ભારે હક્કો તેમના વારામાં જૂનાગડને "પ્રાપ્ત થયા છે. એ રા. ગોકુલજીભાઈ જેવા કારભારીની કુશલતા "અને યોગ્યતાનું ફળ હતું.

"તેમનું પ્રામાણિકપણું એટલું બધું પ્રસિદ્ધ છે કે તેવિષે તો "બોલવાની કશી અગત્યજ નથી.....................તેમની શાસ્ત્ર "સંપત્તિ પણ કંઈ ચમત્કારી હતી. પ્રાતઃકાળે જરા વાર તેમની "પાસે બેઠાથી પણ ઈશ્વરસંબંધી બહુ સારી અસર મનઉપર થયા- "વિના રેહેતીજ નહિ.

"તેઓમાં બુદ્ધિ સાથે ઉદ્યોગ પણ બહુ હતો. તેમના વિચાર "ઉદાર હતા. દેશનો, દેશીરાજ્યનો, અને આપણા લોકની "સાંસારિક સ્થિતિ અને નીતિનો, સુધારો કરવા સંબંધમાં અને "બીજા લોકોપયોગી વિષયોઉપર મારે ગોકુલજીભાઈ સાથે વાતો "બહુ થતી. તેમાં તેમના વિચારો મને ઉત્તમ લાગતા.

"આપણો અને પછી આપણા મંડલના ગૃહસ્થોનો રાજ્ય પ્રકર- "ણમાં પ્રવેશ થયો એ મૂળ આપણા ગોકુલજીભાઈના કલ્યાણકારી "પ્રતાપથીજ થયો છે અને તે મહાપુરૂષનો ઉપકાર આપણે જેટલો "માનિયે એટલો ઓછો છે, એ તમને લખવાની અગત્ય નથી."

ગોકુલજીભાઈના વારામાં સુરાષ્ટ્રસંસ્થાનની ઉપજ એટલી બધી વધી કે, પૂર્વે જેટલી કોરી[1] આવતી તેટલા રૂપિયા આવવા માંડ્યા. ગાયકવાડ જેવા મહારાજા, મોરવી જેવા ઠાકુર અને માંગરોળના શેખઆદિ સાથેનાં કામો—જેમાં લાભ અને મમત ઉભય હતાં—તેમાં જે સારો જય મળ્યો તેપણ તેમના વારામાંજ. જૂનાગડનું રાજ્ય પ્રખ્યાત થયું અને પુ. નવાબસાહેબના માનમાં જે ભારે વધારો થયો તેપણ એમના વારામાંજ. ન્યાયવિભાગ, વિદ્યાવિભાગ, વ્યાપાર, માર્ગ, બાંધકામ, ભવન, એઆદિ બહુ ભાગમાં સુધારો

---

૧ આશરે ચાર આનાની થાય છે.

ચાલ્યો છે તે એમના વારામાંથીજ. એ સર્વ રાજ્યકાર્યની રચનામાં અને તેથી મળતી શોભામાં એમના સંગી વઝીર બહાવદ્દીન, ખાન બહાદુર સાલેહહિંદી અને રા. રા. નૃસિંહપ્રસાદ પણ ભાગિયા છે; એ તો પૂર્વેથીજ જાણ્યું છે. પણ વિશેષમાં રા. નિહાલચંદ રૂપશંકરનું નામ પણ ઉમેરવું જોઈયે. તેઓ ગોકુલજીભાઈના પ્રતિનિધિ હતા. અને સામાન્ય લોકોને તેમની રીતે સમજાવી સન્તોષી રાખવાનું, અને ગોકુલજીભાઈ પ્રવાસમાં હોય ત્યારે બધો સ્થાનિક ભાર ઝીલવાનું કામ તેઓ કરતા. રાજકાર્યનો જે અન્તરનો ભાગ અને સાધારણ સર્વ કામવિષે ગોકુલજીભાઈ તેમને લીધે નિશ્ચિન્ત હતા. પ્રસંગોપાત્ત તેની પ્રશંસા પણ કરતા. ખેડુત અને એવાજ બીજા ગામડાના લોકો, ગોકુલજીભાઈની સરલતા, નિરભિમાન, પ્રસન્ન મુખમુદ્રા જોઈ, તેમનાઉપર બહુ રાજી રેહેતા. પરન્તુ રાજકર્મ કરનાર વર્ગની અધિક સંખ્યા તેમનાથી જોઈયે એવી પ્રસન્ન ન રેહેતી. તેનાં બહુ કારણ હતાં. પણ મુખ્ય એ કે બહુજનોની પ્રામાણિકતાવિષે પોતાના મનમાં શંકા રેહેતી, તેથી તેમનાઉપર અભાવ રાખતા. તેનાં કારણ શોધી ઉપાય યોજવા જોઈયે તેમ ન કરતાં, કેવલ અભાવ બતાવી તિરસ્કારી અટકી પડતા. એથી તેવાં મનુષ્યોનો અભાવ તેમનાઉપર રેહે એ સ્વાભાવિક છે. તેનું પરિણામ એ થતું કે ઉમંગથી તેઓ કામ ન કરતા. પરસ્પર ભેદ વધી, એકતાલ ન રેહેતો, અને વિરોધ વધતો.

અધિકારનાં કામસાથે તેના પ્રમાણમાં ધનની પ્રાપ્તિ નથી હતી તો મનુષ્ય પ્રામાણિક રહી શકે એ દુર્ઘટ છે. અધિકારના પ્રમાણમાં ઉપજ પણ જોઈયે. એ વાત ઉપરિયોએ સદા લક્ષમાં રાખવાની છે. યોગ્ય પ્રાપ્તિ છતાં જે અપ્રામાણિક થાય તેને શિક્ષા પણ કરવી જોઈયે. એ રીતિ ઉત્તમ છે. ગોકુલજીભાઈ રાજ્યપ્રસંગમાં જોઈયે એવા ઉદાર ન હતા. સર્વ પાસેથી પ્રામાણિકતા ઈચ્છતા પણ તે રાખવા તેમને સમર્થ ન કરતા. એ એક તેમની ખામી ગણાતી. તેથી એમના જેવું સ્થાન ભોગવનાર પ્રધાનઉપર બહુ લોકોનો ઉચ્ચ

ભાવ હોવો જોઈયે તેટલો ન હતો. એટલે તે સંબંધમાં ઉપકાર કરવાથી અને સન્તોષ આપ્યાથી જે સુખસન્તોષ મળે છે, તે યથેચ્છ તેઓ ન ભોગવી શકતા. સામાન્ય તો એવી સ્થિતિ હતી. પરન્તુ થોડાક તરી આવેલા પ્રામાણિક ગૃહસ્થો સંબંધમાં તેમ ન હતું. તેવા પ્રામાણિક ગૃહસ્થોનું કલ્યાણ કરવા પોતે ઈચ્છતા અને તેમનાવિષે ઉચ્ચ મત પણ રાખતા. બાકુ મનુષ્યો સંબંધી ઉચ્ચ વિચાર નહિ તેથી થોડાનું કલ્યાણ કરવા ઈચ્છતા તેટલું કરી શકતા નહિ. તેમ કરવા જતાં અનેક અન્તરાય નડતા એટલે તે વાત મૂકી દેતા.

પોતે એમ કેહેતા કેઃ—'મનુષ્યોને રાજી રાખતાં આવડતું નથી 'એમ બાહુજનો મારાઉપર કલંક મૂકે છે. પણ તેમાં મારો દોષ 'નથી; તે મનુષ્યોજ એવાં છે કે મારૂં મન વધતું નથી. બાકી જે 'સારા છે તેને તો હું વધારૂં છુંજ. મારે પોતાનું પારકું કોઈ નથી. 'જે સદ્ગુણી તે મારો સંબંધી' એવા પ્રસંગમાં રા. ત્રિકમજી નિર્ભયરામઆદિનાં નામ દેતા. રાજ્યપ્રસંગમાં આવેલા જૂનાગડમાંના નીચે લખેલા ગૃહસ્થોઉપર તેમની થોડીઘણી મમતા રેહેતી, એ પ્રસંગોપાત્ત જાણવામાં આવ્યું છે. રા. રા. ગિરિજાશંકર ત્રિકમજી ઝાલા, પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા, અમરજી આનંદજી કચ્છી, દ્વારિકાદાસ મથુરાંદાસ બક્ષી, સારંગધર મૂળશંકર, રાજારામ મોતીરામ, શિવપ્રસાદ મદનજી, સુંદરજી કુબેરદાસ મેહેતાજી, વલ્લભજી આચાર્ય, જટાશંકર વોહોરા, બાપુભાઈ પ્રભુદાસ, દલપતરામ, ઝવેરચંદ, ઘેલાભાઈ, શેઠ ઈસમાલ ગાંગજી, દેવચંદ દેવજી, ઈત્યાદિ.

તેમાં કેટલાક તેમના કુટુંબી સંબંધી હતા, પણ કેટલાકને તો તેવો કશો સંબંધ પણ ન હતો.

બાલ્યાવસ્થામાંથી ધનસંબંધી સંકોચને લીધે જે મનઉપર છાપ પડી ગઈ હતી તે આપણે જાણ્યુંછે. તેનો આકાર ઘસાઈ ગયો ન હતો. તેથી, રાજ્યના પ્રધાનરૂપે જેવી ઉદારતા જોઈયે તેવી નહતી એમ બહુના જોવામાં આવતું. એક પ્રસંગે એક કુશલ

અને પ્રખ્યાત પ્રધાનની બહુ પ્રશંસા ચાલતી હતી. તેની બહુ પ્રકારની યોગ્યતા છતાં તેનામાં ઉદારતા ન હોવાથી તે પ્રધાનના સર્વ ગુણોઉપર છાયા પડી જાય છે, અને રાજાનો ભંડાર ભરવા સાથે પ્રજાનું કલ્યાણ કરવાનો ધર્મ છે તેમાં દોષ આવી જાય છે, એ આદિ કેહેવામાં આવતાં, પોતે ચેતી ગયા અને બોલ્યા કે, 'એ વાત 'મને ઉપદેશ દેવા થતી જણાય છે. પણ અમારો વાંક નથી.' 'યોગ્યતાવિના ઉદારતા બતાવવાનો પ્રસંગ આવતો નથી.'

તેમનામાં રાજભક્તિનો ગુણ અતિશય હતો. તે વધી એટલો બધો ફાલ્યો હતો કે બીજા કેટલાક ઉપયોગી ગુણોઉપર તેણે વણછો પાડ્યો હતો. રાજભંડાર ભરનાર પ્રજામાંનો વાણિજ વર્ગ—જે ખેતી, પશુપાલન, વ્યાપારઆદિ કરે છે—તેમનાઉપર પોતે પ્રસન્ન રેહેતા, તેમ તે ભાગ પણ પ્રતિપ્રસન્ન રેહેતો, કારણ પ્રીતિ અને પ્રસન્નતા એ પરસ્પરમાં જન્મ પામે છે. પરન્તુ ગ્રાશિયા આદિ લોકો રાજી ન રેહેતા. ગોકુલજીભાઈના મનમાં એમજ વશી ગયું હતું કે પૂર્વના અન્ધેરમાં તે લોકો ખુ. નવાબસાહેબનું બહુ ડબાવી પડ્યા છે.

ન્યાયકર્ત્તા મનુષ્યનું મન સ્વચ્છ, અને કામસંબંધી સંસ્કારરહિત હોવું જોઈયે, એમ હોય તોજ પક્ષકારોનાં પ્રમાણો તોલી ન્યાય યથાર્થ થાય. ગોકુલજીભાઈ ખુ. નવાબસાહેબના પ્રતિનિધિરૂપે પક્ષકારની પંક્તિમાં ગણાય ત્યાંસુધી સ્તુતિપાત્ર મનાય, પણ ન્યાયકર્ત્તારૂપે તે ગુણ, દોષરૂપ થાય છે. સદાના પરિચયને લીધે એ અન્તર તેમના લક્ષમાં કવચિત્જ આવતું.

વિશ્વાસના અંશની પણ ન્યૂનતા તેમનામાં દેખાતી. રાજકીય કાર્યનાં સંબધમાં આવનાર મનુષ્યોને સુધારવાસારૂ પ્રયત્ન ન કરતાં તેઓનો દોષ દેખે કે તુરત રોષ આણી અપમાન કરી કાહાડી મૂકતા. તેથી મનુષ્યોનો પ્રીતિભાવ વધતો નહિ. લોકો જાણતા હતા કે તેમનું અન્તઃકરણ દયાલુ છે તેથી અન્તે હાનિ થવાની નથી, એટલે તેમનું ભય પણ તેઓ બહુ ન રાખતા. જગત્માં ભય કે પ્રીતિથી

ખેંચાઈ લોકો સ્વાધીન થાય છે. એ બેમાંનું એકે ગોકુલજીભાઈ ભણીથી ન દેખતાં એટલે તેનું પરિણામ એમ થતું કે, મનુષ્યો દૂરનાં દૂર રેહેતાં. જેમ થયેથી રાજકારભારીરૂપે સિદ્ધિ પામવામાં વિઘ્ન નડે એ સ્વાભાવિક છે. રાજકારભારિયે તો બહુજનોનાં મન આકર્ષવાની અગત્ય છે. 'મોર પીછે રળિયામણો' કેહેવાય છે એ રાજ્યકાર્યમાં તો બહુજ ખરૂં છે.

ગોકુલજીભાઈના રાજપ્રસંગી પાસામાં એવી એવી કેટલીક ખામિયો હતી તેનાં કારણ બહુ હતાં. પ્રથમ તો તેમને આરંભમાં જે મનુષ્યો સાથે પ્રસંગ પડતો તે યોગ્ય ન હોવાથી કેટલીક રીતિ એવી આવી ગઈ કે તે જો સારાં મનુષ્યો સાથે પ્રસંગ હત તો આવતજ નહિ. ઉદય પામતા ગૃહસ્થને તેના દોષ અને વાંક થાય તે તેજ પ્રસંગે દેખાડી, તેમાંથી નિવારનાર એક સમસ્થિતિમાન્ વિશ્વાસુ મિત્રની સમીપમાં અગત્ય છે. તેમ ન હોય તો, બીજા પ્રતાપી ગૃહસ્થો તે મંડળમાં કે સ્થાનમાં હોય તો તેમના સારા મતની તેને અપેક્ષા રેહે છે, તેથી પણ રોકાવાનો અર્થ સરે છે. સંક્ષેપમાં તેને પ્રસંગોપાત્ત પ્રવાહમાંથી રોકનાર કંઈપણ નિરોધક સાધનની અપેક્ષા છે. અધિકારઉપર આવનારને રાજી રાખવા બહુજનો ઇચ્છે છે, તેથી તેને મુખે સર્વ મીઠું બોલે છે. તેમજ તેવા પુરૂષોના દોષ પણ વિશેષ શોધાય છે, અને તે દોષોને વચમાં લાવી તે કાળાશ દ્વારાએ, તે ઉદય પામનારના તેજ સામુ લોકો જૂવે છે, અને પાછળ વાંકુ બોલે છે. એવા સન્ધિમાં વિશ્વાસુ મિત્ર, કે સમાજના સારા ગૃહસ્થોના ઉચ્ચ મતની ઇચ્છા, તે ઉદયીને લાભકારક થઈ પડે છે. જ્યાં બેમાંથી એકે પ્રતિષેધ સમીપમાં નથી હતો ત્યાં, ઉભયને —ઉદયપામનારને અને તેના પ્રતાપમાં રેહેનારને—હાનિ થાય છે. સમર્થ મિત્રનો સ્વભાવ એવો હોય છે કે,—મિત્રને મિત્રના દોષ દેખાડી વારવો, અને લોકને તેના ગુણ દેખાડી આકર્ષવા. જે સ્થાનમાં સમજુ અને સમર્થ સમાજ હોય છે ત્યાં ઉદયપામતાં મનુષ્યો સ્વાભાવિક રીત્યા તે સમાજના સારા અભિપ્રાયની વાં-

છના રાખે છે, તેથી તેને સન્માર્ગેજ ચાલવાની અગત્ય પડે છે. એવા હિતકર નિરોધથી સર્વને લાભ થાય છે. પરન્તુ તે સમીપસ્થ હોવાની અગત્ય છે. દૂરના મિત્રો કે દૂરનો સમાજ દોષ સુધારવામાં યથેચ્છ ઉપયોગી થઈ શકતો નથી.

ગોકુલજીભાઈના વારામાં સુરાષ્ટ્રનું રાજ્ય બહુ પ્રકારે ઊંચું આવ્યું એ ખરૂં છે, તોપણ તેમના જેવા પ્રામાણિક, વિદ્વાન્, બુદ્ધિમાન્ અને સર્વેનું શુભ ઇચ્છનાર પુરૂષના પ્રતાપ નીચે જેટલું પ્રતાપી થવું જોઈયે તેટલું થયું નથી, તેનું કારણ માત્ર એટલુંજ છે કે દુર્ભાગ્યે રાજ્યનાં સર્વ અંગનો એકતાલ ન થઈ શક્યો. ચિત્ત દેવાઈ સર્વ પંક્તિના લોક આકર્ષાઈ રાજાપ્રજાનું કલ્યાણ કરવા અધિક યત્ન થયો હત તો ગોકુલજીભાઈના સમયમાં સુરાષ્ટ્રનું રાજ્ય બીજાં દેશીરાજ્યનું ઉપમાન થઈ પડત, કારણ ગોકુલજીભાઈની કુશલતા, મહાશયતા, અને સુજ્ઞતા એવી ઉચ્ચ હતી.

રાજપુરૂષરૂપે ગોકુલજીભાઈનામાં ન્યૂનતા દેખાતી તે સત્યતા સારૂ લખી છે, તો તેજસારૂ, રાજઉપાધિ દૂર રાખી એક ગૃહસ્થ રૂપે તેમના આચારઉપર દૃષ્ટિ કરતાં જે જણાતું તેપણ લખવું જોઈયે કેઃ—

પાસે બહુ ધન ન છતાં બ્રહ્મભોજન કરાવવામાં, યોગ્ય વિદ્વાનોને દક્ષિણા આપવામાં, સત્કર્મ કરવામાં, અને સારાં કાર્યમાં ઉત્તેજન આપવામાં તેઓ પૂરા ઉદાર હતા. તેઓનો નિર્લોભ તો સદા પ્રકાશતો. ચાલતી રીતપ્રમાણે રૂક્કા લેનાર મનુષ્યો દફતરીનું દાપુ ગણી, પોતાના લાભપ્રમાણે દફતરીનો કંઈક આપતા, તે રીતે ગોકુલજીભાઇ દફતરી થયા ત્યારે પણ તેમને આપવા જતા. પરન્તુ ગોકુલજીભાઈ સ્પષ્ટ ના કહી કશુ લેતા નહિ. તેઓ કેહેતા કે,— ‘મારૂ દરિદ્ર તમારા ક્ષુદ્રધનથી જાય એવું નાનું નથી. તેને તો ‘ઉદ્યોગ અને રાજધન મારસે ત્યારેજ મરશે. માટે હું તમારૂ ધન ‘લેનાર નથી.’ એથી સર્વને આશ્ચર્ય લાગતું. કોઈ પ્રસંગે પણ તેમનામાં લોભ દીઠો નથી.

સદ્ગુણો સન્તાઈ રેહેતા નથી એ સત્ય છે. ગોકુલજીભાઈને અવશ્યતાથી અધિક પ્રવૃત્તિ ગમતી નોહોતી તેથી પોતાનાં પ્રવૃત્તિનાં કાર્યને દીપાવવા અને લોકમાં પ્રસિદ્ધ કરવા યત્ન કરતા નહિ. કીર્ત્તિની બહુ વાસના પણ નહિ તેથી તે કાર્ય પણ પ્રફુલ્લિત ન થતાં. ઉપજીવિકાસારૂ અધિકારનું કર્મ કરવું પડતું પણ તેમની વૃત્તિમાં સદા એમ રેહેતું કે:—

आसुप्तेरामृतेःकालं नयेद्वेदान्त चिन्तया ॥

ઉઠ્યાથી તે સૂતા સુધી, એમ છેક મરણસુધી વેદાન્ત વિચારમાંજ કાલ નીકળે તો ઉત્તમ. તેથી તેઓ પ્રવૃત્તિથી ઉદાસીન રેહેતા. તોપણ તેમના સદ્ગુણોએ તે પ્રવૃત્તિનાં કાર્યને પણ એવાં શોભાવ્યાં હતાં કે તેની કીર્ત્તિ અનાયાસે દેશાપરદેશ વિસ્તરતી. આપણા સાર્વભૌમ રાજકર્ત્તાના દેશમાં પ્રસિદ્ધ થતા એક પ્રખ્યાત (Blackwood's Edinburgh Magazine, No. DCCXXX, August 1876,) માસિક પત્રમાં એક ઈંગ્રેજ ગૃહસ્થ ત્યાંની સુશિક્ષિત પ્રજાને જણાવે છે કે:—

"The Nâgar Brâhmans are an exceedingly powerful caste in Junâgadh as in Kathiâwâd, and have monopolised the political management of by far the greater part of the peninsula...........Ranchhodji, the celebrated former Divân of this State of Junâgadh, was a Nâgar Brâhman; and his praises have been sounded by so many persons of very different character, that he must have been a man of high qualities. ..........................................................

"The Divân of Junâgadh, when I visited Kâthiâwâd was also an exceedingly courteous, dignified, and intelligent gentleman. This was Azam Gokulaji Sampattirâma, also a Nâgar Brâhman. At this time he was absent at Râjkot...........but I met

him at Râjkot and had before made very friendly acquaintance with him. His disposition was very kind and pleasing, his knowledge great, his piety unaffected; and, in the course of much intercourse with him relating to business affairs, in which there was some temptation to depart from strict rectitude, I never saw in him, the least shadow of guile, or anything which would be deemed unworthy of the highest class of English gentlemen. Even those who found most fault with the State of Junâgadh had nothing to say against his personal character."

...............................................................

સહસ્રાવધિ ગાઉસુધી જઈ જેનાં સુલક્ષણ પ્રથમ વર્ગના લોકને અર્થે પ્રથમ વર્ગના પત્રમાં ગવાય એ કંઈ ન્હાનીસૂની વાત નથી. કીર્તિસારૂ પ્રયત્ન કરનાર સમર્થ કારભારિયોને પણ એવું માન અને કીર્તિ ક્વચિત્‌જ મળે છે. તે લખાણમાં ગોકુલજીભાઈની બહુ સભ્યતા, બહુ પ્રતાપ, બહુ બુદ્ધિ અને ગૃહસ્થતાની પ્રશંસા કરીછે. પછી બહુ મનોરંજક અને કૃપાલુ સ્વભાવ, મહાવિદ્યા, અકૃત્રિમ પવિત્રતા, અને ધર્મજ્ઞતા અથવા સૌજન્યવિષે ઉચ્ચ મત આપે છે. પ્રામાણિકતાવિષે પણ બહુ રીતે વખાણ કરે છે, અને કપટનો તો લેશ પણ ન દીઠો એમ સ્વાનુભવથી કેહે છે. સંક્ષેપમાં એમ કેહેછે કે તેમનામાં કોઈ લક્ષણ પણ એવું નથી કે જે ઉત્તમ વર્ગના અંગ્રેજ ગૃહસ્થમાં પણ અયોગ્ય ગણાય. ઈત્યાદિ.

આ સદ્‌ગુણીને ઓછું ઉત્તેજક અને સન્તોષકારક નથી.

ગોકુલજીભાઈ સાથે જે ગૃહસ્થોને સમાગમ થયો હશે તે ગૃહસ્થો, નિસ્પૃહી અંગ્રેજ ગૃહસ્થે લખેલા ઉપરના ગુણવિષે, સહજ સાક્ષી આપી પ્રમાણ કરશે.

ગોકુલજીભાઈ કારભારી છતાં તેમના જેવા વચનપાલક, સત્યવાદી, અને સ્પષ્ટ વક્તા, તથા તેઓના જેવા મનની, વાણીની

અને ક્રિયાની એકરૂપતાવાળા વિરલા ગૃહસ્થોજ હોય છે. તેઓ જેટલું બોલતા તેટલું તોલ કરીને બોલતા હોય એમ બોલતા. એક સમયે એક ગૃહસ્થે કોઈએક સાધારણ પ્રસંગઉપર વાત કરવા માંડી. તેમાં તે આવેશમાં આવી ગયો અને બોલ્યો કેઃ—'એવાં કામસારૂ હું માથુ આપું.' એ વેળા તો અમે બધા સાંભળી રહ્યા પણ તેવિષે પછી વાત નિકળતાં ગોકુલજીભાઈ બોલ્યા કે,—'વચન કાહાડવું તે બહુ વિચારીને કાહાડવું જોઈયે. સહસા જે 'વચારે પડતું બોલી જાય છે તે, કાં તો બોલવાપ્રમાણે પાલવા 'ધારતા નથી; કાં તો તેમનાં મસ્તક સાંધાં છે, કે કાં તો તેમને 'પદાર્થનું મૂલ્ય આંકતાં આવડતું નથી. માલના પ્રમાણમાં મૂલ્ય 'આપવાનો નિયમ છે. કોઈ મહાન્ કારણસારૂ મસ્તક આપવાનું 'કેહેવું અને આપવું એ તો યોગ્ય છે. પરન્તુ ક્ષુદ્ર વાતમાં માથાની 'વાત કરવી એ વચનપાલકને તો ભયભિત લાગે.'

એક દિવસ એક ગંભીર ગૃહસ્થના સ્વભાવની વાત ચાલતી હતી. તેમાં એક નિરૂપણ કરવામાં આવ્યું કે તે ગૃહસ્થનામાં હર્ષ કે શોક ક્વચિત્જ દીઠામાં આવે છે. તે પ્રસંગે ગોકુલજીભાઈએ કહ્યું કે યોગવાસિષ્ઠમાં એવિષે બહુ સુંદર પ્રસંગ લખ્યો છે. શ્રીરામચંદ્રજી એક સમયે આ સદા દુઃખદાયક સંસારનું સ્વરૂપ જોઈ મનમાં વિષાદ અને ગ્લાનિ પામ્યા હતા. તેમની મુખમુદ્રા તદનુસાર જણાતાં, તેમના પિતા દશરથરાજાએ, તેનું કારણ ન કહ્યાથી, વસિષ્ઠજીને પૂછ્યું કે,—રામની એવી દશા કેમ થઈ હશે? તેના ઉત્તરમાં વસિષ્ઠજી વદે છે કેઃ —

कोपं विषादकलनां विततंचहर्षं ।
नाल्पेन कारणवशेन वहन्ति सन्तः ॥
सर्गेण संहृतिजवेन विना जगत्यां ।
भूतानि भूप न महान्ति विकारवन्ति ॥

(યોગવાસિષ્ઠના વિરાગપ્રકરણમાં પંચમસર્ગમાં વસિષ્ઠજી કેહે છે કેઃ—હે રાજા! જેમ ઉત્પત્તિ (થવાની હોય) અને વેગથી નાશ

(થવાનો હોય) એ કાળવિના, જગત્‌માં મહાભૂતો વિકારવાળાં નથી થતાં; તેમ અલ્પ કારણને લીધે, કોપ, શોક કરવો, કે બહુ હર્ષ, એ સારાં મનુષ્યો નથી કરતાં.)

પોતાને જે બહુ રૂચિકર ન હોય એવું કામ કરવાની અગત્ય લાગતી ત્યારે તેઓ રા. સામલભાઈને અને આ લખનારને પ્રસંગોપાત્ત કેહેતા કે, 'અમે તો અમનસ્ક છિયે. અમારૂ મન તમે છો. 'તમને યોગ્ય લાગતું હશે તો અમે કરીશું.'

તેઓ જગત્‌ના વ્યવહારમાં તેમજ કુટુંબવ્યવહારમાં ચિત્ત બહુ ન પરોવતા. તેમ થયે અજાણ્યા લોકને પ્રથમ તો સારૂ માઠુ લગાડવાનાં કારણો મળે છે, પણ અન્તે તેવો તેનો સ્વભાવ પડી ગયો છે એમ જાણ્યામાં આવતાં લોકો તેને અવિવેકી ગણે છે ખરા, પણ પછી સારૂ ખોટું બહુ નથી લગાડતા.

માતાપિતાઆદિ વૃદ્ધજનોની સેવા કરવી એ ધર્મ તો છેજ, પરન્તુ તેમાં સ્વાર્થ પણ છે એવું ગોકુલજીભાઇ સિદ્ધ કરતા. તેઓ કેહેતા કે શાસ્ત્રકર્ત્તા લોકો જેને ધર્મ કહી ગયા છે તે બહુકરી પૂર્ણ વિચાર કરી કહી ગયા છે. તેમાં જો વ્યવસ્થાથી સમજે તો મનુષ્ય માત્રનો સ્વાર્થ પણ રહેલો છે એમ દેખાય છે. અનુભવવિના સર્વનાં કારણ બહુના જાણવામાં નથી આવતાં, પણ જેમ જેમ અનુભવ વધતો જાય છે અને સૂક્ષ્મ રીતે વિચાર કરી તેમાંથી ઉપદેશ જે લેછે તેને દેખાય છે કે 'ધર્મ' અથવા 'કર્તવ્ય' ગણાય છે તેમાં સ્વાર્થ પરમાર્થ ઉભય છે. મનુષ્યમાત્ર પ્રજાને ઇચ્છે છે અને વૃદ્ધ થવાની આશા રાખે છે. તો તેઓ પણ કોઈ સમયે માતાપિતાની અને વૃદ્ધજનોની દશામાં આવશેજ. તેમણે યુવાવસ્થામાં પોતાનાં વૃદ્ધ માતાપિતાની સેવા કરી હશે તો પોતાની પ્રજા તે જોઈ શીખશે અને તેમની પણ ભાવથી સેવા કરશે. માટે પોતાનાં માતાપિતાઉપર પૂજ્ય ભાવ રાખી તેમની પ્રેમપૂર્વક સેવા કરી પોતાની પ્રજાને સારૂ દૃષ્ટાન્ત આપવું એ એક ઉપયોગના સમય સારૂ થાપણ રાખી મૂકયા જેવું છે. વૃદ્ધજનોના અસંખ્ય અને

અનુપમ ઉપકારની કિન્ચિત્ પ્રતિકૃતિ પણ થાય છે અને અગત્યવેળા સ્વાર્થ સાધવાનાં સાધન સંપાદાય છે. એમ ઉભય લાભ છે. સદ્ગુણમાત્રમાં ઉભયપક્ષે લાભ હોય છે.

સજ્જનો સાથે સ્નેહમમતા બાંધવાની ઉત્કંઠા અને યોગ્યતા તો ગોકુલજીભાઈનામાં અનુકરણીય અને યથેચ્છ હતી એ આખા ચરિત્ર નિરૂપણમાંજ તરી આવે છે, એટલે અધિક લખવા અગત્ય નથી. તેઓ યોગ્ય ગૃહસ્થોપર કેવો ભાવ રાખતા હતા; તેમને કેવા અમૂલ્ય અને ઉપયોગી ગણતા હતા; અને તેમનો સહવાસ રાખવા, તેમને ઉત્તેજન આપવા, તેમનો રાજ્ય સાથે સંબંધ કરાવી રાજાપ્રજાનું હિત કરવા, અને તેમના દૃષ્ટાન્તથી બીજાઓને બોધ આપી સન્માર્ગે પ્રેરવા, તેઓ કેવા ઈચ્છતા હતા, તે આ નીચેનાં નામથી સ્પષ્ટ જણાઈ આવશે. પૂર્વે આવી ગયેલાં નામથી અધિકમાં નીચે લખેલા ગૃહસ્થોને પ્રથમ તારવી કાહાડી સુરાષ્ટ્રસંસ્થાનમાં લાવવા તેમણે વારંવાર પ્રયત્ન કર્યા હતા. કંઈ નહિ ને કંઈ કારણથી તેઓ જૂનાગડ જઈ શક્યા નહિ, પણ તેમને રાજપ્રકરણભણી વળવાની વૃત્તિના ઉદયનો આરંભ પરોક્ષાપરોક્ષ ગોકુલજીભાઈની ઈચ્છાનુસાર થયેલી સૂચનાથી થયેલો એમાં સંશય નથી. કારણ ગોકુલજીભાઈની દૃષ્ટિ તેમનાઉપર પ્રથમ ગયેલી પછીજ તેઓ રાજપ્રકરણમાં પડ્યા છે એ નિર્વિવાદ છે.

રા. રા. મોતીલાલ લાલભાઈ, જનાર્દન સખારામ ગાડગિળ, હોરમસજી આરદેશર વાડિયા, અંબાલાલ સાકરલાલ દેસાઈ, કાશિનાથ ત્ર્યંબક તીલંગ, જમસેદજી અરદેશર દલાલ, દીનશા અરદેશર તાલીયારખાન, હરિલાલ દામોદર, ઈત્યાદિ.

સર ટી. માધવરાવવિષે 'કલકત્તા રેવ્યુ'માં એક વિષય આવ્યો હતો તે વાંચતાં એક પ્રસંગે '**राजकारभारीविषे**' એક વિષય લખવા આ લખનારને સંકલ્પ થયો. તેનો આરંભ આ નીચેનો શ્લોક લખી કરચો હતો. તેમાંની યથાર્થતા જોઈ પોતે એટલા બધા પ્રસન્ન થયા હતા કે અવધિ.

मणिना वलयं वलयेन मणिर्मणिनावलयेन विभातिकरः ।
शशिनाच निशा निशयापि शशिः शशिना निशयाच विभातिनभः॥
पयसा कमलं कमलेन पयः पयसा कमलेन विभाति सरः ।
कविनाच विभुर्विभुनाच कविः कविनापिभुनाच विभाति सभा ॥

(મણિવડે કંકણ શોભે છે, કંકણવડે મણિ શોભે છે, અને મણિ તથા કંકણવડે હસ્ત શોભે છે; ચંદ્રમાવડે રાત્રિ શોભે છે, અને રાત્રિવડે પણ ચંદ્રમા શોભે છે, અને ચંદ્રમા તથા રાત્રિ બેવડે આકાશ શોભે છે; જલવડે કમલ શોભે છે, કમલવડે જલ શોભેછે, અને જલ તથા કમલવડે સરોવર શોભે છે; (એજ રીતે) વિદ્વાન્ વડેજ રાજા શોભે છે, રાજાવડે વિદ્વાન્ પણ શોભે છે, અને વિદ્વાન્ તથા રાજાવડે સભા શોભે છે.)

કારભારી સંબંધમાં પ્રસંગોપાત્ત અમારે બહુવાર ચર્ચા થતી. રાજનીતિના પ્રસંગોવિષે સંસ્કૃતમાંથી અને ફારશીમાંથી તેમણે વાંચેલું, તથા કેટલુંક પ્રસંગવશાત્ સાભળેલું તેથી તેવિષે સારૂ સમજતા હતા. રાજપુરૂષનું કર્મ કેવું દુષ્કર, કષ્ટકર, અસુગમ અને વિષમ છે તેવિષે તેઓએ એક પ્રસંગે કહ્યું હતું કેઃ—

नरपतिहितकर्त्ता द्वेष्यतांयातिलोके ।
जनपदहितकर्त्ता त्यज्यतेपार्थिवेन ॥
इतिमहतिविरोधे वर्त्तमाने समाने ।
नृपतिजनपदानां दुर्लभःकार्यकर्त्ता ॥

(જે રાજાનો હિતકર્ત્તા થાય છે તે લોકમાં દ્વેષ પામવા પાત્ર થાય છે, જે લોકનો હિતકર્ત્તા થાય છે તેને રાજા તજે છે, એવા મ્હોટા ચાલતા સાધારણ વિરોધમાં છતાં, રાજાપ્રજાનું (ઉભયને સારૂ લાગે એમ) કાર્ય કરનાર દુર્લભ છે.)

બહુકરી એમ છે ખરૂં. પરન્તુ સૂક્ષ્મદૃષ્ટિથી જોતાં રાજાના અને પ્રજાના સ્વાર્થવિરૂદ્ધ નથી. રાજાપ્રજા ઉભય સ્વધર્મજ્ઞ અને સમજણાં હોય તો બેના સ્વાર્થની એકતા થાય છે અને બંને બહુ સમર્થ, પ્રતાપી, અને સુખી સન્તોષી થાય છે.

હાલનાં દેશીરાજ્યના કારભારીને ઉપરપ્રમાણે બે વર્ગનાં મન મનાવવા ઉપરાન્ત વળી ત્રિજું વધ્યું છે.

**सोरठा.**

'કઠિન હતું અતિકાજ, કારભારીનું બેવડું,
રાજી કરવા રાજ, હિતકરી પ્રજાનું તેવડું.
તેમાં વધિયું આજ, ત્રિજું કામ અતિ કારમું,
મન રાખવું મહારાજ, અંગ્રેજી અધિકારિનું.'

સાર્વભૌમ અંગ્રેજ સરકારના 'પોલિટિકલ એજન્ટો'ને રાજી રાખવાનું ત્રિજું કામ ખરેખરૂં વધ્યું છે. તેપણ જો તે પ્રતિનિધિ પોલિટિકલ સારા હોય તો તો સ્વાર્થમાં અન્તર નથી પડતું, પણ તેથી ઉલટું હોય છે ત્યાં તો કારભારીના સંકટની સીમા નથી રેહેતી. અધમ સેવાનો અનુભવ પ્રત્યક્ષ થાય છે.

ગોકુલજીભાઈ કેહેતા કેઃ—અંગ્રેજરાજ્યની કેટલીક રીત તો બાહુ આશ્ચર્યકારક છે. ગામડાનાં છોકરાં ભણાવવા સારૂ મેહેતાજી મોકલે તેપણ યોગ્ય થયે પરીક્ષા લઈ પછી મોકલે છે, પણ રાજા અને તેમના કારભારી જેવા સાથે રાજકીય જેવાં મહત્કાર્ય કરવા, અને અને તેમની સાથે છે તેવા સૂક્ષ્મ અને કોઈ કાળે બાહુ ઉપયોગી થઈ પડે એવા સંબંધો સાચવવાસારૂ, પોતાના પ્રતિનિધિ જેવા માન ભરેલા અધિકારઉપર જે ગૃહસ્થોને નિયમે છે તેમાં કશા પ્રકારની કસોટી રાખતાજ નથી. એ સર્વોપરી કાર્યસારૂ તો સર્વોપરી યોગ્યતાવાળા ગૃહસ્થોને પરખી પરખી મોકલવા જોઈયે. ઈ.

સેવાને ગોકુલજીભાઈ '**શ્વાવૃત્તિ**' (કુતરાની વૃત્તિ) કેહેતા. સેવા અધમ છે એ ખોટું નથી. તોપણ મહાશયતા રાખી જે રાજસેવા કરે છે તે 'દેશસેવા' તુલ્ય છે. માટે તે અધમ નથી એમ પણ વિચાર લેવાતો. બુદ્ધિમાન્ મનુષ્યે સ્વદેશની સેવા કરવી એપણ એક ધર્મ છે. રાજસંબંધથી દેશની સેવા કરવી સુલભ પડે છે. લોક કલ્યાણ કરવામાં રાજ્યાધિકાર એ એક બલવત્ સાધન છે. સદ્વિચારી, સદાચારી, સદ્ગુણી, વિદ્વાન્, કલાવાન્, સદુદ્યોગી, એવા

એવા અનેક ગુણવાળાં મનુષ્યોને ઉત્તેજન આપી સન્માર્ગે પ્રેરી શકાય છે. તેવો વર્ગ વધ્યેથી બાહુ સંખ્યાને સુખ થાય છે. સદ્ગુણો સંવૃધ્ધિ પામે છે અને દુર્ગુણોને ક્ષય લાગી દૂર થાય છે. એ થોડું કલ્યાણકારી નથી. માટે રાજ્યાધિકારનો સદુપયોગ કરનારની સેવા અધમ નથી એમ વિચારીને, બુદ્ધિમન્તો રાજ્યનો આશ્રય પણ ઇચ્છે છે. એક પણ્ડિત કહે છે કેઃ—

सुहृदामुपकारकारणात् द्विषतामप्यपकारकारणात् ।
नृपसंश्रय इष्यते बुधैर्जठरं को न बिभर्ति केवलं ॥

સારા હૃદયવાળા (મિત્ર) ના ઉપકારસારૂ, અને દ્વેષી જન (શત્રુ) ના અપકારસારૂ બુદ્ધિમન્ત લોક રાજાનો આશ્રય ઇચ્છે છે. બાકી કેવલ પેટ તો કોણ નથી ભરતું! (પશુ, પક્ષી, કીટ, સર્વે ભરે છે.)

પ્રથમ પંક્તિમાં સોળમો અક્ષર **प्य** છે તેમાં उकार વધારી **प्यु** કરી સજ્જન લોક કેહે છે કે શત્રુનાપર પણ **અ**પકાર નહિ પરંતુ **ઉ**પકાર કરવાસારૂ રાજાશ્રય બુદ્ધિશાલી જનો ઇચ્છે છે. એ યથાર્થ છે. સજ્જનો સર્વનું સારૂજ કરે છે.

વિચાર સંગતિથી ઉપરના જેવો બીજો પ્રસંગ સ્ફુરી આવે છે તે એમ છે કેઃ—

બે સમાન, રંક પણ વિદ્વાન્ અને કુશલ, મિત્રો હતા. તેમાંથી એકને રાજાશ્રય મળતાં તે અધિકારઉપર આવી ગયો. પોતાના મિત્રને પોતાના જેવાજ કોઇ ઉચ્ચસ્થાનનો યોગ કરી તેને ત્યાં સ્થાપવાના વિચારમાંજ તે હતો. પણ તે યોગ થતાં વેળા વીતતી હતી, તેમાં પેલા આશ્રયરહિત મિત્રના કુટુંબનું ધૈર્ય ન રહ્યું. તે બાહુ પ્રકારે તેને સંતાપવા લાગ્યું. તેથી ઉષ્કેરાઇ તે મિત્રે પેલા અધિકારી મિત્રને લખી મોકલ્યું કેઃ—

प्राप्य चलानधिकारान् शत्रुषु मित्रेषु बन्धुवर्गेषु ।
नापकृतं नोपकृतं नसत्कृतं किं कृतं तेन ॥

'ચંચલ અધિકારો પામીને શત્રુનાઉપર અપકાર (ખોટું) ન કર્યો, મિત્રનાઉપર ઉપકાર ન કર્યો, અને સંબંધી વર્ગનો સત્કાર ન કર્યો,

તો તેણે શું કર્યું?' કંઈજ નહિ. ચંચળ અધિકાર ક્ષણમાં જતાં રેહેતાં તેને પશ્ચાત્તાપ થવાનો.

ઉપરનો શ્લોક વાંચી અધિકારી મિત્ર તેનો મર્મ સમજ્યો, પછી બીજી પંક્તિનો પ્રથમ અક્ષર **ના** તેનાઉપર એક માત્રા વધારી **નો** કરી પાછો મોકલ્યો. તેઉપરથી તેણે એવું સૂચવ્યું છે કે એ **શ્લોક** યથાર્થ છે,—પરન્તુ મારો વિચાર એમ છે કે ક્ષણભંગુર અધિકાર પામી શત્રુનાઉપર પણ **અ**પકાર નહિ પણ **ઉ**પકારજ કરવો એ સમજુ પુરૂષોનો ધર્મ છે.

અધિકારી માત્રે ઉપરના બે શ્લોક પોતાના અન્તઃકરણમાં કોતરી રાખવા યોગ્ય છે. એમાં કોણ વાંધો લેશે?

સામાન્ય સેવા કરનારને એકજ સ્વામી હોય છે. પરન્તુ અધિકારીને અનેક સ્વામી છે. રાજા, પ્રજા, અને આહુણાં અંગ્રેજી અધિકારી એ ત્રણ તો ઉપર ગણાવ્યા. એવિના સ્વકાર્યના, કીર્ત્તિના, અને સેવકોના પણ (અધિકારીયો) સેવક છે. તેમને બાહુ પ્રકારે પરવશ રેહેવું પડે છે એ સૂક્ષ્મ રીતે જોતાં સ્પષ્ટ જણાય છે. તેઓ અનેક બન્ધનોથી અનેક પાસ ખેંચાય છે. તેમની સ્વતંત્રતા જાય છે. એક પંડિત કેહે છે કેઃ—સ્વતંત્રતા ખોવા સારૂ સત્તા શોધવી એ વિસ્મયજનક છે પણ અધિકારિયો તેમજ કરે છે. તેઓ બીજાને વશ કરવા જતાં પોતે પરવશ થઈ જાય છે. તેઓ અન્ય જનોઉપર અધિકાર ભોગવે છે પણ પોતાઉપરનો અધિકાર ખુવે છે. પોતે બાહુ પરસ્વાધીન થાય છે એ બુદ્ધિમન્ત છતાં જોઈ શકતા નથી. ચઢવાનું કર્મ કઠિન અને દુઃખદ છે. ઉચ્ચસ્થાન ચિકણું, લપસણું અને ચંચળ છે, ત્યાંથી પડવાની ભીતિ સદા રહ્યાં કરે છે, તેથી સુખ ભોગવી શકાતું નથી. અન્તે ત્યાંથી પડનારના ઓષ અને કોષ ઉઠી જઈ દયાપાત્ર સ્થિતિ થાય છે. સંકટ સમીપ દેખે તોપણ ઈચ્છે તે વેળા તેમનાથી દૂર થવાતું નથી. તેઓ એટલે સુધી પરવશ થઈ પડે છે કે કેવળ અન્યે આરોપેલા સુખદુઃખ ભોગવવામાંજ જન્મારો જાય છે. સ્વસ્થ થઈ ખરૂ સુખ

સમજવાનો સમય આવતોજ નથી. શરીરની કે અન્તઃકરણની વેદનાઓ વેળા પણ નિવૃત્તિમાં રેહેવાતુ નથી. અન્તર્માં દુઃખ હોય છે તેજ સમયે સુખી છે એમ બહિર્વેશ ધારવો પડે છે. અધિકારનું ઝુંસરૂ ખાંધઉપર હોય છે તેવામાં એવાં કામ કરવાં પડે છે કે પ્રથમ તેવાં કામ કરવાની ઈચ્છાજ ન થાય તો ઉત્તમ ગણાય અને કદિ ઈચ્છા થઈ આવી તો તે કરવા શક્તિ ન હોય તો સારૂ. સંક્ષેપમાં અધિકારમાં એવું અણિઉપર કંપતાં રેહેવું પડે છે કે સીમા. એવી સ્થિતિમાંઃ—

**आश कदा रेछे अने त्रास सदा रेछे.**

ઊંડા ઉતરી જોનારને પ્રપંચનાં ઉચ્ચસ્થાનનું—પછી તે અધિકારથી હો કે ધનથી હો—બીજુ પાસુ જોતાં એવું દુઃખપ્રદ જણાય છે, પરન્તુ તેનું મોહક દર્શન એવું બલવત્તમ છે કે તે આખા જગત્ને પોતાના મોહપાશમાં નાંખી બીજુ સુજવાજ દેતું નથી. સ્વાભાવિક રીતે સર્વેની ઈચ્છા ઉચ્ચસ્થાન સંપાદન કરવાની હોયછે. તે કોઈથી વારી વરાય એવી નથી, માટે તેનાં દુઃખ સાથે સુખ પણ છે તેનો અત્રે વિસ્તાર કરવાની અગત્ય નથી. કારણ સર્વેએ તેમાં સ્વભાવથી સુખ માનેલું છે.

સમજુ મનુષ્ય ઉચ્ચસ્થાનનો સદુપયોગ કરે છે તો તેમાંથી કલ્યાણકારી કાર્ય થાય છે. ઉચ્ચસ્થાનમાં બહુજનને સુખી કરવાની શક્તિ આવે છે, ઉચ્ચસ્થાનના પ્રકાશમાં સદ્ગુણો શોભી નીકળે છે, બલવન્ત ગુણો ફૂલવન્ત થાય છે. ઈત્યાદિને લીધે બહુ પ્રકારે તે વાઞ્છનીય છે. પરન્તુ એક સત્યતા સર્વેએ સદા લક્ષમાં રાખવાની અગત્ય છે કેઃ—અધિકાર અને ધન જેવી ચંચળ વસ્તુ બીજી થોડીજ હશે. માટે તેના સમયમાં મદાન્ધ ન થવું અને જેમ બને તેમ સ્વશક્તિ અનુસાર ન્યાય અને કલ્યાણ કરવાઉપરજ દૃષ્ટિ રાખવી એ અન્તે સુખકર છે. અભિમાન આણવા યોગ્ય આ લખનારના મિત્રો ઉચ્ચસ્થાને છે. તે બધાના અનુભવથી નિઃસંદેહ નિશ્ચય થયો છે કે પ્રાપંચિક ઉચ્ચસ્થાન સદા અદૃઢ છે. શંકા પણ

ન આવી હોય એવે સ્થાનેથી અકસ્માત્ ટોકર લાગતાં તે તુરત કાચની પેઠે ત્રુટી પડે છે. માટે વારવાર કેવું પડે છે કે, તેનું મિથ્યાભિમાન રાખી મદાન્ધ ન થવાય એમ સાવધાની રાખવી અને તે સમયમાં યથાશક્તિ સારૂ થાય તે કરવું. અધિકાર કે ધન પામી સમય જોઈ સ્વેચ્છાથી તેમાંથી દૂર થઈ નિવૃત્તિનું સુખ ભોગવવા જે સમર્થ થાયછે તેને સર્વોપરી ભાગ્યશાલી સમજવો.

ગોકુલજીભાઈના ચરિત્રનિરૂપણથી આપણા જોવામાં આવે છે કે:—ગમે એવી અનુકૂલ કે પ્રતિકૂલ સ્થિતિ હોય, તોપણ જે મનુષ્ય સ્વાશ્રયઉપર વિશ્વાસ રાખી પ્રથમ વિદ્યાની ઉપાસના કરી તે યથાશક્તિ સંપાદન કરે છે, પછી સુલક્ષણી થઈ સન્માર્ગે વ્યાપાર, સેવાઆદિ ગમે તે ઉદ્યોગ કરી ગૃહસ્થાશ્રમના ધર્મપ્રમાણે વર્ત્તે છે, તે અન્તે ઈશ્વરકૃપાથી સિદ્ધ અને સુખી થાય છેજ. **ऐतरेयब्राह्मण**માં કેહે છે કે:—

आस्ते भग आसिनस्योर्ध्वस्तिष्ठति तिष्ठतः ।
शेते निपद्यमानस्य चराति चरतो भगः ॥

(બેશી રેહેનારનું ભાગ્ય બેશી રેહે છે, ઉભા રેહેનારનું ભાગ્ય ઉઠી ટટાર ઉભૂ રેહે છે, પડી રેહેનારનું ભાગ્ય સૂઈ રેહે છે અને ચાલનારનું ભાગ્ય ચાલે છે.) એ યથાર્થ છે. જેવી આપણી કૃતિ તેવું આપણું ભાગ્ય થાય છે. આપણેજ આપણા ભાગ્યના કર્ત્તા છિયે. સારૂ કરનારનું સારૂ થાય છે ખોટુ કરનારનું ખોટુ થાય છે.

સ્વાશ્રય, ઉત્સાહ, ઉદ્યોગ, વિદ્યા, સ્વતન્ત્રતા, મહાશયતા, એ આદિ ઉન્નતિપ્રદ ગુણોના પ્રતાપથી અને ઈશ્વરકૃપાથી ગોકુલજીભાઈ સ્વદેશમાં સર્વોપરી સ્થાને પોહોંચ્યા હતા. જગત્માં સર્વેને આવે છે તેમ, તેમને પણ વિપત્તિ અને વિરોધ ખાડ્ આવ્યાં હતાં, પણ તેથી મનભંગ ન થતાં સન્માર્ગે રહી સદાગ્રહ અને શૌર્ય રાખ્યું તો, ઈશ્વરે સહાય થઈ જય આપ્યો. એવાં સત્પાત્રોને ઈશ્વર સદા જય વિજય આપો. તથાસ્તુ.

ગોકુલજીભાઈની શરીરસંપત્તિ પણ સારી હતી. તેઓ ગિરિ-

નાર પગે ચઢી શકતા, શેલડીનો સાંઠો દાંતવતે ખાઈ શકતા, એમ સર્વ અવયવો સબળ હતા. પાછળથી શરીર સ્થૂળ થયું હતું પણ ભરયુવાનીમાં જેવું જોઈયે એવું પુષ્ટ અને બળવતૂજ હતું અને નિરોગી પણ તેવુંજ હતું. તેનું મુખ્ય કારણ તો એજ હતું કે આહારાદિમાં તેઓ નિયમપાલક હતા. તેમની શરીરસુંદરતા આદિવિષે તો પૂર્વે કહ્યું છે. તેમનું અન્તઃકરણ જેવું સારૂં હતું તેવીજ તેમની પ્રસન્ન મુખમુદ્રા પણ બહુકરી મનોહર અને આનંદદાયક હતી. તેમનું ચિત્ર આ સાથે છે તેથી અત્રે વિશેષ વિસ્તારની અપેક્ષા નથી.

ગોકુલજીભાઇ નિવૃત્તિનું સુખ બહુ ઇચ્છતા, પરન્તુ ઉત્તરાવસ્થાના પૂર્વ ભાગમાંજ દેહ મુક્ત થવાથી તે અવસર આવી શક્યો નહિ. અધિકારની અદઢતા તેઓ યથાર્થ સમજતા. તેનું મિથ્યાભિમાન તેમનામાં દીઠું નથી. તેઓએ નિવૃત્તિ સુખનાં સાધનો બહુ એકઠાં કર્યાં હતાં. તેમનું જ્ઞાન તો સર્વોપરિ હતું તે આપણે પ્રત્યક્ષ જાણી શકયા છિયે. ભારે કામથી મનને વિરામ આપવા સામાન્ય કર્મ કરવાની પણ અપેક્ષા છે. વેદોક્ત અગ્નિહોત્ર લીધું હતું તેમાં એપણ એક કારણ હતું. પ્રખ્યાત દુર્ગારામ મેહેતાજીને અને ગોકુલજીભાઈને સારો પરિચય હતો. દુર્ગારામ મેહેતાજી સારગ્રાહી ગૃહસ્થ હતા, અને બુદ્ધિ પણ તીવ્ર અને ઉચ્ચ હતી તેથી આર્યશાસ્ત્રનો સર્વોપરી શિરોભાગ જે **વેદાન્ત** તેના આગ્રહી ઉપાસક હતા. ગોકુલજીભાઈયે અગ્નિહોત્ર લીધું એમ તેમના જાણવામાં આવતાં તેમને આશ્ચર્ય લાગ્યું કે વેદાન્ત જેવું શ્રેષ્ઠ જ્ઞાન સંપાદન કર્યા પછી એમ કેમ કર્યું? ગોકુલજીભાઈ તેનું એ પ્રકારે સમાધાન કરતા કેઃ—

સમાધિસ્થ યોગી મહાત્માની જૂદી વાત છે, પરન્તુ બીજા આપણા જેવાનું મન કંઈપણ આલંબનવિના રહી શકતું નથી. ઉત્તમ વિષયોના ભારથી તે જ્યારે શ્રમિત થાય છે ત્યારે તેને વિરામ મળવા લઘુકર્મ ઉપયોગનાં છે. તે સમયે કોઈપણ કર્મ કરવું

જોઈયે, તો અમે શાસ્ત્રવિહિત કર્મ કરવા ધાર્યું છે. એ જ્ઞાનને બાધકર્ત્તા નથી. ગમે તે રૂચિકર લઘુકર્મ કરવું એટલોજ ઉદ્દેશ છે. શુષ્ક નામધારી વેદાન્તી લોકો વેદાન્ત યથાર્થ સમજ્યાવિના, કર્મના ત્યાગની અને પુણ્યપાપનો વિવેક છેજ નહિ, એવી અન્યથા વાતો કરે છે, એ કેવળ તેમનું અજ્ઞાન અને તુચ્છ અન્તઃકરણ દર્શાવે છે. કુકર્મનો ત્યાગ અને કેટલાક પ્રસંગે કેટલાંક કારણથી સકામ કર્મનો ત્યાગ કહ્યો છે તે યથાર્થ છે, પરન્તુ વેદાન્તના માર્ગમાં સંચરનારને કોઈપણ સત્કર્મ કરતાં બાધ નથી.

એક સમયે ગોંડલમાં ગોકુલજીભાઈ અને ગોવાલિયરવાલા પ્રખ્યાત પ્રધાન સર દિનકરરાવનો સમાગમ થયો. ગોકુલજીભાઈના વેદાન્ત જ્ઞાનવિષે તેમણે ખ્યાતિ સાંભળેલી તે ઉપરથી તે વિષયના તેમને મુખેથી યથાર્થ સિધ્ધાન્ત જાણવા સર દિનકરરાવ ઉત્સુક હતા. વેદાન્તના સિધ્ધાન્તો સર્વોપરી છે એમ પોતે માનતા. ગોકુલજીભાઈને મુખેથી તેની ઉત્તમ વ્યવસ્થા સાંભળી સર દિનકરરાવ બહુ સન્તોષાનંદ પામ્યા હતા. ગોકુલજીભાઈના વિચાર તો આપણે જાણિયે છિયે. સર દિનકરરાવે, ગોકુલજીભાઈ કેહેતા કે, પોતાનો વિચાર જણાવ્યો હતો તેનો આશય એમ હતો કેઃ—'વેદાન્તમાર્ગ ઉત્તમોત્તમ મને લાગે છે. પરન્તુ તે માત્ર વિદ્વાનો અને બહુ બુદ્ધિમન્તોના ઉપયોગનો છે. આ દેશકાળમાં સામાન્ય મનુષ્યોને સારૂ ભક્તિમાર્ગ ગણાતો આવ્યો છે તે ઉચિત છે. વેદાન્તનું તાત્પર્ય સમજવું કઠિન છે, તેથી બહુકરી તેનું મંડન ખંડન કરનાર ઉભયપક્ષના અજ્ઞાનિયો અન્યથા સમજી અનેક કુતર્કો કરે છે.' સર દિનકરરાવ વિચારમાં વેદાન્ત રાખતા અને આચારમાં ઉપાસના અને ભક્તિ કરતા. વારંવાર કેહેતાં દોષ નથી કે, પ્રથમ તો વેદાન્તનું ઉત્તમોત્તમ જ્ઞાન સંપાદન કરવા યોગ્ય થવું એજ કઠિન છે. વેદાન્ત જ્ઞાનને પાત્ર થવા સારૂ બહુ સાધન અને સમૃધ્ધિયોની આવશ્યકતા છે. યથાર્થ વેદાન્ત જાણનાર મહાત્મા પુરૂષોના વિચાર અતિઉદાર અને વિસ્તૃત હોય છે. સર્વ સદ્ગુણ

અને સત્કાર્ય અનેક કારણથી તેમની પ્રીતિનાં પાત્ર છે. વેદાન્તના સિદ્ધાન્તમાં પણ એક સ્થળે એમ કહ્યું છે કે:—

यावदायुस्त्रयो वन्द्या, वेदान्तो गुरुरीश्वरः ।
आदौ ज्ञान प्रसिद्ध्यर्थं कृतघ्नत्वाऽपनुत्तये ॥

જ્યાંસુધી આયુષ્ હોય ત્યાંસુધી સત્શાસ્ત્ર, ગુરૂ અને ઈશ્વર એ ત્રણે નિરન્તર ઉપાસવા યોગ્ય છે. આદિમાં (જ્ઞાન થયા પૂર્વે) જ્ઞાન થવા સારૂ, અને એ ત્રણેના પ્રતાપથી જ્ઞાન થાય છે, તેમને જ્ઞાન પછી ન સેવેથી કૃતઘ્નતાનો દોષ થાય માટે, તે દૂર કરવા સારૂ જ્ઞાન થયા પછી શરીર છૂટતા સુધી પણ તેમની સેવા કરવી યોગ્ય છે.

એ ઉપરથી સિદ્ધ થાય છે કે કર્મ ઉપાસનાનો ત્યાગ કરવા વેદાન્તનો આગ્રહ નથીજ. માત્ર વ્યવસ્થાપૂર્વક સમજવામાંજ ભૂલ થાય છે. શ્રીભગવદ્ગીતામાં સ્પષ્ઠ કહ્યું છે કે: **नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः** સર્વ કર્મનો ત્યાગ કરવો દેહધારીને અશક્ય છે. માટે જે કર્મના ફળનો ત્યાગ તેજ ત્યાગ છે, એવું વેદાન્ત મત છે. કર્મ ત્યાગનો અભિનિવેશ નથી તો ઉપાસના ભક્તિનો તો શાનોજ હોય. એ વાર્તા સ્પષ્ટ સમજાવા સારૂ વેદાન્તનાં પ્રસ્થાન ત્રયમાંની શ્રીભગવદ્ગીતાની વ્યવસ્થા નીચેપ્રમાણે વિદ્વાનો કરે છે:—

કેવળ મુમુક્ષુજનોને, કાર્યપ્રપંચસહિત અનાદિ અવિદ્યાની નિવૃત્તિદ્વારા વિદેહ કૈવલ્યરૂપ ફળની પ્રાપ્તિસારૂ આત્મા પરમાત્માનો અભેદ પ્રતિપાદન કરી અદ્વૈતરૂપ અમૃતની વૃષ્ટિ કરનારી, શ્રીકૃષ્ણ ભગવાન્ અને અર્જુનના સંવાદરૂપ સાતશેં શ્લોકની ગીતામાં ઉપનિષદ્‌નામા બ્રહ્મવિદ્યા, શ્રીવ્યાસ ભગવાને સ્થાપન કરી. તે ગીતાનું પ્રયોજન મહત્ એ છે કે:—

અજ્ઞાનસહિત સર્વ પ્રપંચનો અભાવ અને સચ્ચિદાનંદ સ્વરૂપના આવિર્ભાવરૂપ મોક્ષ. તે મોક્ષનાં વિષ્ણુનું પરમપદ આદિ અનેક નામ શાસ્ત્રમાં છે. તે મોક્ષની પ્રાપ્તિસારૂ કર્મ, ઉપાસના, અને જ્ઞાન, એ ત્રણે દ્વારમાં જવાનું છે. અને તેજ કારણ માટે વેદના ત્રિકાંડ છે તેમજ અઢાર અધ્યાયરૂપ ભગવદ્ગીતાના છ, છ,

છ, અધ્યાયનાં ત્રણ ષટ્કો કરી, યથાક્રમથી, કર્મ, ઉપાસના, અને જ્ઞાન, પ્રતિપાદન કર્યાં છે. તેમાં છ અધ્યાયના પ્રથમ ષટ્કમાં કર્મનિષ્ઠા કથન કરી છે; છ અધ્યાયના દ્વિતીય ષટ્કમાં ભગવદ્ભક્તિ નિષ્ઠારૂપ ઉપાસના કથન કરી છે; અને છ અધ્યાયના ત્રિતીય ષટ્કમાં જ્ઞાનનિષ્ઠા કથન કરી છે. મધ્યના ષટ્કમાં સ્થિત જે ભગવદ્ભક્તિનિષ્ઠા છે, તે ભગવદ્ભક્તિનિષ્ઠા કર્મનિષ્ઠાની પ્રાપ્તિમાં અને જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિમાં જે પ્રતિબંધક પાપરૂપ વિઘ્ન છે, તે સર્વેનો નાશ કરનારી છે, તેથી તે ભગવદ્ભક્તિનિષ્ઠા, કર્મ તથા જ્ઞાન, એ બંનેમાં અનુગત છે. તેથી તે ભગવદ્‌ભક્તિનિષ્ઠા ત્રણ પ્રકારની ગણાય છે:—૧ કર્મમિશ્રા, ૨ શુદ્ધા, ૩ જ્ઞાનમિશ્રા. ગીતાના કર્મકાંડરૂપ પ્રથમ ષટ્કમાં કર્મોનું નિરૂપણ તથા તેના ત્યાગ પ્રકારનું નિરૂપણ કરી, અનેક પ્રકારની યુક્તિથી **ત્વંપદ**ના અર્થરૂપ કૂટસ્થ શુદ્ધ આત્માનું નિરૂપણ કર્યું છે; તેના ઉપાસનાકાંડરૂપ દ્વિતીય ષટ્કમાં ભગવદ્‌ભક્તિનું વર્ણન કરી અનેક પ્રકારની યુક્તિથી **તત્**પ-દાર્થરૂપ પરમાત્માનું નિરૂપણ કર્યું છે; અને જ્ઞાનકાંડરૂપ ત્રિતીય ષટ્કમાં અનેક યુક્તિથી તે શોધિત **તત્**પદાર્થ અને **ત્વં**પદાર્થના અ-ભેદરૂપ મહાવાક્યોનો અર્થ નિરૂપણ કર્યો છે. એ રીતે કર્મ, ઉપાસના, અને જ્ઞાનનો પરસ્પર સંબંધ છે.

વેદાન્તના ગ્રંથોનું અન્તે તાત્પર્ય જ્ઞાનમાંજ છે પરન્તુ કેટલાંક કારણથી સૃષ્ટિક્રમ અને કર્મ ઉપાસના એ સર્વવિષે વેદાન્તમાં પ્રસં-ગોપાત્ત સુંદર વિચારો લખે છે. મતમતાન્તરથી તેમાંના કોઈ વિચાર કોઈને અનુકૂલ ન પણ આવે. તે સમયે તે વિચારકોએ એમ ન સમજવું કે તેવા વિચારમાં મતભેદ થયો એટલે આપણે વેદાન્તના અધિકારી ન રહ્યા.

કારણ વેદાન્તનો હેતુ સૃષ્ટિક્રમાદિ સિદ્ધ કરવાવિષે નથી, તેથી તેવિષે પ્રસંગોપાત્ત મંડનખંડન આવે છે તે, અધિકારીના સમાધાન માત્ર સારૂ, તેઉપર દૃષ્ટિ રાખી કરવામાં આવે છે.

વેદાન્તનું તાત્પર્ય અને મુખ્ય હેતુ પારમાર્થિક જ્ઞાન આપવાનો છે.

પારમાર્થિક વસ્તુનુંજ પારમાર્થિક જ્ઞાન હોય. પરમાર્થ એક પરમાત્માજ છે. તેથી તે સંબંધી યથાર્થ દર્શન કરાવવું એ વેદાન્તનું તાત્પર્ય છે. અર્થાત્ વેદાન્તનો સ્વવિષય કેવલ પરમાત્માનું જ્ઞાન છે એજ છે. એ સર્વોપરી જ્ઞાન સંપાદન કરવા યોગ્ય થતા પેહેલાં બીજાં વ્યાવહારિક અને પ્રાતિભાસિક જ્ઞાન કિયાં કિયાં છે એ જાણવાની અપેક્ષા છે. એ બે પ્રકારના જ્ઞાનનું રૂપ સમજાયું હોય તો પારમાર્થિક જ્ઞાનની શ્રેષ્ઠતા સમજવાનું અને સારાસારની પરીક્ષા કરી વિવેકથી સાર ગૃહણ કરવાનું સુતર પડે છે. પ્રાતિભાસિક સત્તાવાળા પદાર્થ (જેવું ઝાંજવાનું જળ, દરપણમાંનું પ્રતિબિંબ) તેનું જ્ઞાન તે પ્રાતિભાસિક જ્ઞાન છે. તે ખોટું છે એ થોડા વિચારથી સમજાઈ જાય છે. વ્યાવહારિક સત્તાવાળા પદાર્થ (જેવી આ સૃષ્ટિ, જેનાં ઉત્પત્તિ, સ્થિતિ, અને લયને લીધે જેની ત્રિકાલ (ભૂત, વર્તમાન અને ભવિષ્ય) સત્તા નથી, પણ જેની માત્ર ગમે તે એક કે બે કાલમાંજ સત્તા છે) તેનું જ્ઞાન તે વ્યાવહારિક જ્ઞાન છે. એ વ્યાવહારિક પદાર્થ અનન્તરૂપે ભિન્નભિન્ન થઈ રહ્યા છે. તે માયાનાં કાર્ય છે, તેથી બહુ વિચિત્ર છે. તેનામાં સ્થિરતા નથી અને અનેક રૂપાન્તર થયાં જાય છે તેથી મનુષ્યને તેના રૂપનું જ્ઞાન સર્વથા કઠિન છે. તેને પારમાર્થિક જ્ઞાન થયેથીજ તેમનું મિથ્યાત્વ જોવામાં આવે છે. ઉત્પત્તિ, સ્થિતિ, અને લયરહિત ત્રિકાલ અબાધ્ય પરમાત્મા તેની પારમાર્થિક સત્તા છે, તેનું જ્ઞાન તે પારમાર્થિક જ્ઞાન છે. એ પારમાર્થિક જ્ઞાન અકથ્ય સુખશાન્તિપ્રદ છે.

પ્રાતિભાસિક અને વ્યાવહારિક જ્ઞાન એ યથાર્થ જ્ઞાન નથી, તેથી વેદાન્તશાસ્ત્રનો તે વિષય નથી. જેથી મનનું સમાધાન થાય એવું, ગમે તે શાસ્ત્રમાંથી દેશીપરદેશી ગમે તેણે પ્રતિપાદન કરેલું, જે વ્યાવહારિક જ્ઞાન હોય તેથી તે અર્થ સાધી લેવો એવો વેદાન્તનો અભિપ્રાય છે. દેશકાલ અને વૃદ્ધિ ક્ષયના પ્રમાણમાં, એ માયાના કાર્યમાં અનેક વિચિત્રતાઓ જણાતીજ રેહેવાની. કારણ તે પારમાર્થિક નથી. વ્યાવહારિક છે તેથી ભિન્નભાવ પામ્યાં જવું એ

તેનો સ્વભાવજ છે. વેદાન્તશાસ્ત્રમાં એ બે—વ્યાવહારિક અને પ્રાતિભાસિક—જ્ઞાનોવિષે શિષ્યના સમાધાનસારૂ તે સમયે જે ઓછું બાધકારક લાગ્યું હોય તે લખે છે. પરન્તુ તેવા જ્ઞાનને વેદાન્તનું જ્ઞાન સમજવું નહિ. કેવલ અપવાદ સારૂજ તેમનો અધ્યારોપ કરવામાં આવે છે. એટલે અન્તે બાધ કરવાયોગ્ય તે પ્રપંચની ગમે તેવી કલ્પનાથી કલ્પેલી રચના, અને બીજા અર્થવાદ વેદાન્ત ગ્રંથોમાં આવે છે, પરન્તુ વેદાન્તનું નિજ જ્ઞાન તો એક પરમાત્માનું પારમાર્થિક જ્ઞાન છે તેજ છે. એ વિવેક વેદાન્ત વાંચનારે નિરન્તર લક્ષમાં રાખવો એ અવશ્યનું છે. જ્યાં જ્યાં પરમાત્માનું યથાર્થ જ્ઞાન આવે ત્યાં ત્યાં વેદાન્ત જ્ઞાન છે એમ સિદ્ધાન્ત સમજવો.

સૃષ્ટિક્રમ, કર્મ, ઉપાસનાઆદિવિષે, જે જે કાળે જે જે અતિ ઉત્તમ લાગે તે તેથી મનનું સમાધાન કરી લેવું. વેદાન્ત સર્વોપરી હોવાથી એક રીતે જગત્ના સર્વ વિચારો તેના અન્તર્માંજ છે. કર્મવિષે લખે છે તેમાં સર્વ કર્ત્તવ્ય અને ત્યાજ્ય કર્મનો સમાવેશ થાય છે. ઉપાસનામાં પ્રાણીમાત્રની અનેક પ્રકારની ઉપાસનાઓનો સમાવેશ છે. આર્યશાસ્ત્રપ્રમાણે ભગવદ્ભક્તિના અનેક પ્રકાર છે તેમાં એક સર્વ માન્ય એવો પ્રકાર પણ કહ્યો છે કેઃ—

**येन केनाप्युपायेन यस्य कस्यापिदेहिनः ।**
**सन्तोषं जनयेद्राम तदेवेश्वरपूजनं ॥**

હે રામ! ગમે તે કોઈ ઉપાયથી કોઈપણ દેહધારીને સન્તોષ આપવો એજ ઈશ્વરનું પૂજન છે.

વેદાન્ત પ્રતિપાદિત પરમેશ્વર એવા સર્વત્ર વ્યાપક છે કે ત્યાગનો અવકાશજ નથી રેહેતો.

**समं सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरं ।**
**विनश्यत्स्वविनश्यंतं यःपश्यति सपश्यति ॥**

**भगवद्गीता अ. १३, श्लोक २७.**

નાશવન્ત સર્વે ભૂતોમાં, સર્વત્ર એકરૂપ, નિર્વિકારરૂપે સ્થિત, અને અવિનાશી પરમેશ્વર છે, તેને યથાર્થ જે જૂવે છે તેજ જૂવે છે.

એમ સર્વ ભૂતમાં જ્યાં પરમેશ્વરનાંજ દર્શન છે ત્યાં, કર્મ, ઉપાસના, અને જ્ઞાન, એ ભેદના ઝગડાનો અવકાશજ ક્યાં છે! વેદાન્તની દૃષ્ટિમાં સર્વ સવળુ અને અનુકૂલજ ભાસે છે. તેનું તાત્પર્ય અનુપમ પરબ્રહ્મ પરમેશ્વરની એકતામાંજ રમમાણ થઈ જવાનું છે. તારૂ મારૂ અને મતભેદ એ માત્ર ભ્રાન્તિકાળમાંજ છે. વિવેક થઈ ઈશ્વર કૃપાથી દૃષ્ટિ સવળી થતાં યથાર્થ દર્શન થઈ એકતાજ લાગે છે.

**आत्मनिरूपण**માં શંકરભગવાન્ વદે છે કેઃ—

**दन्तिनि दारुविकारे दारुतिरोभवति सोऽपितत्रैव।**
**जगति तथा परमात्मा परमात्मन्यपि जगत्तिरोधत्ते ॥**

ભાવાર્થઃ—લાકડાનો હાથી બનાવ્યો હોય તેને હાથીના આકારની બુદ્ધિથી જોતાં, તે મૂળ લાકડું છે, એ વાતનું ભાન ભૂલી જવાય છે એટલે તે લાકડાનો વિચાર ઢંકાઈ જઈ, હાથીનો વિચાર તરી આવે છે; તેને ને તેનેજ પછી લાકડાનો કટકો છે એવી વિવેક બુદ્ધિ આણી જૂવે તો, તેમાંનું પૂર્વે ભાસતું હાથીરૂપ હતું તે ઢંકાઈ જાય છે. એજરીતે આ જગત્‌ને સૃષ્ટિ છે એવી બુદ્ધિથી જોતાં, તેનું સત્યસ્વરૂપ મૂળ સચ્ચિદાનંદ પરમાત્મા છે તે તિરોધાન પામી દેખાતું નથી, અને બધુ ભિન્ન ભિન્ન, બાધ્યબાધક અને પરસ્પર વિરોધી જગત્ સ્વરૂપ ભાસે છે. પણ વિવેક બુદ્ધિ આવેથી દૃષ્ટાન્તમાં જેમ હાથી જતો રહી લાકડાનો કટકો જેવો યથાર્થ ભાસે છે, તેમ દાર્ષ્ટાન્તમાં પણ ભેદાત્મક જગત્ જતુ રહી પરમાત્માનું યથાર્થ દર્શન થાય છે.

પ્રખ્યાત **महिम्नस्तोत्रमां पुष्पदन्ते** નિર્ગુણ ઈશ્વરના ગુણના મહિમાનું ગાન અતિસુંદર રીતે ગાઈ તે રસિકવાણીરૂપી સુગંધી પુષ્પ તેની કુસુમાંજલી અર્પી **शं**કરના પાદપંકજનું પૂજન કર્યું છે, તેમાંથી સુજ્ઞ ગોકુલજીભાઈના મુખથી પ્રફુલ્લિત થઈ નિસરેલું એક અમુલ્ય અને અનુપમ પુષ્પ આ વાંચનારના મસ્તકને સુવાસિત કરી પુષ્ટિ તુષ્ટિ આપવા અત્રે મૂકી આ વિષયની સમાપ્તિ લાવવામાં આવે છેઃ—

त्रयीसांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति ।
प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमितिच ॥
रुचीनां वैचित्र्यादृजुकुटिल नानापथ जुषाम् ।
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥७॥

જેમ સર્વે જલાશયનાં જલ (અનેક માર્ગે થઇ) અન્તે સમુદ્રને પામે છે તેમ, ત્રણ વેદ, (બે) સાંખ્ય, યોગ, પશુપતિમત, વૈષ્ણવમત, આદિ ભિન્ન ભિન્ન (અરાઢ) પ્રસ્થાનમાં[1] પેલું, આ, કે તે, સારૂ છે (એમ માની) રૂચિની વિચિત્રતાને લીધે લોકો નાનાપ્રકારના સરલ કે કઠિન માર્ગ સેવે છે, પરન્તુ તે સર્વે મનુષ્યે પામવા યોગ્ય (હે સચ્ચિદાનંદસ્વરૂપ પરમેશ્વર!) એક તુંજ છું.

**प्रस्तानभेद**માં મધુસૂદનસરસ્વતીએ સ્થાપિત કર્યું છે કેઃ—**सर्वेषां शास्त्राणां भगवत्येव तात्पर्यं साक्षात् परम्परयावा** સાક્ષાત્ કે પરંપરાવડે સર્વે (આસ્તિક નાસ્તિકનાં) શાસ્ત્રાનું તાત્પર્ય પરમેશ્વરમાંજ છે. એ યથાર્થ છે. એમ ગોકુલજીભાઇ વારંવાર વદતા.

---

"પરમસ્નેહી રાજશ્રી મનસુખરામજીની સેવામાં.

"આપનાં પરમાર્થ સંબંધિ પ્રશ્નોત્તર લખતાં મનને અતિ આહ્લાદ "લાગે છે. કારણ આ સમયમાં સાત્વિકપણે એવા વિચારવાન્ "પ્રશ્નકર્ત્તા તથા વક્તા પણ દુર્લભજ છે. તે ઉપર કઠની

"શ્રુતિ—आश्चर्योवक्ता कुशलोऽस्यलब्धा[2]

"સ્મૃતિ—आश्चर्यवत्पश्यतिकश्चिदेनमाश्चर्यवद्वदतितथैवचान्यः[3]

"ઇત્યાદિ સહર્ષ હૃદયથી યથામતિ વિનતિ છે.

---

1 પ્રસ્થાનમાં સર્વ શાસ્ત્રો આવી જાય છે, પૃષ્ટ ૮૧ મે જોવું.

૨ આત્માને પામનાર કુશલ, અને તેના વક્તા (એ બે) દુર્લભ છે.

૩ ભગવદ્ગીતા, અધ્યાય ૨, શ્લોક ૨૯ મો. દુર્વિજ્ઞેય એ આત્માને કોઇ આશ્ચર્યવત્ જુવે છે, તથા તેને કોઇ આશ્ચર્યવત્ વદે છે. અર્થાત્ આત્મા દુર્બોધ છે.

"પ્રારંભમાં, આવેલ પત્રમાં આપનું લખવું એ રીતે છે કે:—
"સંપ્રદાયપ્રમાણે આત્મસ્વરૂપ સમજ્યામાં આવ્યા છતાં, તથા તે
"સાક્ષાત્ સચ્ચિદાનંદસ્વરૂપ છે એમ જાણ્યા છતાં, તજ્જન્ય
"આનંદ સદા રેહેતો નથી, અને મિથ્યાપદાર્થો મનને ખેંચી
"શકે છે. ઇત્યાદિ લખી પછી તે સારૂ જ્ઞાનની નિર્બળતા નહિ,
"પણ મનની કાચપ માની આપ સમાધાન કરી, હવે તેના ઉપાયરૂપ
"પ્રશ્ન કરોછો; તેવિષે લખવું નિચેપ્રમાણે છે.

"પ્રથમ સંપ્રદાયપ્રમાણે જાણવું (એ) અવશ્ય છે. તેવિના,
"મનની કાચપને લીધે, સાક્ષાત્ અપરોક્ષતા સિદ્ધ થતી નથી.
"એમ લાગે છે, * * * * *

* * * * * *

"તો શાસ્ત્રમાં, સંપ્રદાય એટલે રીતિપૂર્વક મળેલ વિદ્યા, એવો
"સ્થૂલ તાત્પર્યાર્થ છે. હવે રીતિ શું તે (પણ) શાસ્ત્રમાં છે. ઉપદેશ
"સહસ્રી ગદ્યમાં પ્રારંભમાં શ્રીશંકરનું વાક્ય છે કે:—**મુમુક્ષૂણાં શ્રદ્-
"ધાનામર્થિનામર્થાય**[1] (**उपदेशविधिंव्याख्यास्यामः**) એવા શબ્દ છે.
"મુમુક્ષુ એટલે મોક્ષની અનન્ય ઇચ્છાવાન્. અપરોક્ષાનુભૂતિમાં
"(મુમુક્ષુતાવિષે લખે છે કે:)

"**संसारबंधनिर्मुक्तिः कथं मे स्यात्कदाविभो ।**
"**इति यासु दृढा बुद्धिर्वक्तव्या सा मुमुक्षुता**[2] ॥

"**श्रुतिः शान्तो दान्तउपरतस्तितिक्षुःश्रद्धान्वितो भूत्वाऽत्मन्येवा-
"त्मानं पश्येत् ॥ तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् । समित्पाणिः
"श्रोत्रियं ब्रह्मनिष्ठं**[3] ॥

---

૧ મુમુક્ષુના, શ્રદ્ધાવાન્ના, અર્થવાન્ના અર્થને સારૂ ઉપદેશવિધિ કહીયે છિયે. ૨ હે પ્રભો! આ સંસારના બંધથી મારી નિર્મુક્તિ કેમ અને ક્યારે થશે. એવી જે સુદૃઢ બુદ્ધિ તે મુમુક્ષુતા કેહેવાય. (શ્લોક ૯ મો). ૩ શાન્ત, દાન્ત, ઉપરત, તિતિક્ષુ, શ્રદ્ધાન્વિત થઇને આત્મામાંજ આત્માને જુવે છે. તે આત્માને જાણવાસારૂ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરૂ પાસે સમિત્પાણિ થઇ મુમુક્ષુએ (શિષ્યે) જવું.

"એ વાક્યનું તાત્પર્ય એમ લાગે છે જે પ્રારંભમાં અધિકારપ્રાપ્ત "શિષ્ય, તેમજ શ્રોત્રિનેષ્ઠિ ગુરૂદ્વારા બોધ હોવો જોઈયે, અને એ "રીતે હોય તો પછે જ્ઞાનની પ્રબળતા દેખાણાવિના નજ રેહે. તેમાં "જેટલી ન્યૂનતા તેપણ નડતર થયાવિના નથી રેહેતી.

"હવે શિષ્યનો અધિકાર શાસ્ત્રમાં—સૂત્રભાષ્યાદિ સમ્પ્રદાયી "ગ્રંથોમાં—પ્રારંભમાંજ સ્પષ્ટ લખે છે. 'ચતુષ્ટયસાધનસંપત્તિ[1].' એ "વિધિવત્ સ્વધર્માચરણથી થયેલ જોઈયે. શંકરવાક્ય.

"वेदो नित्यमधीयतां तदुदितं कर्मस्वनुष्ठीयतां[2]

"(तेनेशस्यविधीयतामपचितिः काम्ये मतिस्त्यज्यताम्)

"कषाये कर्मभिः पक्के ततो ज्ञानं प्रवर्त्तत इत्यादि[3].

"હવે ગુરૂમાં શ્રોત્રિયતા એટલે શ્રુત્યર્થ જ્ઞાતૃતા, તેમજ યથાર્થ "સ્વરૂપનિષ્ઠા, એપણ હોવાં જોઈયે.

"उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः[4]

"શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ (ગુરૂની પણ અવશ્યતા છે) એ રીતે "સંપ્રદાયપૂર્વક બોધ હોય અને પાછો તેનો અભ્યાસ જોઈયે. તે "સારૂ પણ શાસ્ત્રમાં પરિપૂર્ણ આગ્રહ વાક્યો છે.

"सूत्रं—आवृत्तिरसकृदुपदेशात्[5]।

---

૧ વિવેક, વિરાગ, ષટ્સંપત્તિ (શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન) અને મુમુક્ષુતા.

૨ 'પંચરત્નમાલિકા' વા 'ઉપદેશપંચક' નામે સ્તોત્રનું એ પ્રથમ વાક્ય છે. તેમાં આજ્ઞા કરે છે કેઃ—(તમારે) સાંગવેદનું નિત્ય અધ્યયન કરવું. તેમાં કહેલું કર્મ સારી રીતે કરવું, અને તેણે (વેદોક્તકર્મવડે) ઇશ્વરની પૂજા કરવી અને કામ્ય કર્મનેવિષે બુદ્ધિ ત્યાગ કરવી.

૩ (અન્તર્ના રાગદ્વેષાદિ) મલ તે કર્મથી બળી ગયા પછી જ્ઞાન આવે છે.

૪ ગીતાના ૪ થા અધ્યાયનો ૩૪ મા શ્લોકનો ઉત્તરાર્ધઃ—જ્ઞાની અને તત્વદર્શી (આચાર્ય) તે યથાર્થ જ્ઞાનનો ઉપદેશ કરશે.

૫ ઉપદેશ પછી વારંવાર શ્રવણ, મનન, નિદિધ્યાસન, કરવાં.

"શંકરકૃત વાક્યવૃતૌ.

"अहं ब्रह्मेति' वाक्यार्थबोधो यावद्दृढो भवेत् ।

"शमादिसहितस्तावदभ्यसेच्छ्रवणादिकं' ॥

"અપરોક્ષાનુભૂતિમાં કેહે છે કે:—

"नित्याभ्यासादृते प्राप्तिर्न भवेत्सच्चिदात्मनः ।

"तस्माद्ब्रह्म निदिध्यासेत् जिज्ञासुः श्रेयसे चिरम्[2] ॥

"आसुप्तेरामृतेःकालं नयेद्वेदान्तचिन्तया[3] ।

"ઈત્યાદિ અભ્યાસસારૂ આગ્રહ છે. તે આપણો અભ્યાસ કેવા પ્રા-"રંભનો, સંપ્રદાયનો તથા શી રીતનો જારી છે તે વિચારવું. **पंचदशी**

वासना दीर्घकालीना दीर्घकाल निरन्तरं ।

"सादरंचाभ्यस्यमानं सर्वथैवनिवर्त्तते.[4] ॥

'સર્વથા' પદથી ખરી પ્રતિજ્ઞા જાણવી. તે (જ્ઞાનાભ્યાસ) દીર્ઘ-"કાળ અપેક્ષિત છે.

"कालेन परिपच्यन्ते कृषिगर्भादयोयथा ।

"तद्वदात्मविचारोऽपि शनैः कालेनपच्यते.[5] ॥

"જેથી અપ્રતિબદ્ધ સાક્ષાત્કારમાં અભ્યાસ અપેક્ષિત છે.

"હવે સ્વાનન્દ, પરમાનન્દ, બ્રહ્માનન્દ, ઈત્યાદિ, વાક્યથી જણાય, "અને ક્ષણિકવૃત્તિમાં પણ લાગે, (પરન્તુ) તે (કંઈ) સાક્ષાત્કાર નથી.

---

૧ અહંબ્રહ્મ ઇતિ. એ વાક્યના અર્થનો બોધ જ્યાંસુધી દૃઢ થાય ત્યાંસુધી શમાદિ (સાધન) સહિત થઈ શ્રવણાદિક વારંવાર કરે. ૨ શ્લોક ૧૦૧. નિત્યના અભ્યાસવિના સચ્ચિદાત્માની પ્રાપ્તિ નથી થતી. માટે કલ્યાણસારૂ જિજ્ઞાસુએ બ્રહ્મનો સદા નિદિધ્યાસ કરવો. ૩ જાગૃતથી તે સૂતાસુધી એમ મરણપર્યન્તનો કાળ વેદાન્તના ચિન્તનમાં ગાળવો. ૪ દીર્ઘકાળની વાસના છે તે, સાદર નિરન્તર દીર્ઘકાળસુધી (જ્ઞાનનો) અભ્યાસ કરતાં, અવશ નિવર્ત્ત થાય છે. ૫ પંચદશીના નવમાધ્યાનદીપનો ૩૭ મો શ્લોક. જેમ ખેતી અને ગર્ભ કાળેકરીને પાકે છે (ફળવાન્ થાય છે) તેમ આત્મવિચાર પણ ધીરેધીરે કાળેકરીને પાકે છે. જ્ઞાનરૂપ ફળ આપે છે.

"'દૃઢ અપરોક્ષ સાક્ષાત્કાર' અભ્યાસજન્ય છે. (અભ્યાસ છે) તો
"પછે જ્ઞાનની પ્રબલતા જણાયાવિના નજ રેહે. એમ મારા
"મનમાં તો દૃઢ છે.

"ઉપર લખેલી વાતોમાં જે જે વાતની જેટલી ન્યૂનતા તેટલોજ
"નડાવ આગળ આવે છે. હવે મારૂ કેહેવું એમ નથી જે ઉપર
"પ્રમાણે યોગ ન હોય તો તેથી હઠવું અને તે માર્ગે ન ચાલવું.
"પણ યાદ રાખવું કે શાસ્ત્રોક્તિ શું છે અને આપણી વર્ત્તણુક શું છે.

"સચ્છાસ્ત્રરૂચિ, સત્સમાગમ, અને સ્વરૂપસંબંધી વિચારોદય,
"એપણ પૂર્વકૃત પુણ્યજન્ય અન્તઃકરણ શુદ્ધિનું લક્ષણ છે. તેથી
"પણ વધી શકાય છે. એ સંભવ છે. જેમ કોઈ આજની રીતિ
"પ્રમાણે 'કાલેજ' માં નથી ભણ્યો પણ અભ્યાસ સમાગમથી વધી
"શકે છે. તેજ સારૂ શાસ્ત્રકારો એ અતિ આગ્રહપૂર્વક પુરૂષાર્થ કરવા
"લખ્યું છે. **वासिष्ठ**ના મુમુક્ષુ પ્રકરણમાં પુરૂષાર્થ સ્પષ્ટ વર્ણવેલ છે.
"તેથી પણ (એમ અનુમાન થાય છે) કે જે સત્શાસ્ત્રાભિરૂચિ છે
"એ પ્રારબ્ધ યોગ છે. (વાસ્તે) મનને હઠાવવાસારૂ ઉપર લખ્યું
"નથી. માત્ર મનની કાચપ શા સારૂ રેહે છે તે કારણ (જાણવાં)
"સારૂ (લખ્યું) છે.

"હવે આપનું પ્રશ્ન—સદાએ સુખાકાર વૃત્તિ રેહેવા ઉપાય શા કરવા
"એ સંબંધી છે. તે ખાતે યથામતિ લખું છું.

"મૂલ સ્વરૂપસુખનેજ અજ્ઞાનકૃત આવરણ છે. રજતભાસ-[1]
"કાળે શુક્તિનું[2] વિશેષસ્વરૂપ ઢંકાઈ સામાન્ય સ્વરૂપ ચાકચક્ય
"ભાવ રેહે છે. પંચદશી:—

"नीलपृष्ठत्रिकोणत्वं यथा शुक्तौ तिरोहितम्।
"असंगाऽऽनंदताऽऽद्येवं कूटस्थेऽपि तिरोहितम्[3]॥

---

૧ રૂપાના ભાસ. ૨ શીપ, છીપ. ૩ ચિત્રદીપનો ૩૫ મો શ્લોક છે. (ભ્રાન્તિકાલે મોતીની શીપમાં રૂપાનો ભાસ થાય છે ત્યારે) જેમ શીપમાંનું કાલુ પૂઠું અને ત્રિકોણ આકાર ઢંકાયલાં છે તેમ કૂટસ્થ આત્મામાં પણ અસંગતા અને આનંદતા આદિ ઢંકાયલાં છે.

"તે સુખસ્વરૂપનો સાક્ષાત્કાર થાય તે વારે મન બીજા પદાર્થમાં "સુખ માની ભટકે નહિ. જેમ નીલપૃષ્ઠશુક્તિ જણાણા પછે રજતા-"ભાસ લાગે નહિ. એ સુખસ્વરૂપ અભિમુખ થવા શાસ્ત્રમાં મુમુક્ષુની "બુદ્ધિ અનુસાર બે માર્ગ લેવા લખ્યું છે. પંચદશી ધ્યાનદીપે.

"बहुव्याकुलचित्तानां विचारात्तत्त्वधीर्नहि ।
"योगो मुख्यस्ततस्तेषां धीदर्पस्तेन नश्यति ॥
"अव्याकुलधियां मोहमात्रेणा च्छादितात्मनाम् ।
"सांख्यनामा विचारःस्यान्मुख्यो झटिति सिद्धिदः[1] ॥

"એમ યોગ અને વિચાર એવા બે ઉપાય લખે છે.

"**योग** એટલે ભવદ્ગીતાદિમાં લખ્યાપ્રમાણે.

"शनैःशनैरुपरमेद्बुद्ध्या धृति गृहीतया[2]
"(आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् )

"ઈત્યાદિ એકાન્ત સેવનાદિ.

"**विचार** (એટલે) શમાદિસહિત શ્રવણાદિની આવૃત્તિ (વારંવાર "અભ્યાસ.)

"એ બે પક્ષમાં જેવી મનની અવસ્થા તેવા ઉપાયે કરી, પોતાની "પરિપૂર્ણ સુખરૂપતા કરામલકવત્ સાક્ષાત્કાર કરવી એ કામ છે.

---

૧ નવમા ધ્યાનદીપના ૧૩૨-૧૩૩ મા શ્લોકઃ—જેનાં બહુ વ્યાકુલ (ચંચળ) ચિત્ત છે તેમને વિચારથી તત્વજ્ઞાન થતું નથી, તે માટે તેમને યોગ (કરવો એ) મુખ્ય છે. કારણ તેથી બુદ્ધિનો દર્પ (વિક્ષેપ) નાશ થાય છે. (૧૩૨.) જેની બુદ્ધિ અવ્યાકુળ (શાન્ત) છે, અને મોહ એટલે અજ્ઞાનજનિત અભ્યાસમાત્રથી જેનો આત્મા ઢંકાયલો છે, એવા પુરૂષને સાંખ્ય નામવાળો વિચાર મુખ્ય છે અને તે ઝટ સિદ્ધિ આપનાર છે.

૨ છઠ્ઠા અધ્યાયનો ૨૫ મો શ્લોક. 'ધૈર્યે કરી યુક્ત એવી બુદ્ધિવડે ધીરેધીરે ઉપરતિ કરવી (અને પછી પરમાત્માથી અન્ય બીજુ કશું નથી એમ) આત્મસંસ્થ મન કરીને બીજા કશાનું ચિન્તન ન કરવું એ યોગનો અવધિ છે.

"અને તેની અવશ્ય કર્તવ્યતા, તથા હઠવાનો વિચાર ન રેહેવા "શાસ્ત્રમાં ભાષ્યકારાદિએ બહુ વિધિ આગ્રહ લખ્યો છેઃ—

"आयासस्तावदल्पस्यात् सुखंमोक्षमिहैवतु ।
"तथापि परमाद्वैतं नैव वान्छन्ति मानवाः ॥
"ज्ञानमेकं सदाभाति सर्वावस्थासु निर्मलं ।
"मन्दभाग्या न जानन्ति स्वरूपं केवलं बृहत्[1] इति सदाचारे.
"एकद्वित्रिक्षणेनैव विकल्पस्य निरोधनं ।
"क्रमेणाभ्यसतांयत्नाद् ब्रह्मानुभवकांक्षिभिः[2] लघुवाक्यवृतौ.

"આપ તો સર્વ પ્રકારે સુજ્ઞ છો. આપ સ્વરૂપમાં નિશ્ચય રાખી "એકક્ષણથી માંડી જેટલો બને તેટલો નિત્યાભ્યાસ રાખશો. એ "કાયરપણાનો ઉપાય તે સદોષ પ્રારબ્ધયોગથી જાણી લખું છું "નહિંકર બને તો સર્વસ્વ ત્યાગથી પણ આ શરીરે વિદ્યા પ્રાપ્ત કરવા "શાસ્ત્રના પ્રત્યક્ષ લેખો છે. પણ પ્રારબ્ધવેગ અતર્ક્ય છે, તે "સામુ ન જોઈ પુરૂષાર્થપર વૃતિ રાખવી.

"ભગવદ્વાક્ય આમ પણ છેઃ—

"नहि कल्याण कृत्कश्चित् दुर्गतिं तात गच्छति[3] ।

---

૧ સદાચારમાં કેહે છે કેઃ—પ્રથમ તો તેમાં શ્રમ થોડો છે, અને અનાયાસે અહિંજ મોક્ષ થાય છે. તથાપિ મનુષ્યો પરમ અદ્વૈત નથી ઇચ્છતા ! (એ આશ્ચર્યની વાર્ત્તા છે) સર્વ અવસ્થાને વિષે નિર્મળ જ્ઞાનજ એક સદા પ્રકાશે છે (તોપણ) તે કેવળ મહાન્સ્વરૂપ મન્દભાગી મનુષ્યો જાણતાં નથી.

૨ લઘુવાક્યવૃત્તિમાં લખે છે કેઃ—જેને બ્રહ્મના અનુભવની આકાંક્ષા છે એવાએ, એક, બે, કે ત્રણ ક્ષણ પણ વિકલ્પનો નિરોધ યત્નથી ક્રમે કરીને અભ્યાસવો.

૩ છઠ્ઠા અધ્યાયનો ૪૦ મો શ્લોક. હે તાત (પાર્થ) કોઈ કલ્યાણકૃત્ એટલે શુભ આચરણ કરનાર દુર્ગતિને નથી પામતો.

"अष्टावक्रमां—मुक्ताभिमानी मुक्तोहि बद्धो बद्धाभिमान्यपि ॥
"किंवदन्तीह सत्येयं यामतिः सागतिर्भवेत्[1]।
"पंचदशी—अनुभूते रभावेऽपि ब्रह्मास्मीत्येव चिन्त्यताम्[2] ॥
"अप्यसत्प्राप्यते ध्यानान्नित्याप्तं ब्रह्मकिं पुनः (१५५).
"यथाऽगाधनिधेर्लब्धौ नोपायः खननंविना ।
"मल्लाभेऽपितथा स्वात्मचिन्तां मुक्त्वान चापरः (१५३).

"માટે સ્વરૂપવિચાર દ્રઢતા આસ્થાથી કર્ત્તવ્ય છે. પછે મરજી.
"એજ વિનતિ. આપની રીતે શૈલીપૂર્વક લખવા ટેવ નથી પણ
"ક્ષમાથી માની લઈ વલી પ્રશ્નોત્તર લખેથી ઉપકૃત થઈશ.

વિ. ગોકુલજીના નમસ્કાર.

---

આષાઢ શુદિ ૧, રવિ, જૂનાગડ.

"રાજમાન્ય રા. મનસુખરામ સૂર્યરામ, શ્રીમુંબઈ.

"આપનું કૃપાપત્ર હાલ આવતાં, વાંચી, પરમાર્થ વિચારની જિ-
"જ્ઞાસા જાણી ખુશી થઈ છે. * * * *

"तरति शोक मात्मवित्[3] તેનું તાત્પર્ય—આત્મવિત્ સર્વ શોકને

---

૧ મુક્તપણાનું અભિમાન જેને છે તે મુક્ત છે, અને બંધાયલાનું અભિમાન જેને છે તે બંધાયલો છે. 'જેવી મતિ તેવી ગતિ થાય છે' એવી લોક વાર્તા છે. તે સત્ય છે.

૨ નવમા ધ્યાનદીપમાં કેહે છે કેઃ—(જ્ઞાનવિષે અસમર્થ પુરૂષે ધ્યાન કરવું. તે પુરૂષ) અનુભવનો અભાવ હોય તો પણ "બ્રહ્માસ્મિ' એવું ચિન્તન કરે. કારણ કે ધ્યાનથી અસત્ વસ્તુની પ્રાપ્તિ પણ થાય છે, તો નિત્ય પ્રાપ્ત જે બ્રહ્મ તેની પ્રાપ્તિવિષે તો પછી કેહેવુંજ શું ? તે તો થાયજ. (૧૫૫.) જેમ અગાધ (ભૂમિમાં નીચે દાટેલા) ભંડાર મેળવવા સારૂ ખોદ્યા વિના બીજો ઉપાય નથી, તેમ મારા લાભમાં પણ સ્વાત્મચિન્તનવિના બીજો ઉપાય નથી. (૧૫૩.)

૩ આત્મવિત્ શોકને તરે છે.

"શી રીતે તરે છે—એ આપનો સંદેહ છે. તેનો નિર્ણય યથામતિઃ—
"આત્મ' શબ્દ પોતાવાચી છે. જગત્‌માં કોઈ પોતાનો વિચાર
"કરતા નથી કે—પોતે કોણ છે? અગર વિચાર કરે તો તે વસ્તુ
"પ્રત્યક્ષ નથી કે જેથી જગત્‌માં રહેલી વસ્તુની રીતે નજરે દેખાય.
"માત્ર તે જાણવાનું ખરૂ સાધન વેદવાક્ય છે. તેમાં કહ્યાપ્રમાણે લ-
"ક્ષણ વિચારમાં લઈ, બુદ્ધિવડે અનુભવ કરે તો,—એ વસ્તુ પોતેજ
"છે તેથી પોતાનો ખરો અનુભવ થતાંજ—સંસારશોક મટી જાય.

"આ જગત્‌માં સર્વ પ્રાણી સુખને ગોતે છે. અને ભૂલ પણ
"સુખસંબંધીજ છે. સુખ સારૂ સર્વ વ્યવહાર છે. (પરન્તુ) બાહારના
"પદાર્થમાં સુખ ગોતે છે પણ તેમાં સ્વભાવે સુખજ નથી. સુખરૂપ
"પરમપ્રિય પોતેજ છે. અને જ્યાં પુત્રવિત્તમાં પ્રિયતા—સુખ—
"ભાસે છે, તે (તે સાથે) પોતાના સમ્બન્ધને લીધેજ છે. કોકના
"પુત્રવિત્તઉપર પ્રીતિ તથા સુખ નથી, પોતાના ઉપરજ છે. આ
"વિચાર સ્થૂલ છે. તેથી પણ પોતાનીજ પરમપ્રિયતા સિદ્ધ થાયછે.
"જે સુખ, ઈન્દ્રિય તથા વિષયના સંયોગથી, ભાસે છે, તેપણ, પો-
"તાનું પ્રતિબિંબ બુદ્ધિવૃત્તિમાં પડે છે તેથીજ છે. પઞ્ચદશીઃ—

"विषयेष्वपि लब्धेषु तदिच्छो परमे सति ।
"अन्तर्मुखमनोवृत्तावानंदः प्रतिबिम्बति[1] ॥
"यावद्यावदहंकारो विस्मृतोऽभ्यासयोगतः
"तावत्तावत्सुक्ष्मदृष्टेर्निजानन्दोनुमीयते[2] ॥

---

૧ બ્રહ્માનન્દગત યોગાનન્દમાં શ્લોક ૮૬ મોઃ—વિષય પ્રાપ્ત થતાં તેની ઇચ્છા નિવૃત્ત થઇ મનની વૃત્તિ અન્તર્મુખ થાય છે, (એટલે તે અન્તર્મુખ થયેલી મનની વૃત્તિમાં આત્મસ્વરૂપ) આનન્દનું પ્રતિબિમ્બ પડે છે. (તેને વિષયાનન્દ, પ્રતિબિમ્બાનન્દ અથવા લેશાનન્દ કેહે છે.)

૨ એજ પ્રકરણનો શ્લોક ૯૮ મો. (નિરોધ સમાધિના) અભ્યાસના યોગથી જેટલું જેટલું અહંકારનું વિસ્મરણ થાય તેટલું તેટલું સૂક્ષ્મ દૃષ્ટિવાનને નિજાનન્દનું અનુમાન થાય છે.

"ઈત્યાદિ. પોતાને પ્રથમ જાણે તો (પછી) પોતાની વ્યાપકતા "ભાસવી તે ભેગીજ છે. શ્રુતિમાં બ્રહ્મલક્ષણ (એમ વર્ણવ્યુંછે કે:-)

"सत्यज्ञानमनन्तंब्रह्म[1] ॥ विज्ञानमानन्दंब्रह्म[2] ॥ ઈત્યાદિ મહાવા- "ક્યથી अयमात्माब्रह्म ॥ अहंब्रह्मास्मि[4]॥ઈત્યાદિ બ્રહ્મ તેજ આત્મા "એમ સ્પષ્ટ લાગે છે. જેથી સત્, ચિત્, અને આનન્દ-એ લક્ષણ "દૃઢ વિચારથી પોતામાં યથાર્થ ઘટાવવાં જોઈયે, તેઉપર શ્લોક:—

"अहमस्मि सदाभामि कदाचिन्नाहमप्रियः
"ब्रह्मैवाहमतः सिद्धः सच्चिदानन्दलक्षणः[5] ॥

"સત્' રૂપ શા માટે કે—સદાય હું છું, પોતાનો અભાવ કોઈને "નથી એ 'અસ્તિતા'નું લક્ષણ. સદા સર્વને જાણું છું એ 'ચિત્' "રૂપતાનું લક્ષણ. કોઈ કાળે પોતાનું અપ્રિય કોઈને ઈચ્છિત નથી "જેથી 'પરમપ્રિય' રૂપ છું. એ રીતે 'ત્વંપદાર્થ'નો નિરન્તર અ- "નુભવ, શાસ્ત્ર તથા ગુરૂવાક્ય મેળવીને, કરવો. તેઉપર વાક્ય:—

"अहं साक्षीतियो विद्याद् विविच्यैवं पुनः पुनः ।
"सएवमुक्तःसो विद्वानिति वेदान्तडिण्डिमः[6] ॥
"अहंब्रह्मेति वाक्यार्थबोधो यावद्दृढो भवेत् ।
"शमादि सहितस्तावदभ्यसेच्छ्रवणादिकं[7] ॥

"એ આત્મસ્વરૂપ જાણવાસારૂજ શ્રુતિમાં સન્યાસ [સર્વસ્વ "ત્યાગ] લખ્યો છે. તેનું કારણ અતિસૂક્ષ્મ વસ્તુ, (જે) પોતે (તે)

---

૧ સત્યરૂપ, જ્ઞાનરૂપ, અને અનન્તરૂપ એટલે દેશકાળ વસ્તુકૃત ત્રિપરિચ્છેદરહિત આનન્દરૂપ બ્રહ્મ છે. ૨ વિજ્ઞાનરૂપ અને આનન્દરૂપ બ્રહ્મ છે. ૩ આ આત્મા બ્રહ્મ છે. ૪ હું બ્રહ્મ છું. ૫ હું છું, હું સદા જાણું છું, હું કદાચિત્ અપ્રિય નથી, એથી સત્, ચિત્, અને આનંદ લક્ષણવાળું બ્રહ્મ એજ હું એ સિદ્ધ છે. ૬ ફરી ફરી વિવેક વિચાર કરીને જે 'હું સાક્ષી છું" એમ જાણે છે તેજ મુક્ત છે અને તેજ વિદ્વાન્ છે, એવો વેદાન્તનો ડંકો છે. ૭ 'અહંબ્રહ્મ' એ વાક્યાર્થનો બોધ જ્યાંસુધી દૃઢ થાય ત્યાંસુધી શમાદિસહિત શ્રવણાદિક વારંવાર કરે.

"પોતાને ભૂલ્યો છે, અને અંતઃકરણદ્વારા તેનોજ કેવલ વિચાર "કરવો છે. જ્યાંસુધી જગત્‌ના સંબન્ધથી અન્તઃકરણમાં બીજા "વિક્ષેપ છે ત્યાંસુધી અન્તઃકરણમાં સ્થિરતા નથી, એટલે પોતાનું "યથાર્થ સૂક્ષ્મસ્વરૂપ સમજમાં આવતું નથી. કોઈ યોગભ્રષ્ટ અથવા "પૂણ્યશીલનાં ચિત્ત વિક્ષેપરહિત હોય છે તેને તો તુરત વિચાર-"થીજ યથાર્થ ભાસે છે. અને જેમ જેમ આત્મવિચારમાં ચિત્ત "સ્થિર થાય છે તેમ તેમ મનમાં સુખશાન્તિ આવે છે, અને શોક "નિવૃતિ થાય છે. જેનું ચિત્ત સ્વસ્થ નથી તેણે તો સંસારસંબંધ "ત્યાગ કર્યાવિના શોકનિવૃત્તિરૂપ આત્મસ્વરૂપનો અનુભવ કરી "શકાતો નથી. એ આત્મવિચારસારૂ શાસ્ત્રકારે બે ઉપાય લખ્યા "છે,—સાંખ્ય અને યોગ.

"अव्याकुलधियां मोहमात्रेणा च्छादितात्मनाम् ।
"सांख्यनामा विचारः स्यान्मुख्यो झटिति सिद्धिदः ॥
"बहुव्याकुलचित्तानां विचारात्तत्त्वधीर्नहि ।
"योगो मुख्यस्ततस्तेषां धीदर्पस्तेननश्यति[1] ॥

"મુખ્ય વિચાર સારૂ નિઃસંશય સુધી, શાસ્ત્ર ગુરૂની સમીપતા "મૂકવી નહિ. કોઈ પ્રકારે મનમાં સંશય ન રેહે તેવારે **શ્રવણ** "સિદ્ધ થયું (ગણાય છે.) યુક્તિ અને અનુભવથી મનમાં શાસ્ત્રીની "વાત આરૂઢ કરવી, તેવારે અસંભાવના મટી દૃઢ નિશ્ચય થાય "તેનું નામ **મનન.** એ નિશ્ચિતાર્થમાં એકાગ્રવૃત્તિ થાય તેનું નામ "**निदिध्यासन.** એ રીતે વિચારથી શ્રવણાદિ પરિપક્વ થઈ આત્મ "સાક્ષાત્કાર થાય તેને સંસાર શોક રેહેજ નહિ. જેની વૃત્તિ શ્રવ-"ણાદિકમાં દૃઢ નથી તેણે, એકાગ્રવૃત્તિ કરવા સારૂ યોગ કરવો જો-"ઈયે. એ યોગ શી રીતે કરવો તે શ્રીભગવદ્ગીતાના અધ્યાય છઠ્ઠામાં "સંપૂર્ણ છે. આત્માનું અભાન છે તેજ સર્વને અન્તઃકરણમાં ભૂલ "થઈ છે. ભૂલથી અન્યથા ભાન થવા સંભવ છે. જેમ (ભ્રાન્તિકાળે) "શુક્તિમાં બેરૂપ છે—સામાન્ય અને વિશેષ. શુક્તિનું સામાન્યરૂપ

૧ પૃષ્ટ ૨૯૩ મે અર્થ જૂવો.

"ચાકચક્ય (તેનું જ્ઞાન) તે રજતાદિ ભ્રમનું સાધક છે, અને નીલપૃષ્ઠ "ત્રિકોણાદિ (તે શુકિતનું) વિશેષરૂપ (તેનું જ્ઞાન) તે રજતાદિ સર્વ "ભ્રાન્તિનું બાધક છે. એ દૃષ્ટાન્તપ્રમાણે પોતાની ચિદ્રુપતા અજ્ઞા- "નની સાધક છે, બાધક નથી. વિચારે તો સર્વને, ચૈતન્યવડે, 'સાક્ષી "હું છું, હું બ્રહ્મ જાણતો નથી,' એવું સામાન્ય જ્ઞાન ભાસે છે; પરન્તુ "નિર્મલ ચિત્તવિના પોતાની અસંગરૂપતા અને સુખ એ વિશેષ (રૂપ) "ભાસતું નથી. જો પોતાનું પરમાનન્દરૂપ ભાસે તો શોક રેહેવા "સંભવજ નથી. માટે જે રીતે પોતાની પરમાનન્દતા ભાસે તેમ "કરવું. પોતાની યથાર્થ પરમાનન્દતા સાક્ષાત્ થતાંજ શોક તરણ "નિઃસંદેહ છે. તેઉપર ભગવદ્વાક્ય.

"यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
"यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति[1] ॥
"सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
"यस्मिन्स्थितोन दुःखेन गुरुणापि विचाल्यते[2] ॥

"ઈત્યાદિ. ઉત્તમ અધિકારીને વિચારથીજ સાક્ષાત્કાર છે. યો- "ગની જરૂર નથી. એ ઉપર **माण्डूक्यकारिका.**

"आत्मसत्यानुबोधेन न सङ्कल्पयते यदा ।
"अमनस्तां तदा याति ग्राह्याभावे तदग्रहम्[3]

---

૧ શ્રીભગવદ્‌ગીતા અધ્યાય ૬, શ્લોક ૨૦. (એ પ્રકારે યોગાભ્યાસના બળથી નિવાત દીપ જેવું એકાગ્ર થઈ અને) યોગના અનુષ્ઠાનવડે સર્વથી નિવૃત્ત થયેલું ચિત્ત જે કાળે ઉપરામ પામે, તેજ સમયે આત્માવડે એટલે સમાધિથી શુદ્ધ થયેલા અન્તઃકરણવડે, આત્માને એટલે જ્યોતિઃસ્વરૂપ પરમ ચૈતન્યને જોઈને (યોગી) પોતાના આત્મામાં તુષ્ટિ ભોગવે છે.

૨ પૂર્વોક્ત અધ્યાયના ૨૧-૨૨ મા શ્લોકનો પૂર્વાર્દ્ધ ઉત્તરાર્દ્ધઃ—ઇન્દ્રિયગોચર વિષયજનિત નહિ, પણ બુદ્ધિથી ગ્રહણ કરવાયોગ્ય એવું અનન્ત સુખ, એ (આત્મતત્વના) સુખમાં રેહેનાર મહત્ દુઃખવડે પણ ચળતો નથી.

૩ ગૌડપાદીયકારિકા તૃતીય પ્રકરણ, શ્લોક ૧૧૧:—(શાસ્ત્ર અને

"મન્દાધિકારીને મનનો નિગ્રહ જરૂર કર્તવ્ય છે. તે ઉપર વાક્ય.

"मनसो निग्रहायत्तमभयं सर्व योगिनाम्।

"दुःखक्षयः प्रबोधश्चाऽप्यक्षया शान्तिरेवच[1] ॥

"ઈત્યાદિ. પોતાના મનમાં સ્વરૂપ વિચારથી, શોક નિવૃત્તિ "થાય છે, કે નહિ, તેના સાક્ષી આપણેજ છિયે. હવે એ મનનો "શોધ કરી **सांख्य** એટલે શ્રવણાદિ વિચાર, અને **योग** એટલે "મનની એકાગ્રતા એ બેમાંથી વૃત્તિના અધિકારપ્રમાણે એક ઉપાય "કરવો એ આપણું કામ છે. અને સુખ સાક્ષાત્કાર થતાં શોકનો "નાશ તો પ્રત્યક્ષજ છે.

"**अपरोक्षानुभूति**માં વૃત્તિથી સુખાનુભવ સારૂ સ્પષ્ટ વાક્ય છે.

"येहि वृत्तिं विहायैनां ब्रह्माख्यां पावनीं परां।

"तनु वृथैव जीवन्ति पशुभिश्च समानराः[2] ઈત્યાદિ.

"समाधि निर्धूत मलस्यचे तसो, निवेशितस्यात्मनि यत्सुखंभवेत्।

"नशक्यते वर्णयितुं गिरातदा तदे तदन्तः करणेन गृह्यते.[3] ॥

---

ગુરૂના ઉપદેશથી જે) સત્યરૂપ આત્માનો અનુબોધ મળે છે તેણેકરી (મન) જ્યારે સંકલ્પ નથી કરતું ત્યારે ગ્રાહ્ય વસ્તુના અભાવને લીધે તે ગ્રહણની કલ્પનાથી રહિત થયેલું એ મન 'અમનતા' ને પામે છે.

૧ પૂર્વોક્ત પ્રકરણનો ૧૧૯ મો શ્લોકઃ—(સન્માર્ગગામી પરન્તુ મન્દ અધિકારી) સર્વ યોગીયોને મનના નિગ્રહને આધીન અભય (તત્વજ્ઞાન) છે, અને દુઃખનો ક્ષય, આત્માનો પ્રબોધ, તથા અક્ષય મોક્ષનામક શાન્તિ પણ મનના નિગ્રહને આધીન છે.

૨ શ્લોક ૧૩૦:— જે મનુષ્યો એ પરમ પાવન કરનાર 'બ્રહ્મ નામની વૃત્તિને ત્યાગે છે તે પશુસમાન નરો તો વૃથાજ જીવે છે.

૩ પંચદશીના 'બ્રહ્માનન્દગત યોગાનન્દ પ્રકરણમાં શ્લોક ૧૧૮ લખી શ્રુતિ ઉતારી છે તેઃ—સમાધિવડે (રજતમગુણરૂપ) મલ ધોવાયલા, અને આત્માવિષે પ્રવેશ પામેલા ચિત્તને જે સુખ થાય છે તે વાણી વર્ણવી શકતી નથી. પરન્તુ તે સુખ અન્તઃકરણે કરીનેજ ગ્રહણ થાય છે. એવું અલૌકિક સુખ છે.

"यद्यप्यसौ चिरंकालं समाधिर्दुर्लभो नृणाम् ।
"तथापि क्षणिको ब्रह्मानन्दो निश्चायकस्त्वसौ[1] ॥

"માટે જે ગુરુશાસ્ત્રઉપર શ્રદ્ધા રાખી ઉપાય કરેછે તેને અવશ્ય "શોકસન્તરણ ભાસે છે. એજ વિનતિ. પુનઃ લખશો.

વિ. ગોકુલજીના ન.

---

ચરિત્રનિરૂપ્યના શરીરનો અન્ત જે વર્ષમાં આવ્યો તે સં.૧૯૩૫ ના શોકપ્રદ વર્ષનો પણ આરંભ અને અન્ત સાથે હવે થાય છે.

અનાવૃષ્ટિ અને અતિવૃષ્ટિને લીધે દુષ્કાળ ગયા પછી લોકોને જ્વરાદિ રોગોએ પીડવા માંડ્યા હતા. જૂનાગઢમાં તો જ્વરે ત્રાસ વર્ત્તાવ્યો હતો. તે જ્વરે ગોકુલજીભાઈના શરીરને પણ પોતાના પાશમાં લીધું હતું. પ્રથમના તાપે શરીરને શુષ્ક કરી છેક નિર્બલ કર્યું. બીજીવારનો તો કાળજ્વરજ હતો. તેમાં દેશીવૈદ્યનું ઔષધ ચાલતું હતું. કેટલાંકને એમ લાગ્યું કે હાથફેરસારૂ હવે 'ડાકટર'નું ઔષધ કરે તો સારૂં. પણ કેહે છે કે તેમના ક્રોધી સ્વભાવને લિધે કોઈથી તેમને કહી શકાયું નહિ. સર્વને ભય રહ્યું કે માનશે નહિ અને ક્રોધ કરશે. ડાકટર અમીદાસને પણ થોડો તાવ આવતો હતો. તેમને રા. જવેરીલાલ લલુભાઈયે સૂચના કરી કે તમે ગોકુલજીભાઈની પાસે ચાલો. તેમને પણ ભય લાગ્યું કે અપમાન કરશે પણ ઔષધ નહિ ગ્રહણ કરે. એમ ધારી તેમણે પણ ઉદાસીનતા રાખી. રા. જવેરીલાલે જઈ ગોકુલજીભાઈને કહ્યું કે 'ડાકટર'ને પ્રકૃતિ બતાવવી યોગ્ય છે. તેમણે હા કહી કહ્યું કે 'લાવજો.' એટલામાંતો રોગનું બળ વધતું ચાલ્યું. એવે સમયે કોઈ અધિક અનુભવી અને આપ્ત સ્નેહીસંબંધી પોતાને માથે ભાર લઈ યોગ્ય લાગે તેમ કરાવે છે. એવો યોગ ત્યાં ન હતો એમ કેહેવાયું.

---

૧ પૂર્વોક્ત પ્રકરણનો ૧૧૯ શ્લોકઃ—જો કે એ સમાધિ બહુકાળ પર્યન્ત મનુષ્યને દુર્લભ છે, તથાપિ તે ક્ષણિક સમાધિ બ્રહ્માનન્દનો નિશ્ચય કરાવે છે.

ગોકુલજીભાઈને ઉષ્ણતા એટલી બધી વધી ગઈ કે તેનો પ્રકોપ થઈ ગયો. દાડિમનો રસ પીવા અતિ આતુરતા બતાવે, પણ વૈદ્ય તેની ના કહે. એમ થતાં અસહ્ય શોષ પડવા માંડ્યા. માર્ગશીર્ષ શુદિ ૩ ને દિને સામળભાઈઉપર અને આ લખનારઉપર પત્ર લખાવ્યા; અને શુદિ ૪ તા. ૨૭મીના બાર વાગે આ લખનાર ઉપર પોતે તાર મૂક્યો કે "મને તાવ ચઢ્યો છે, તત્કાળ એકસો ઉત્તમ મસ્કતી દાડિમ મોકલી દ્યો. ઔષધ સારૂ જોઈયે છિયે" એમનાભણીથી એ તાર અન્તનોજ હતો.

થોડા કાળ પછી સન્નિપાતનાં લક્ષણ જણાવા માંડ્યાં. એ સમાચાર વઝીર બહાવદીનને તથા બા. સાલેહહિંદીને જતાં, તેમનાં શરીર પણ સારાં ન હતાં તોપણ તેઓ તુરત આવ્યા. તેમની સાથે આદરસત્કારથી વાત કરી. પણ થોડીવાર પછી ભયંકર ચિહ્ન જણાવા લાગ્યાં. એવા પ્રસંગે નિહાલચંદ કુશળ ગણાતા તેપણ ત્યાં આવ્યા. શરીરની નિર્બલતા અને રોગની પ્રબલતા પ્રત્યક્ષ દેખાવા માંડી. એવો કાળ સમજનારાઓની આશા ત્રુટવા માંડી.

માર્ગશીર્ષ શુદિ ૫ ભૃગુવાર તા. ૨૮ મી નવેમ્બર સન ૧૮૭૮ ની રાત્રિના આરંભમાં ૮-૯ વાગે,

**પ્રારબ્ધ ક્ષય થયે દેહત્રયનો ભંગ થતાં, ઉપાધિથી મુક્ત થઈ, ગોકુલજીભાઈનો આત્મા પરમાત્મામાં ઘટાકાશવત્ લીન થયો અને તે વિદેહમુક્તિ પામ્યા.**

ગોકુલજીભાઈને તેમના કુટુંબમાં પ્રથમથી રા. પુરૂષોત્તમરાયઉપર અન્તર્થી અધિક પ્રેમ હતો. તેની આશાજનક યોગ્યતા જોઈ પોતે બહુ પ્રસન્ન થતા. અને કોઈક દિવસ ઝાલાના કુટુંબમાં તે એક નામાંકિત ઉઠશે એમ અનુમાન કરતા. તેમને હસ્તેજ ગોકુલજીભાઈના કૃતકૃત્ય શરીરને અગ્નિદાહ દેવામાં આવ્યો. અગ્નિહોત્રના અગ્નિ અને યજ્ઞના પાત્રાદિ સર્વ સંભાર સ્મશાનમાં લેવાઈ, પુરૂષાર્થ સિદ્ધ કરેલા એ દેહની તે અગ્નિહોત્રના અગ્નિમાં સાંગોપાંગ વિધિપૂર્વક પૂર્ણાહુતિ દેવાઈ. રાજ્યના કારભારી છતાં દેહ છુટ્યો

એવું જૂનાગડમાં ક્વચિત્‌જ બને છે. પણ ગોકુલજીભાઈને તેમ થયું. તેઓ કારભારીજ હતા તેથી તેમના દેહને રાજ્યનું પ્રધાન અંગ ગણી, તદનુસાર તે શબસાથે સર્વ રાજવિભૂતિ પણ સશોકમાન દર્શાવવા સ્મશાનમાર્ગમાં ચાલતી હતી. પૂર્ણકલામાં દેહ છૂટ્યો એમ જાણી, સર્વ મનુષ્યો, ગોકુલજીભાઈના પિંડને તો બહુ ભાગ્યશાલી ગણવા લાગ્યા, પણ તેમનાં સ્નેહી સંબંધીને હાનિ અને શોકનો પાર ન રહ્યો.

'स्नेहमूलानि दु:खानि'

(દુ:ખનું મૂલ સ્નેહ છે) કહ્યું છે તે યથાર્થ છે.

સુજ્ઞ ગોકુલજીભાઈને અને આ લખનારને જે સ્નેહમમતા હતાં તેથી અધિક નજ હોય. એમ હતું તેથી તેના પ્રમાણમાં તેને શોક-દુ:ખ કેવું થયું હશે, તે, તેનું અને તેવાંનું મનજ જાણી શકે.

વિવેકી નિહાલચંદભાઈયે આ લખનારને તુરત તાર કર્યો કે:—'આહા ગોકુલજીભાઈએ ગઈ રાત્રે દેહ છોડયો.' આ અતિ કષ્ટકર સન્તાપકારક સમાચારનો તાર વાંચતાં એ આકસ્મિક અને અચિન્તિત ઘટના સાચી છે એમ પ્રથમ તો અસજ્જ મન માની શક્યું નહિ. પછી ચિત્તને મૂર્છના આવી તે શુદ્ધિરહિત થઈ ગયું. તે અવસ્થામાંથી નિકળતાં શોકને આધીન થવું થયું. શોકાધીન થતાં તે જેટલા વિકાર કરવા સમર્થ છે તેટલા કરી, તેણે અન્ત:કરણને બધા સંસ્કાર કરવા.

ગોકુલજીભાઈના બહુ સ્નેહીસંબંધીના મનમાં શોકને વાસ કરવાનું મળ્યું. એ વાર્તા પરિશિષ્ટમાંનાં થોડાં પત્રોથી સ્પષ્ટ થશે.

સુજ્ઞ ગોકુલજીભાઈ તો પુરૂષાર્થ સિદ્ધ કરી, બહુ સુવાસ મૂકી, વિદેહ કૈવલ્ય થયા. શાસ્ત્ર ઉચ્ચારે છે કે:—

ब्रह्मविद् ब्रह्मैवभवति.

---

# परिशिष्ट.

સુજ્ઞ ગોકુલજીભાઈ વિદેહકૈવલ્ય થયાના સમાચાર જાણી સ્નેહીજનોએ આ લખનારઉપર અનુશોચનનાં અને સમાધાનનાં પત્રો લખ્યાં છે તેમાંનાં કેટલાંક પત્રો અત્રે ઉતાર્યાં છે. રા. રા. રણછોડભાઈ તથા મણિભાઈ તો સમીપજ હતા એટલે શોકભાર વહન કરવામાંજ સામીલ હતા તેથી તેમનાં પત્રો નથી.

---

## રા. રા. સામલભાઈનું પત્ર.

ભાવનગર, તા. ૨૯ નવેંબર સં. ૧૮૭૮, શનિ.

"પરમસ્નેહીભાઈશ્રી મનસુખરામ સૂર્યરામ. મુંબઈ.

"વિનતિ કે ગઈ કાલે જૂનાગડના તારથી અતિશય દુઃખદાયક, "અતિશય ખેદ અને હાનિકારક ખબર, આપણા પરમમિત્ર ગોકુલ- "જીભાઇ વિદેહકૈવલ્ય થયાના મળ્યા. આ વાત સાંભળી અન્તઃક- "રણના સ્વાભાવિક ધર્મપ્રમાણે જે પારાવાર ક્લેશ થાય છે તે પત્રમાં "કોઈ પ્રકારે લખી શકવાની શક્તિ નથી. આપણ બંને જણના "મનમાં જે અભિલાષ, અમુક સમય પછે, આપણા સુહૃત્તમ ગોકુ- "લજીભાઈના ઈન્દુતુલ્ય મુખારવિન્દથી વેદાન્ત સિદ્ધાન્તનાં વચના- "મૃતનું પાન કરી લાંબા સમયસુધી તજ્જન્ય સુખ ભોગવવાનો હતો "તે આપણા દુર્દૈવથી નાશ થયો. તે સાથે વ્યાવહારિક પ્રસંગમાં તે "સન્મિત્રના શરીરથી થતી થતાલાભની જે હાનિ પોહોંચી તેનો "વિસ્તાર લખવાની અગત્ય નથી.

"એ માઠા બનાવથી મારા અન્તઃકરણને જે કંઈ લાગે છે તેનાથી "આપના ચિત્તને કોઈ પ્રકારે ઓછી લાગણી નહિજ થાય. આ પત્ર "લખતાંના દરમ્યાન અતીવ દુઃખ અને જે જે તરંગો મનઉપર "આવે છે તેનું બળ એટલું બધું વૃદ્ધિ પામ્યું છે કે જેથી હાલ એ "સંબંધી કંઈ વિશેષ લખવાને પણ ચિત્તમાં જોઈએ તેવી શક્તિ "માલુમ પડતી નથી. સર્વ પ્રકારે ભાવિની મુખ્યતાઉપર વિચાર

"ફરીને મનને સમાધાની તરફ લાવવા શિવાય બીજો કોઈ. માર્ગ "દૃષ્ટિએ આવતો નથી.

. "આપણા ભાઈશ્રી મણિભાઈને પણ આ માઠા બનાવથી ઘણોજ "શોક થવાનો પરન્તુ નિરૂપાય.

વિ. સામલદાસના સા. પ્ર.

"વિ. સે. વિઠલદાસ વિ. સામલદાસના સા. પ્રણામ. ઉપરના "ખેદકારક બનાવથી અતિશય ખેદ થયો છે. તેમને પુત્ર નથી એ "દિલગીરીમાં ઓર વધારો કરતા વાત છે. મગર આપણે ઇશ્વરેચ્છાને "તાબે થયાસિવાય ઈલાજ નથી. લાચાર.

---

**વઝીરસાહેબ બહાવદીનભાઈ** વિવેકી અને મમતાવાળા છે એ પ્રસિદ્ધ છે. તેમણે આ લખનારને પ્રથમ તાર મૂકાવ્યો કેઃ—

"Extremely sorry for Goculajibhái's death. Sirkâr "sustains heavy loss. They will look properly to "the interests of all his friends and relatives. Be "assured.

(ગોકુલજીભાઈના મરણથી હું અતિશય દિલગીર છું. સરકારને ભારે હાનિ થઈ છે. નિશ્ચય માનજો કે તેમના બધા સ્નેહી અને સગાંના સ્વાર્થઉપર સરકાર સારી રીતે લક્ષ આપશે.)

પછી તેમનું પત્ર આવ્યું તેમાં લખે છે કેઃ—

"જૂનાગઙ, સં. ૧૯૩૫ ના માર્ગશીર્ષ શુદી ૯.

"મેહેરબાન રાજમાન્ય રાજશ્રી ૫.

"મનસુખરામ સૂર્યરામ. મુ. મુંબઈ.

"શ્રીજૂનેગડથી લિ. જમાદાર બહાવદીનભાઈ વિ. હાશમભાઈના "સલામ ઘણા ઘણા કરી વાંચવા. ઉપરાન્ત લખવાનું કે, મેહેરબાન "મુખ્ય દીવાનસાહેબ રાજશ્રી ગોકુલજીભાઈને પ્રથમ જ્વર આવતો "પણ તે કંઈ દિવસ થયાં ઉતરેલ બાદ પાછો ઉથલો મારતાં એજ,

"કસરની અંદર તેઓ સાહેબની જીંદગીનો અન્ત આવ્યો. આ
"ઘણાજ ખેદકારક બનાવના બનવાથી મારા દિલમાં કેટલું દુઃખ
"ઉત્પન્ન થયું હશે એ ચિતાર આપને આવ્યાવિના રેહેશે નહિ.
"કેમકે તેમની જાતથી કેટલી બેફીકરી હતી. તેમજ તેઓ સાહેબ
"આપણા માનવંતા સરકારના કેવા વફાદાર હતા એ સદ્ગુણો આ
"વખ્ત લખી બતાવતાં મારૂ મન મહાખેદયુક્ત થાય છે; એટલે વિશેષ
"વિવેચન નહિ કરી થોડામાં લખી મને સંતોષમાન થવું જોઈયે.

"તેઓસાહેબે આશરે ૧૮ વર્ષ આપણા માનવંતા સરદારની
"દીવાનગીરીના અહોદાનું કામ સત્યવાદીપણે ચલાવ્યું. અને સર-
"કારી હકની બેહેતરી માટે મનકર્મવચનેથી જે જે ફીકર રાખી
"પોતાની ફરજ બજાવી ફતેહમંદી પામ્યા છે એવો દાખલો ઉદાહ-
"રણને માટે મુકાબલે મૂકવા બીજા કોઈનો મળી શકવાનો નથી.
"તેમ ધર્મીષ્ટતા અને સત્યતારૂપી આભૂષણ તેઓએ ધારણ કરી
"પોતાની કીર્તિમાં વધારો કર્યો છે, એથી પણ આપણી રયાસતને
"ઉજ્વળતા વધારે તેમની જાતથી મળતી હતી. પરંતુ દૈવયોગે આ
"બનાવ સહન થઈ ન શકે તેવો બન્યો તેપણ મુંગે મોઢે સહન કરવો
"જોઇયે. એમ યકીન કરી હાલ ઘણીજ ગમગીની અંદર તેઓના
"વિયોગથી દીલગીર થયેલો છું. ઈશ્વર મરજી એમ હશે એટલે લાચાર.

"મેહેરબાન ગોકુલજીભાઈના ગુજરવા પાછળ તેમની પ્રજા
"આદિના દુઃખી મનને બની શકયાપ્રમાણે પરિતોષ કરચો છે તદપિ
"તમોએ પણ પત્ર લખવો.

"દીવાનજીસાહેબના કુટુંબ અને તેમના મિત્ર, (તથા) માણસોની
"આબરૂમાં કંઈપણ ફેરફાર નહિ કરવા બલકે તેમની સંભાળગત કા-
"ળજી રાખી કરવા ખુદાવંદ સરકારશ્રીની ધારણા છે જેને માટે અમો-
"એ આપને તાર કરી ખબર આપ્યા છે, અને વળી પણ લખુંછું કે:—
"આપે કોઈ વાતે મનમાં ઉદાસી નહિ લેવી. અને જેવી રીતે
"હમેશ સરકાર નોકરી ઉલ્લાસથી કરો છો તેવીજ રીતે ઉલ્લાસ
"રાખી બજાવે જાવી. પરમેશ્વર, ખુદાવંદ સરકારશ્રીને સલામત

"શખે. તેઓ કોઈ વાતે દીવાનજીના ખાનદાનને અને તેમના મિત્ર
"અને માણસને ઉદાસી લેવા વખ્ત આવવા નહિ દે. કેમકે દીવા-
"નજીસાહેબની ખોટ જે છે તે સરકારનેજ છે. બીજાને માટે નથી.
"માટે અમારૂ થોડામાં લખવું વિશેષ માની દીલ કાયમ રાખવું. અને
"જે વસ્તુ લાઈલાજ છે તેનો શોક ઓછો કરવાસિવાય બીજો
"રસ્તો નથી એમ વિદ્વાન્ અને જ્ઞાની મનુષ્યોનું મત છે, તે આ
"વખ્ત યાદ લાવી સબુર કરેલું છે. પણ તેઓની વફાદારી અને
"સદ્ગુણો એવા છે કે તે વિસરે તેવા નથી. જે માણસને એક વખ્ત
"તેઓ સાહેબ મળ્યા હશે તો તેઓ પણ તેમના સદ્ગુણો વખાણતા
"હશે; તો એમના હાથથી ઘણાંજ મ્હોટાં કામોનો પરિણામ
"આવેલ છે તે હમેશાં રાતદિવસ અમોને યાદ આવ્યાવિના રેહેશેજ
"નહિ. થોડો દુઃખદાયક બનાવ બન્યો નથી.

"આ તરફનું કામકાજ લખવું. કોઈ વાતે જૂદાઈ નહિ જાણવી.

"લિ. જમાદાર બહાવદીનના માનસહિત સલામ.

"લિ. પુરૂષોત્તમરાયના દંડવત્ પ્ર.

---

## રા. રા. હરિદાસ વિ. વિહારીદાસ

પોતાના અંગ્રેજીપત્રમાં લખે છે કેઃ—

"મારા પ્રિય મનસુખરામ.

"આપણા શુભેચ્છક, સદ્ગુણ સંપન્ન અને બહુ માન્ય ગોકુલજી-
"ભાઈના દેહ છૂટ્યાના ખેદકારક સમાચાર સાંભળી મને બહુજ
"શોક થયો છે. એમના બહુ સારા ગુણોનો હું પ્રશંસક હતો.
"તેમાં સત્યતા, દૃઢ સ્વભાવ, સરલતા, પ્રામાણિકતા, એકનિષ્ઠા,
"અને ધાર્મિક અન્તઃકરણ એ અતિશય પ્રત્યક્ષ હતાં. તે એક
"કુલીન, શક્તિમાન્, વિચક્ષણ, અને બુદ્ધિમાન્ કારભારી હતા. તેને
"જેઓ ઓળખતા હતા, અથવા તેની પ્રસિદ્ધ નિર્મળ કીર્તિથી એક

"ખરા મહાન્ પ્રતિનિધિ પુરૂષ જેવા જાણતા હતા, તેવા મનુષ્યોથી
"તેને માન મળતુ હતું એટલુંજ નહિ પણ તે પૂજાતા હતા.

"આર્યતત્વજ્ઞાનનું, અને ધર્મનું બહુ સારૂ જ્ઞાન તેમને હતું, તેથી
"લોકોનાં અધિકતર શ્રદ્ધા સત્કાર તેનાપ્રતિ થતાં. મૃત્યુવશ પ્રાણી
"રૂપે તેમનામાં કેટલાક દોષ પણ હતા પરન્તુ તે એટલા થોડા
"અને સ્વલ્પ હતા, અને સદ્ગુણો એટલા બધા અને મ્હોટા હતા કે
"તે ગુણોની છાયામાં દોષ ઢંકાઈ ગયા હતા.

"કાઠિયાવાડને કેટલી બધી હાનિ થઈ છે? જે રાજકીયમંડળના
"તેઓ આધાર હતા તે મંડળના મહાજનોને બહુ કાળસુધી એમનો
"વિયોગ વિષમ લાગશે. સૌરાષ્ટ્રનાં દેશીરાજ્યોના સામાન્ય સ્વાર્થના
"એક શકિતમાન્, નિર્ભય, સાચા રક્ષક તે હતા તે તેઓએ ખોયા છે.
"જૂનાગડના તો તેઓ બહુ વર્ષથી કારભારી હતા તેને જે હાનિ
"થઈ છે તે વર્ણવ્યાકરતાં કલ્પવી એ સુતર છે.

"મારે જૂનેગડ જવાનું સન્ધાન ચાલતુ હતું તે તમે જાણો છોજ.

..................................................................

"કાઠિયાવાડના પ્રથમ વર્ગના એક બીજા સ્પર્ધી સંસ્થાનના
"મુખ્ય ગૃહસ્થો એકવાર આ મહાપુરૂષના ગુણ અને શકિતની
"ઉતરતી ગણના કરતા હતા, પણ ગોકુલજીભાઈનું તેમના સંબંધમાં
"આવવું થયા પછી તેઓ જે હાંસિ અને અવજ્ઞા કરતા તેણેજ
"પછી પ્રીતિ અને પ્રશંસાનું રૂપ ધારણ કર્યું,—એ મેં પ્રત્યક્ષ દીઠું છે,
"હું ઈચ્છું છું કે:—ગોકુલજીભાઈવિષેનું આ પત્ર તેમને પુત્ર હોત તેને
"લખવા વેળા આવી હત તો મને સન્તોષ થાત, પરન્તુ તેમ નથી
"તો હું ધારૂં છું કે તમને લખવું એજ યોગ્ય છે, કારણ કે મરનાર
"પુરૂષ તમારાઉપર પરમસ્નેહ રાખતા હતા.

"ઈશ્વર તેમને અમરશાન્તિ આપો એવી મારી અન્તઃકરણથી
"પ્રાર્થના છે. સદા તમારો—હરિદાસ વિહારીદાસ.

———

## રાવબહાદુર ભોળાનાથભાઈનું પત્ર:—

"અમદાવાદ, તા. ૪થી ડિસેંબર સન ૧૮૭૮, બુધવાર.

"પ્રિય ભાઈ મનસુખરામ,

"ગઈ કાલે ઝાલાજી (ગોકુલજીભાઈ) ના મૃત્યુની દુ:ખદાયક ખબર "જાણી મનને અતિખેદ થયો. મંદગી સાંભળી નહોતી.......... "દેહનું અશાશ્વતપણું આવું છે, અને માણસો અનેક પ્રકારના મનો- "રથો ધારવામાં તથા ઐશ્વર્યના મદમાં (ऐवा) વિમોહિત થઈ જાય "છે કે,—પરકાળવિષે વિચાર કરવાનો અવકાશ મળતો નથી. ઝાલાજી "જેવા પવિત્ર મનના, પ્રામાણિક, તથા સરલ સ્વભાવના ઘણા વિર- "લા માણસો હશે. મારે આપના યોગથી થોડીવાર સમાગમ "થયાથી તેમની મારાઉપર કૃપા હતી એ સ્મરણ થવાથી ચિત્તને "ખેદ થયાવિના રેહેતો નથી. તમારે તેમની સાથે અતિ પરિચય "તેથી તમને દુ:ખ લાગે એ સ્વાભાવિક છે. પણ નિરૂપાય વસ્તુ- "નો ઉપાય—વિવેક તથા ઈશ્વરેચ્છાને આધીન થવું એવિના—બીજો "કોઈ નથી.

* * * * *

"આપનું ચિત્ત હાલમાં વ્યગ્ર હશે તેથી વધારે શ્રમ આપતો "નથી. શુભેચ્છક ભોળાનાથ સારાભાઈના સા. નમસ્કાર.

---

## રા. બક્ષી મથુરાદાસજી લખે છે કે:—

"રા. રા. પરમસ્નેહી મનસુખરામ સૂર્યરામ. મુંબઈ.

.................................................................

"આપણા પ્રિય મિત્રનું (ગોકુલજીભાઈનું) ગુજરવું થયા નન્તર "મારો જીવ વ્યવહારમાં ગોઠતો નથી. ભ્રમ થયાં કરે છે, અને ખેદ- "શૂલથી અન્ત:કરણ વિધાણાં કરે છે. ઘણું મનને સમજાવું છું પણ "શાન્તિ થતી નથી.

"આપ વિચારો કે રાજકીય પ્રસંગને સાથ તેના સત્સંગવડે પર-
"માર્થલાભ આપણને પ્રાપ્ત હતો તે હાથમાંથી ગયો એ કેવી અફ-
"સોસી છે. વખતે તમારી સોહોબતથી જીવને થંડક રેહે પરન્તુ તમો
"લંકાના સૂવર્ણવત્ છો. ભગવદ્ ઈચ્છા.

* * * * *

વિ. મથુરાદાસ ભગવાનદાસના સાષ્ટાંગ નમસ્કાર.

---

"**મિ. જે. બી. પીલસાહેબે** પત્ર લખી રા. ગોકુલજીભાઈ-
"વિષે પોતાનું ઉચ્ચ મત દર્શાવ્યું છે. તેઓ લખે છે કે:—

"પ્રિય મિ. મનસુખરામ,

"....................ગત દીવાન ગોકુલજી સંપત્તિરામ સાથે અ-
"ધિકાર રીતે ઘણું કામ મારે પડતું અને તમે સારીપેઠે જાણો છો
"કે ઘણા અન્તરાયો નડતા. તેમની પોતાની સ્થિતિ વિષમ હતી
"અને હું સદા એમ ધારતો આવ્યો છું કે તેમની રાજનીતિ એક
"માર્ગીજ હતી; અને જૂનાગડસંસ્થાનનાં જે કામો તેમના અધિ-
"કારથી થતાં તેમાં તેઓ ન્યાયથી વર્ત્તતા. વળી એક પ્રથગ્ જન
"રૂપે પણ તેમની સાથે મારે બહુ મળવું હળવું થતું, અને તેમના
"ઉપર મારો બહુ આદરભાવ હતો. અંગ્રેજલોકના સમાગમના તેઓ
"અનુરાગી હતા અને પ્રસ્તુત પ્રસંગોની કથાવાર્ત્તામાં તેઓ રમણીય
"અને વિનોદી હતા. તેમના મરણથી મને બહુ શોક થયો અને
"જો હું કાઠિયાવાડમાં રહ્યો હત તો, જે શક્તિમન્ત મનુષ્યોનું મંડળ
"એ પ્રાન્તના કામસારૂ મારી સાથે વિચાર કરતું હતું તેમાં એમના
"પિંડની વારંવાર ન્યૂનતા મને જણાયાવિના રહત નહિ.

"મારી દૃષ્ટિ કે પ્રીતિમાં જેને એજ પંક્તિમાં મેં મૂકેલા એવા
"માત્ર એકજ બીજા ગૃહસ્થ છે અને તે અજમ ગૌરીશંકર છે.

મને માનજો, તમારો બહુ સાચો,

જે. બી. પીલ.

પરમસ્નેહી **સામળભાઈ** એક પ્રસંગે લખે છે કેઃ—

" * * * *

"મહારાજા તખ્તસિંહજી સમક્ષ કોઈ રાજકીય વિષયની વાર્તા "ચર્ચાતી હતી. તેમાં રા. ગોકુલજીભાઈનું સ્મરણ કરવા પ્રસંગ "આવ્યો. તે વેળા તેમના સ્નેહ અને સદ્ગુણોના સ્મરણથી મારા "મનઉપર કેટલોક ખેદ સ્વાભાવિક માલમ પડ્યો. તે જોઈને મહા- "રાજે કહ્યું કેઃ- * * * રા. ગોકુલજી- "ભાઈનું મૃત્યુ થયા પછી જ્યારે વાત નીકળે છે ત્યારે ઘણો ખેદ "તમારા ચેહેરાપર જણાય છે. જગત્માં ઘણા પ્રકારના સ્નેહ છે. "માતાપિતા, મિત્ર, સ્ત્રી, પુત્ર, ભ્રાતા, ઈત્યાદિ. અનેક જૂદા જૂદા "મનુષ્યો તેમાંના ગમે તે એક સ્નેહની પ્રશંસા કરે છે. પણ તેમાં "શ્રેષ્ઠ સ્નેહ કોનો ગણવો? તેવિષે કંઈ સમાધાન છે? તેના ઉત્ત- "રમાં મેં કહ્યું કે આવિષે ઘણી સંખ્યાના વિચાર કેવા પ્રકારના "હશે એ કેહેવું કઠિન છે. પરન્તુ મારો વિચાર એમ છે કેઃ—

**છપ્પય.**

"પિતાપુત્રનો સ્નેહ ઘણો પણ લાજન ત્રૂટે,  
"પ્રમદાસાથે પ્રેમ ઘટે જયમ જોબન છૂટે,  
"બન્ધુ જનનો નેહ ખસે ઘરથી ધન ખૂટે,  
"(ત્યાં) સ્વાર્થી સ્નેહની વાત કોણ કરીને શિર કૂટે?  
"**તખતેશ** તજી સંદેહને, સત્ય વાત ઉરની લહે,  
"નિર્મલ મનવાળા મિત્રની પ્રીતિ સરસ **સા**મળ કહે.

'આ ઉત્તર સાંભળી નામદાર મહારાજા શ્રીના મનનું સમાધાન 'થયું હતું. * * * *

| | | | |
|---|---|---|---|
| ૧ અસ્તોદય અને નળદમયન્તી (બીજી આવૃત્તિ) ... ... ... ... | ૦ | ૧૨ | ૦ |
| ૨ દેશીરાજ્ય અને મનુસ્મૃતિમાંનો રાજનીતિસાર ... ... ... | ૦ | ૮ | ૦ |
| ૩ વિચારસાગર (ગુજરાતી). ... ... ... ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| ૪ ફાર્બસ જીવનચરિત્ર ... ... ... ... ... ... ... ... | ૦ | ૧૨ | ૦ |
| ૫ ઉત્તરજયકુમારી, ૬ મણિરત્નમાળા, ૭ વિપત્તિવિશે નિબંધ નથી. | | | |
| ૮ ઉત્તરરામચરિત, ૯ ફ્રાન્સ ને પ્રશિયા વચ્ચે યુદ્ધ, ૧૦ સ્વાશ્રય. હવે પછી. | | | |
| ૧૧ કરસનદાસ અને તત્સંબંધમાં વિચાર ... ... ... ... ... | ૦ | ૬ | ૦ |
| ૧૨ સુજ્ઞ ગોકુલજી ઝાલાનું સપત્રચિત્ર જીવનચરિત્ર ... ... ... | ૧ | ૦ | ૦ |

---

## ભાઈ રણછોડભાઈ ઉદયરામનાં પુસ્તક.

| | | | |
|---|---|---|---|
| ૧ જયકુમારીવિજય નાટક (બીજી આવૃત્તિ) ... ... ... ... | ૧ | ૪ | ૦ |
| ૨ વિક્રમોર્વશી ત્રોટક ... ... ... ... ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| ૩ માલવિકાગ્નિમિત્ર નાટક. ... ... ... ... ... ... ... | ૧ | ૪ | ૦ |
| ૪ હરિશ્ચંદ્ર નાટક ... ... ... ... ... ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| ૫ હરિશ્ચંદ્ર નાટકનો સાર ... ... ... ... ... ... ... | ૦ | ૧ | ૦ |
| ૬ સંતોષસુરતરૂ ... ... ... ... ... ... ... ... ... | ૦ | ૫ | ૦ |
| ૭ પ્રેમરાય અને ચારૂમતી ... ... ... ... ... ... ... | ૦ | ૧૨ | ૦ |
| ૮ લઘુ સિદ્ધાન્તકૌમુદી ગુજરાતી ટીકાસહિત. ... ... ... ... | ૦ | ૫ | ૦ |
| ૯ રાસમાળા ભાગ બે (ફાર્બસ સભાના મંત્રી પાસેથી)... ... ... | ૧૫ | ૦ | ૦ |
| ૧૦ હિતોપદેશ શબ્દાર્થ (સરકારી ડીપોમાંથી મળશે.) ... ... ... | ૦ | ૧૪ | ૦ |
| ૧૧ શેક્સપિયર કથાસમાજ (ર. મ. છો.) ... ... ... ... ... | ૧ | ૧૨ | ૦ |
| ૧૨ હિતોપદેશ મિત્રલાભ મૂળસહિત ... ... ... ... ... ... | ૧ | ૦ | ૦ |
| ૧૩ પ્રસ્તાવિક કથાસમાજ... ... ... ... ... ... ... ... | ૧ | ૦ | ૦ |
| ૧૪ લલિતાદુઃખદર્શક (ત્રીજી આવૃત્તિ) ... ... ... ... ... ... | ૦ | ૮ | ૦ |
| ૧૫ નળદમયન્તી નાટક ... ... ... ... ... ... ... ... | ૦ | ૮ | ૦ |
| ૧૬ બાણાસુરમદમર્દન (ઓખાહરણ નાટક)... ... ... ... ... | ૦ | ૧૨ | ૦ |
| ૧૭ કુળવિશે નિબંધ, ૧૮ બર્થોલ્ડ, ૧૯ આરોગ્યતાસૂચક.... ... ... નથી. | | | |
| ૨૦ મદાલસા અને ઋતુધ્વજ નાટક ... ... ... ... ... ... | ૦ | ૮ | ૦ |

મુંબઈ, કાલકાદેવીને રસ્તે { મે. આત્મારામ સગુણની કંપની.
ક્ષત્રી દામોદરદાસ ઈશ્વરદાસ. }

મુંબઈ, કોટમાં પારશીબજાર સ્ટ્રીટ, જહાંગીરજી બેજનજી કરાણી.

મુંબઈ, કોટમા આરમિયન લેન, ઓરિયન્ટલ છાપખાનું.

મુંબઈ, ધોબીતલાવ પાસે ઈરચશાહ કરાણીની કંપની.

મુંબઈ, મામાદેવી પાસે જેષ્ટારામ મુકુન્દજી.

સુરત. .. { કીકાભાઈ પ્રભુદાસ ચોકબજાર દરિયા મેહેલ.
કરસનદાસ નારણદાસ નાણાવટમાં. }

અમદાવાદ. { ગુજરાત વનાક્યુલર સોસાઈટી.
યુનાઈટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની. }

રાજકોટ. પારેખ પુરૂષોત્તમ પરમાનંદ.